# કુંદન અને કુસુમ.

## ભાગ ૩-૪

ગ્રન્થોદય ગ્રન્થમાળા મણકો ૩-૪.

શ્રી નવલ

# કુંદન અને કુસુમ.

## ભાગ ૩-૪.

સચિત્ર.

આધુનિક આર્ય ઘરસંસારનું પ્રતિબિંબ

અથવા

સુધારાનો સાર કે ફેશનનો માર ?

દોહરો.

સ્વાગેરો છે દીકરો ગુણવંતી છે નાર.
જેના ઘરમાં તે વસે ધન્ય તેનો અવતાર.

લખનાર

ત્રિવેદી રણછોડલાલ મહાસુખરામ કવિ.

રાયપુર-અમદાવાદ.

પ્રકાશક

હરિભાઈ દલપતરામ પટેલ.

શાહપુર-અમદાવાદ.

કિંમત રૂ. ૨-૮-૦

આવૃત્તિ ૩ જી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૮. સને ૧૯૨૨.

---

અમદાવાદ—શહાપુર વનમાલી વાંકાની પોળમાં પટેલ હરીભાઈ દેવકરણે પોતાના "ગ્રન્થોદય" પ્રેસમાં છાપી.



* * *

**शार्दुल विक्रीडित छंद.**

मानुष्यं वरवंश जन्म विभवो दीर्घायुरारोग्यता ।
सन्मित्रं सुसुतः सती प्रियतमा भक्तिश्च नारायणे ॥
विद्वत्वं सुजनत्व मिन्द्रियजयः सत्पात्र दानेरति ।
स्तेपुण्येन विनात्रयो दशगुणा संसारिणां दुर्लभाः ॥

श्रीप्रमाणसहस्री—आचार प्रकरण.

મનુષ્યપણું, સારા વંશમાં જન્મ, વૈભવ, દીર્ઘ આયુષ્ય, આરોગ્યતા, સારો મિત્ર, સારો પુત્ર, સતી સ્ત્રી, નારાયણમાં ભક્તિ, વિદ્વતા, સુજનપણું, ઇંદ્રિયોનો જય અને સત્પાત્રમાં દાન કરવાની પ્રીતિ એ તેર ગુણો સંસારી ગૃહસ્થને ઘણાજ દુર્લભ્ય છે.

શ્રી પ્રમાણ સહસ્ત્રી—આચાર પ્રકરણ.

* * *

# શ્રી સરસ્વતિ પ્રેમશૌર્ય મંદિર.

## આનંદ દર્શન.



### દોહરા.

રસિક હૃદયનો જાણુછે, આનંદ આઠે જામ;
ગુણવંતો ડાહ્યો સદા, ત્રિભુવન છે સુખધામ.
મંદ હાસ્યનું મૂખડું, લોચન પ્રેમ અભિરામ;
વિમળવૃત્તિ ઉરની સદા, ત્રિભુવન છે સુખધામ.
અંતર કેરી વેદના, ટાળી આપે હામ:
મિત્ર ધર્મને જાણતો, ત્રિભુવન છે સુખધામ.
વાત વિસામો વિશ્વમાં, અંતરનો આરામ;
ત્રિભુવનમાં એકજ જડે, ત્રિભુવન છે સુખધામ.
ગરવો ને ગમતી રૂડો, કરી બતાવે કામ;
રાજતો રણછોડ ઉર, ત્રિભુવન છે સુખધામ.

## દોહરા.

બ્હેન બન્ધુ ને પિતુ સુતા અંતર આણી પ્યાર,
વિકાર વિણ વાંચે સદા તે કવિતા સુખકાર.
રંગે હૃદય રસિકનું ચિત્તમાં કરી ચમકાર.
કવિતા કે લલિતા સદા રીઝવી કરે થનકાર.

# કહ્યાગરો દીકરો



**" प्रज्ञया वा विसारिण्या यो बलेन धनेनवा ।**
**धुरं वहति गोत्रस्य जननी ते न पुत्रिणी ॥ "**

" જે પુત્ર સર્વ ઠેકાણે પ્રસરતી બુદ્ધિથી, બળથી અને ધનથી અથવા ગોત્રનો કારભાર ચલાવે છે, તેવા કુળદીપક પુત્રના જન્મથીજ માતા ભાગ્યશાળી અને પુત્રવાળી કહેવાય છે."

ઔશનસ સ્મૃતિ.

**" को धन्यो बहुभिः पुत्रैः कुशूला पूरणाढकैः ।**
**वरमेकः कुलालम्बी यत्र विश्रुयते पिता ॥ "**

" કોઠીના પૂરવાના માપ જેવા ઘણા પુત્રોથી કોણ ધન્યવાદને પાત્ર થયું છે ? કોઈ નહિ ! પણ કુળમાં દીવા રૂપ કુળને ટેકો આપનાર એક પુત્ર સારો. કારણ કે જે પુત્રથી તેનો પિતા પણ પ્રખ્યાત છે. "

શુક્રનીતિ.

**" पात्रं नतापयति नैव मलं प्रसूते स्नेहं**
**न संहरति नैव गुणान्क्षिणात्ति ।**
**द्रव्या वसान समये चलतां न धत्ते**
**सत्पुत्र एष कुलसद्मनि काऽपिदीपः ॥**

" કુલવાન ગૃહમાં સત્પુત્ર રૂપી એક વિલક્ષણ દીવો છે. જે દીવો બીજા દીવાની માફક પાત્રને તપાવતો નથી, મેલને ઉત્પન્ન કરતો નથી. સ્નેહને સંહારતો નથી, ગુણનો ક્ષય કરતો નથી અને દ્રવ્યનો અવસાન સમય આવે તો પણ જે ચપળતાને ધારણ કરતો નથી. "

શ્રીપ્રમાણસહસ્રી.

# ગઝલ.

જગતમાં જન્મીને જેણે, પૂજ્યાં મા બાપ પ્રીતેથી:
પિતુભક્તિ ગણી મુક્તિ, જીવન તે સુતનું ધન્ય છે ! ૧
નીકળતાં મુખથી વચનો, ધર્યાં છે શિરપર નિત્યે:
કર્યાં છે કાર્ય કલ્યાણી. જીવન તે સુતનું ધન્ય છે ! ૨
સુધાર્યું વૃદ્ધપણુ વ્હાલે, કરીને ચાકરી રૂડી:
સુવાર્યાં શાન્તિમાં જેણે, જીવન તે સુતનું ધન્ય છે ! ૩
જીવે આજ્ઞા સુખે પાળી, મુવે કીર્તિ અજવાળી:
લીધી આશિષ સ્વર્ગેથી, જીવન તે સુતનું ધન્ય છે ! ૪
હૃદય મંદીરમાં રાખી, નિહાળે દીવ્ય દ્રષ્ટિથી:
પૂજે છે પ્રેમ વૃષ્ટિથી. ધરામાં ધન્ય તે સુતને ! ૫
રગેરગમાં રમી રહી જ્યાં, અજબ એ પુન્યની શક્તિ:
વૃથા એ વિણુ આશક્તિ, ધરામાં ધન્ય તે સુતને ! ૬
સમાધિમાં ઉપાધિમાં કે, વ્યાધિમાં વિભુ સમ તે;
ગણે ગણુના ધરીને નેહ, ધરામાં ધન્ય તે સુતને ! ૭
ચરણુ પિતુના ચુમે પ્રીતે, નિયમ નિત્યે જે પાળીને:
શંકર સ્નેહે નિહાળીને, ધરામાં ધન્ય તે સુતને ! ૮

# ગુણવંતી નાર

" स्त्रीभिर्भर्तृवचः कार्यमेष धर्मः परः स्त्रियाः ।
आशुद्धः संप्रतिक्ष्येह महा पातक दूषितः ॥ "

" સ્ત્રીઓએ પોતાના સ્વામીનું વચન પાળવું, કારણ કે એ સમાન બીજો ધર્મ નથી; તેમ સ્વામીનાં વચન પાળવાથીજ સ્વર્ગ મળે છે. જેમ કોઇ પણ મનુષ્ય ઘણાં પાપો કરવાથી પાતકી ગણાઇ પવિત્ર થવા ઇચ્છે છે તેમ સ્વામીનું વચન એજ ધર્મ છે એમ માની તેની આજ્ઞામાં રહેવું." પ્રસંગ રત્નાવળી.

" अहंकारं विहायाथ काम क्रोधौ च सर्वदा ।
मनसो रंजनं पत्युः कार्यनान्यस्य कुत्रचित् ॥ "

" સ્ત્રીએ પોતાના મનનો અહંકાર તથા મનના ખરાબ વિચારો અને ક્રોધ એઓને ત્યાગ કરી હમેશાં પોતાના તન મનથી સ્વામીને પ્રસન્ન કરવામાં પ્રયત્ન કરવો, પણ તેનાથી વિરૂદ્ધપણે વર્તી બીજી જગ્યા પર મનને રાખવું નહિ કેમકે સતીને પોતાના પતિ કરતાં અધિક દેવતા પણ નથી."

ચાણાક્ય નીતિ.

नैतादृशंदैवतमस्तिकिंचित्सर्वेषुलोकेषुसदैवतेषु ।
यदापतिस्तुष्यतिसर्वकामान्लभेत्प्रकामंकुपितश्चहन्यात् ॥

" સ્ત્રીઓને સ્વામીની સેવા કરવી એજ આ જગતમાં મુખ્ય ધર્મ છે, અને જ્યારે સ્વામી પ્રસન્ન થાય ત્યારેજ પોતાના મનના મનોરથ પરિપૂર્ણ થાય છે અને જ્યારે સ્વામી કોપાયમાન થયા કે તમામ મનોરથ નાશ પામે છે માટે સતીએ પતિને સર્વદા પ્રસન્ન રાખવા" માનવધર્મ શાસ્ત્ર.

# ગઝલ.

મધુરી મોહની મંતર, જીવનનું જાગતું જંતર;
સલુણા શામનું અંતર, સલુણી સ્વર્ગની દેવી ! ૧
જગતની સાહ્યબી સારી, ભૂવનની ભાગિયણ ભારી:
નસીબની ચાવી છે પ્યારી, સલુણી સ્વર્ગની દેવી ! ૨
ભિતરના ભાવનું દર્પણ, તપેલા તનનું તર્પણ;
વદનના વેણનું છે પણ, સલુણી સ્વર્ગની દેવી ! ૩
તૃષાને શાન્ત તે કરતી, ક્ષુધાને પળમાં હરતી:
શરીરમાં સ્નેહને ભરતી, સલુણી સ્વર્ગની દેવી ! ૪
ઝુલાવે પ્રેમ પારણીએ, હૃદય મંદીરમાં રોજે:
હરે વ્યાધી ખરે મોજે, મીઠી બુલબુલ નારી એ ! ૫
ધરે ભોગો ભલા ભાવે, રૂડા દાવે રમાડીને:
લલિત લગની લગાડે છે, મીઠી બુલબુલ નારી એ ! ૬
વસુધામાં સુધારસનું, કરાવે પાન પ્રીતેથી;
અચળ શાન્તિ સદા સીંચે, મીઠી બુલબુલ નારી એ ! ૭
વૃથા છે સ્વર્ગનાં સુખો, ફના છે દીલનાં દુઃખો;
શંકર સંતુષ્ટ તો કરતી, મીઠી બુલબુલ નારી એ ! ૮

# પ્રસ્તાવના.



સંસારિક વસ્તુ, સરલ ભાષા અને રસિક કાવ્યોથી રસાએલી નવલકથા વિબુધ વાંચકવૃંદમાં કેટલે દરજ્જે અધિક રૂચિકર અને પ્રિયકર થઇ પડે છે એ માનવું હવે મુશ્કેલ રહ્યું નથી. વર્તમાન વખતનો વર્તમાન દર્શક નવલકથાને વાસ્તે એજ ઉત્તમ અને બંધબેસતો છે. એમ જો કહીએ તો તે અયોગ્ય ગણાશે નહિ. ભાષાની ભભક, વસ્તુની રસિકતા અને નિર્દોષતા અને સાંપ્રત સમયની તાદૃશ્ય સ્થિતિ અસરકારક રીતે રજુ કરતી નવલકથાઓ હરેક આર્યજનના ઘરનું ભુષણ થઇ પડી છે. રસિક અને નવીન નવલોની કદર ગુજરાતી પ્રજામાં જોવી જોઇએ તેવી થતી નથી, એવું કહેનારાઓ અત્યારે મિથ્યા પ્રલાપ કરે છે; કેમકે જનમંડળનાં મનહવે દિન પ્રતિદિન કાંઇક વધારે ને વધારે સંસ્કારી અને ઉચ્ચ ભાવનાવાળાં થતાં જાય છે. નવલકથાઓની વસ્તુ વધારે ભાગમાં વધારીને વધારવી અને તેથી વાંચકવર્ગનું ધ્યાન ખેંચી લખાણની કસોટી કરાવવી એ રસમને કેટલાક લખકો સારી સમજે છે ત્યારે કેટલાક તે તરફ અણગમો બતાવે છે; પણ તેના યોગ્ય પ્રત્યુત્તર માટે વધારે જમાનાની જરૂર છે.

**કુંદન** અને **કુસુમ** નવલકથાના એક અને બે ભાગ કરતાં આ ભાગમાં વસ્તુસંકલનાને સારી રીતે વધારી, તેને રસ અને ભાવથી ભરવાની વધારે તંગ કરવામાં આવી છે. કપિલાનું નવુંજ દર્શન વાંચકવર્ગને કરાવવામાં આવ્યું છે. અને તેની સાથે સુંદરલાલ બારીસ્ટરને પણ કાંઇક નવાજ રંગઢંગમાં રંગી રંગાવીને બનાવવામાં આવેલ છે. કુંદન

અને હીરાલાલના હૃદયપ્રદેશ પરથી વ્યવહારનો પડદો ખસેડી તેમને નવીન પ્રદેશમાંજ મૂકવામાં આવ્યાં છે. કેસર અને કાન્તાને પણ સુધારાની વિજય પતાકા હાથમાં આપી સ્વતંત્રતાના પ્રદેશમાં ઘણીજ આગળ વધારી છે. કુસુમને જમાનાના ટપલા, ખત્તા અને ઠોકરો ખાતી કરી પુરાણી પરનાલિકાના પંથમાં બતાવવામાં આવી છે. ફાધર વિલિયમ પુરૂષોત્તમરાવજીને પણ દુનિયા ઝુકતી હૈ ઝુકાનેવાલા ચાહીએ એ પ્રમાણે જમાનામાં ઝુકાવ્યા છે; અર્થાત દરેક પાત્ર પાસેથી દરેક કાર્ય ઘણી ઝડપબંધ અને ચાનકથી લેવામાં આવ્યું છે; જે વાંચવાથી ખાત્રી થશે.

## ( ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના. )

વસ્તુ કથાનક વિકાસનો અંત અંતરમાં આલેખાય છે. તેમ છતાં કદરદાન આલમની અભિરૂચી વધવાથી ત્રીજી આવૃત્તિ પ્રગટ કરવામાં આવી છે. વર્તમાન મોંઘવારીમાં સારી સારી નવલકથાઓ પણ મુદ્રણની છાપ અને કાગળ સાથે રૂસણાં કરે છે. તો પ્રસ્તુત નવલકથા ઘર અને જહમતનો ભોગ આપી ઉત્તરોત્તર અધિક ચિત્રદર્શન કથા સાથે મુદ્રણ-મંદિરની સૌંદર્યતામાં ઝબોળીને મુદ્રાંકિત કરવામાં આવે છે. વાંચકવૃંદની જીજ્ઞાસાને તૃપ્તિ કરવામાંજ લેખક અને પ્રકાશક ઉભય સ્વ ફરજ બજાવી કૃતાર્થ થાય છે.

રાયપુર પખાલીની પોળ
અજડાવાડ—**અમદાવાદ.**
જન્માષ્ટમી—સંવત ૧૯૭૮.

લી૦
**રણછોડલાલ મહાસુખરામ કવિ.**



# સુંદરી સ્વરૂપ.



ધન્ય જેને ઘેર સુઘડ છે સતિ,
સંસાર વિષે ધન્ય જેને ઘેર સુઘડ છે સતિઃ—૦
સર્વથા સુખી છે સતિનો પતિ,
સંસાર વિષે ધન્ય જેને ઘેર સુઘડ છે સતિઃ—૦
અતિથી આવે તો કદી વિમુખ જતો નથી,
જમાડી જમે છે સહુને સતિઃ—૦
સાચવે વિવેક ઘેર નામ ન્યુનતા નથી,
સર્વદા સકાળ છે સંતોષથીઃ—૦
સદ્‌ગુણ ધરેણે રૂડી સાધવી છે શોભતી,
પૂર્ણ પતિવ્રત થકી ઓપતીઃ—૦
નમ્રતા વિવેક સુલાવણ્યતા થકી ભરી,
પ્રભુએ બનાવી પ્રેમા પૂતળીઃ—૦
પતિને તો પ્રભુના સમાન ગણી પૂજતી,
કંથનો કુભાવ જોઈ ધ્રુજતીઃ—૦
સંસારમાં સર્વને સુસ્નેહથી બોલાવતી,
પારકાં પોતિકાં કરી સ્થાપતીઃ—૦

નવલ ગરબાવળી.



# મારી આ ભૂમિ ગુજરાત !

### ઊધોર છંદ.

ગાતા ગાંધર્વો દિવ્ય ગાન દેતા દેવતા સન્માન,
એવા રાજવિરની માત મારી આ ભૂમિ ગુજરાતઃ-૦
પૂરણ પ્રેમના જે પાત્ર ગુણિયલ જેહનાં છે ગાત્ર,
એવા પ્રેમ વિરની માત મારી આ ભૂમિ ગુજરાતઃ-૦
કર્યાછે દેશ હિતનાં કાજ કોરે કરી જીવન સુખ સાજ,
એવા ધર્મ વિરની માત મારી આ ભૂમિ ગુજરાતઃ-૦
મુકીને મોહ મમત ને માન ભજ્યા છે ભાવથી ભગવાન,
એવા ભક્ત વિરની માત મારી આ ભૂમિ ગુજરાતઃ-૦
સાચવ્યું સત્ય છાંડી સર્વ ઘટમાં અલ્પ ધરીયો ન ગર્વ,
એવા સત્ય વિરની માત મારી આ ભૂમિ ગુજરાતઃ-૦
રચિને રસિક રૂડા ગ્રન્થ દાખવ્યો ધર્મ નીતિનો પંથ.
એવા કાવ્ય વિરની માત મારી આ ભૂમિ ગુજરાતઃ-૦
કુંદન પ્યારી કુદરત બાગ ફલ્યાં આપે સુખ અથાગ.
એવી કામધેનુ મીઠી માત મારી આ ભૂમિ ગુજરાતઃ-૦

સ્વર્ગસ્થ કવિ મહાસુખરામ.



# જય જનનિ ગુજરાત.



## રાગ આઢ.

જય જનનિ ગુજરાત અમારી જય જનનિ ગુજરાત;
શુદ્ધ સુપુત્રોની માત અમારી જય જનનિ ગુજરાત.
રસવાળી કસવાળી રૂપાળી યશથી વિભુષિત અંગ;
રાગ ને આગ અનુપમ વાળી રંગજ તારો અભંગ.
સરવર તરવર મનહર ફળ ફુલ મુક્તામણી મુલ્યવાન;
ધાતુ ધાન્ય ને ઔષધી આપી સંતોષે સંતાન.
અગણિત આફત અગ્નિમાં પેશી માતા દીશે મૂળરૂપ;
દંડ પ્રચંડ સહ્યા પણ દેવી એવી ને એવી અનુપ.
પાવાગઢ આરાસુર આબુ ઉંચી ચઢી આકાશ;
ગુણવંતી ગુણ તારા ગજાવે ઇચ્છે અમર ગણ વાસ.
અન્ય ભુમિની ઉણપ ટાળે આશ્રય આપે અથાગ;
પર ઉપકારી પનોતી પુનિતા તું કુદરતનો બાગ.
દાતાર ભક્ત શુરા નરવરથી સદન સદન શ્રૃંગાર;
ઇચ્છા મહાસુખરામ તણી એ પુરીને પાર ઉતાર.

સ્વર્ગસ્થ કવિ મહાસુખરામ.

# અનુક્રમણિકા.

શ્રી પરમાત્મને નમઃ

શ્રી નવલ

# કુંદન અને કુસુમ.

ભાગ ૩ જો.

આધુનિક આર્યઘરસંસારનું પ્રતિબિંબ

અથવા

સુધારાનો સાર કે ફૅશનનો માર ?

## પ્રકરણ ૧ લું.

પ્રેમની લગન કે અંતરની અગન ?

દોહરો.

પાંપણના પલકારમાં, કરે પલકમાં વાત;
ખંજન ફેંકી ખલકમાં, મારે શિર પર લાત.

અંધારૂં તેમ અજવાળું પણ નહિ, અંગે ખંડિત તેમ અખંડિત પણ નહિ, અમૃત તેમ વિષ પણ નહિ, પાણી તેમ અગ્નિ પણ નહિ, સુખ તેમ દુઃખ પણ નહિ, ધીર તેમ અધીર પણ નહિ, મરેલ તેમ જીવીત પણ નહિ, નિદ્રા તેમ જાગૃત પણ નહિ, શુદ્ધ તેમ બેશુદ્ધ પણ નહિ, હેઠે તેમ ઉપર પણ નહિ,

પરોક્ષ તેમ પ્રત્યક્ષ પણ નહિ, અથાગ ઉંડું તેમ છીછરૂ પણ નહિ, એ પ્રકારે એવી વૃત્તિયોની જેને પ્રીતિ લાગે છે તેનેજ પ્રેમની સંપ્રાપ્તિ પ્રાપ્ત થાય છે. અનુવાદ-પ્રવીણસાગર.

પ્રેમ રાખ્યો ન રહે કનકના પાત્રમાં પ્રેમ બાંધ્યો ન રહે ઘેર દોરી.
પ્રેમ ઉતરે નહિ આમ્ર વડ પીંપળે પ્રેમ નવ સાંપડે થોર થોરી:
પ્રેમ આકાશ પાતાળમાં નવ જડે પ્રેમ નવ ચોરટા લેજ ચોરી,
પ્રેમનો વાસ પ્રેમી તણી રગરગે વિમળ રે' વાસના શુદ્ધ કોરી.



પક્ષીસમાજ.

રાત્રીમાં જ્યોતિ, ઉદ્યોતમાંથી અંધારૂં, જવાળામાં શિતળતા, બરફમાં ઉષ્ણતા, નાગના મુખમાંથી અમૃત કલ્પવૃક્ષમાં વિષ, કુંદનમાંથી કથીર, કથીરમાંથી કુંદન, હંસોમાંથી કાગ, કાગમાંથી હંસ, મણીમાંથી પત્થર, પાષાણમાંથી મણી, દેવોમાંથી દાનવ અને અસુરોમાંથી સુર એ પ્રકારે જે ઓળખી શકે છે તેજ ખલકમાં પ્રેમના સત્ય સ્વરૂપને પિછાની શકે છે:–

* * * *

" વાદળી વેરાજે વેરાજે સાંજે,
જોબનીયા તું જાજે જાજે;
જીવન રહ્યા છે દૂર,
અલેતી બાળાને કાજે કાજે,
છબીલા એવું નવ છાજે છાજે;
જીવન આવો જરૂર.

મન મોરચંગ લઇ કર વિષે ગુંથાણી શાણી સ્નેહ સિતારમાં.
તુટયાજ તનના તાર તદપિ તરૂણી ઉભી એક તારમાં.



[ ભાગ ૩ જો.] કુંદન બોલવા લાગીઃ–" વાદળી વેરાજે વેરાજે સાંજે. " [ચિત્ર ૨ જું.

સા સા સા સા શ્વાસ ધરો સાંસતા,
રી રી રી રી રિસાઇ શું નાસતા;
ગ ગ ગ ગ ગોરીને છો મનગમતા,
મ મ મ મ મૂકો શું મમતા.
ધ ધ ધ ધ ધીંગા છો સર્વદા,
પ પ પ પ પરહરશો નવ પ્રમદા;
ની ની ની ની નિત્ય રહ્યા નમતા,
સા સા સા સા તોય ધરો નવ સમતા.
રસિયો ક્યાં આજે રાજે રાજે,
જુવતી મનાવે માને ઝાઝે ઝાઝે:
હઠીલા ઉભી હજુર–૦ ”

પારધીના પાસમાંથી નાઠેલી, કેશરીના પંજામાંથી છટકેલી અને વિધિના ધક્કાથી હડસાએલી પામર ગરીબડી અનાથ મા દીકરી મણિલક્ષ્મી અને કુંદન રાજનગર પરહરી ભાવનગરમાં આવી મામા અમીધરપ્રસાદને ત્યાં લપાએલાં છે. મામાએ મીઠો આશ્રય કુંદનને અત્યારે આપેલો છે. મણિલક્ષ્મીએ ભાઇ પાસે પોતાનું અંતર ઉઘાડી ઉની વરાળ કાઢી નાખેલી છે. ક્રાધર વિલીયમ પુરૂષોત્તમરાયના વર્તનથી મામાના મિજાસ અને ક્રોધનો પાર રહ્યો નથી. બ્હેને પરાણે ભાઇને સમજાવી શાંત રાખેલા છે. મામાએ ભાણીનું લગ્ન ભાવનગરમાંજ હીરાલાલને તેડાવી કરવું એજ નિશ્ચય કરેલો છે. આજકાલ પોતાની દીકરી ગોમતી અને દીકરા મણીધર કરતાં પણ ઝાઝાં લાડ કુંદનને લડાવી રહ્યા છે. ઘરમાં અને આખા કુટુંબમાં કુંદન કુંદન બ્હેન કુંદન બ્હેન થઇ રહ્યાં છે. ભાભી ગોદાવરી અને બ્હેન ગોમતી કુંદનને જોઇ

કાલીઘેલી થઈ રહી છે. મામી મહાલક્ષ્મીના આનંદનો પાર કુંદનના આવવાથી રહ્યો નથી. ભાઇ મણીધર પણ કુંદન બ્હેનને દરેક વાતે સારૂ સારૂ મનાવી રહ્યો છે. મા દીકરીને મોસાળમાં કોઈપણ બાબતનું ઓછું મામા આવવા દેતા નથી.

અત્યારે કુંદન એકલી ઝરૂખામાં આવી પોતાની હૃદય-ભાવના કાઢી રહી છે. ઘડી ઘડી આકાશ ભણી જોઇ પરમાત્માની સ્તુતિ કરે છે; અને ઘડી ઘડી હીરાલાલને સંભાળી આંસુના પ્રવાહ કાઢી હાથ જોડી જોડી વિનવે છે. સંધ્યા ઉતાવળી ઉતાવળી અદ્રશ્ય થતી જાય છે અને ચતુર ચંદ્રરાજ આસ્તે આસ્તે વિકાસતો જાય છે. ચતુરાના ચિત્તને ચમકાવતી ચંદ્રપ્રભા ચોગરદમ પથરાતી જાય છે. ઠંડી સુધા અને મીઠી શાન્તિના ઝેણુની ઝીણી ઝીણી ફરફર નક્ષત્રરાજમાંથી ઝરે છે. ઝરૂખામાં એકલી કુંદન આમ તેમ આંટા મારે છે. થોડીવાર સુધી હરફર કરી અને છેવટે અટારી પર ચઢી રત્નાકરને નિહાળવા લાગી; રત્નાકરને જોતાંજ તેના ચિત્તમાં અજબ ચમકારો થયો; ચમકારાની સાથેજ હીરાલાલ તેની દૃષ્ટિ સમક્ષ તરવા લાગ્યો, અને કાંક હૃદયભાવનાના ગાનનું તાન સંભળાવવા લાગ્યું.

* * * *

" સાથે આવો તો સગપણ જાણીએ હોજી,
અમે વ્હાણે ચઢયાં પ્રેમાનંદને,
કરી જગત્ બધાને જુહારરે;
હોડી માછીડા વ્હેલી હંકારજે હોજી—૦

આવો દૈવ નમું તમને નમી,
તમે ખેલ રમાડી રંજાડીરે;
ઘડી હોડીને સાંધા પૂરીયા હોજી—૦
નમું નમી નમી હું બેવફાઇને,
જેણે રસબસ રસ્થી રમાડીરે;
દીધાં મૂકી આ આનંદ રેલમાં હોજી—૦

સાક્ષર—મણિલાલ નભુભાઇ.

થોડીક વારમાં ભાભી ગોદાવરી આંફુળી ફાંફુળી કુંદનને શોધતી અટારી પર આવી; કુંદનને કાંઇક ગંભીર વિચારમાં અને દીન મુખમુદ્રાવાળી જોઈ તે એકદમ દોડી અને તેને બાઝી પડીઃ—

"કુંદન બ્હેન અહીં એકલાં બેઠાં બેઠાં શું કરોછો? અમે તો તમને નીચે શોધીએ છીએ."

"હું જરા અહીં બેઠી બેઠી રત્નાકરને જોતી હતી."

"ના ના તમે આજ કાંક વિચારમાં છો. આજ તમારી મુખપ્રભા કાંક કરમાએલી છે."

"ના ના, હું તો સ્હેજ અહીં આવી બેઠી છું."

"ના સ્હેજ બ્હેજ એ બધું જુઠું!"

"ખરેખર કાંઇ નથી."

"હોવે! એમ કહી અંતર છુપાવો નહિ."

"તમે બધાં બહાર ગયેલ હતાં, ત્યારે હું એકલી અહીં બેઠી આનંદ કરતી હતી."

"ઓ બાપરે, આજે તમાને એકલાં બેસવું પડયું! ખમ્મા તમને! આજ તમને કાંક સાંભરી આવ્યું છે. જુઓને મોં પર

રતાશના શેરડા પડ્યા છે, આંખો આંસુથી છવાયેલી છે; મને તમારા ભાઇ વારંવાર કહ્યાં કરે છે કે બ્હેનને ઘડી પણ એકલી ન બેસવા દેશો. આજે એકલાં બેસવું પડયું એટલે અંતર ઉકળ્યું જણાય છે, ખમ્મા મારી બ્હેન ખમ્મા તમને !"

આમ કહી ભાભીએ નણંદને છાતી સરસી ચાંપી પળવાર કુંદન પણ ભાભીની બાથમાં ભરાઇ રહી. મોસાળમાં મામાના પ્રેમે માવતરનો પ્રેમ ભૂલાવી દીધો. કુંદનને હવે ફક્ત હીરાલાલજ સાંભરે તેમ હતું. અને વખતે વખતે કુસુમ પણ યાદ આવતી ત્યારે આંખો આંસુથી ભરાઈ જતી હતી. કુંદન ભાભીના પ્રેમમાં તન્મય બની પોતાનો કલેશ કેટલીકવાર ભૂલી જતી હતી. ભાભી જરા પણ તેને વીલી મૂકતી નહોતી. મોડી રાત સુધી તેની પાસે બેસી રહી ગપ્પાં મારતી હતી, અને જ્યારે કુંદનની આંખમાં ઉંઘ ભરાતી હતી ત્યારેજ ભાભી શયનભુવનમાં મણિધર પાસે જતી હતી. કુંદનને સૂવાનો ખંડ ભાભીના ખંડની પાસેજ હતો; મણિલક્ષ્મી માતાનો ખંડ નીચે હતો. હમણાં બ્હેન ગોમતી પિયર આવી રહી હતી એટલે ગોમતી અને કુંદન એકજ ખંડમાં સૂઈ રહેતાં હતાં. આ વખતે ગોમતી જમવા ગયેલ હતી અને ભાભી ઘરકામમાં ગુંથાયેલ હતી અને મણિલક્ષ્મી તથા મામી કાંઇ ખાનગી કામમાં ગુંથાયેલ હતાં, એટલે કુંદન અટારી પર આવી એકલી બેઠી હતી.

"ભાભી તમારા ઉપકારનો બદલો ક્યારે વળશે ? તમે તો મને બધુંએ ભૂલાવી દીધું."

"બ્હેન જ્યારે જ્યારે હું તમને જોઉં છું ત્યારે ત્યારે

મારા આનંદનો પારજ રહેતો નથી; બલ્યું મને તો તમારી પાસેથી ઉઠવાનું પણ મન નથી થતું."

"ભાભી તમારો પ્રેમ તો કાંઈક જુદોજ છે."

"અરે ઉંધ્યો મારો રોચો પ્રેમ! એ પ્રેમજ આખા જગતને નચાવે છે. બ્હેન એ પ્રેમ તે શી ચીજ હશે?"

"ભાભી મારા કરતાં તમે વધારે સમજો."

"હું તો કાંઇ ધુળે સમજતી નથી."

"તમે બધું સમજો છો, મને રહ્યાં રહ્યાં બનાવો છો."

"શું હું તમને બનાવું છું?"

"હા તમેજ."

ઓ મારાં લાડકવાયાં બ્હેન! 'ખમ્મા તમને' કહી ભાભીએ ફરી કુંદનને છાતી સરસી ચાંપી ચુંબન કર્યું."

"ભાભી તમારામાં કાંક જાદુ છે."

"બધી મોહિનીજ તમારામાં છેને!"

"હા પરણેલામાં જાદુ અને કુંવારામાં મોહિની રહેલી છે."

"ત્યારે જાદુ કરતાં મોહિની ચઢી."

"અરે મોહિની તો એક બાજુ પર રહી પડી!"

"અરે જાદુ સાથે મોહિની લડી અને છેવટે એક તસુ ઉંચે ચડી."

"ત્યારે અમે હાર્યાં ને તમે જીત્યાં!"

"ના એમ કંઇ નહિ છુટાય! મને સમજાવો કે પ્રેમ એ શું?"

"એ બધું તમારી પાસે! અમે તો છોકરાં ને તમે મોટાં!"

"અરે અમે કુંવારાં ને તમે પરણેલાં !"

"બરાબર જગતમાં પરણેલાં કરતાં કુંવારાં વધારે સમજે છે !"

"અરે કુંવારાં તો બબુચક અને પરણેલાં ચતુર ! માટે પ્રેમની મધુરતા પરણેલાંજ જાણે !"

"અરે અમે તો ડોબાં ને અભણ, અને તમે ભણેલાં !"

"ત્યારે તમે પરણેલાં; એટલે ભણેલાં કરતાં એક આંગળ વધારે ચડો !"

"હવે એ બધું ટાયલું જવા દઇ મને પ્રેમ શું છે એ સમજાવો."

"એ અધિકાર તમારી પાસે છે. પ્રેમ પિછાનવાની અવસ્થામાં અત્યારે તમે છો."

"અરે મૂઓ અમારો અવસ્થાવાળો પ્રેમ ! તમારો વગર અવસ્થાવાળો પ્રેમ મને સમજાવો."

"ભાભી આ તમારી ખોટી જક છે. મને નાહક પજવો છો !"

"બ્હેન તમારા ભણતરમાં પ્રેમનું જેટલું સમજવામાં આવ્યું હોય તેટલું તો મને સમજાવો."

"એ પ્રેમનાં ચણતર તમારા હૃદયમાં ચણાઇ ચૂકયાં; અને મારી ભાભી હવે પ્રેમનાં ભણતર તમારાથી ભણાઈ ચૂકયાં. ખાલી મને ઉડાવો નહિ !"

"તમને મારા સમ છે; તમારો ભણતરનો પ્રેમ મને સમજાવો."

" ભાભી તમે મારો કેડો નહિ મૂકો ?"

" ના નહિ મૂકું !"

" ત્યારે મારો જીવ ખાશો ?"

" હા."

" તમે મને મૂઈ દેખો, જો તમે મને ન સમજાવો તો."

" ઉંધી આ ભાભી ! રાભીએ તો મારો જીવ ખાધો !!"

" હશે, ભાભી કહો, રાભી કહો, જે કાંઇ કહેવું હોય તે કહો પણ પ્રેમની વાત તો થવા દો."

" ભાભી અમારી વાત તમને ફીકી લાગશે !"

" છો ફીકી લાગતી !"

" ફીકીમાં તમને નહિ મજા પડે."

" ત્યારે માંહી નીકી મૂકજો !"

" નીકી તમારી પાસે, અમારાં કુંવારાં પાસે હોય !"

" બ્હેન તમને જરા પણ પહોંચાય તેમ નથી, વાતે ને વાતે તમે બાંધી લ્યો છો !!"

" ભાભી લ્યો ત્યારે સાંભળો."

" હું....હવે મારાં બ્હેન ડાહ્યાં થયાં ! કહો હવે પ્રેમ એ શું ?"

" પ્રેમ એ શું છે ? પ્રેમ એ શું એ કહેવાતું નથી, એ સમજાવાતું નથી, ફક્ત અનુભવમાં આવી શકે છે; અને હવે એ અનુભવે તમારી પાસે રહ્યો માટે તમે જાણો."

" જુઓ પાછાં વાતમાંથી છટક્યાં, ઓ બાપરે જગતમાં ભણેલાંને ન પહોંચાય !"

" ભાભી જેણે સાકર ખાધી છે તેજ સાકર એ શું છે તે જાણી શકે છે. જેમ મધ નહિ ખાધાથી એનો સ્વાદ અને મધુરતા સમજી શકાતાં નથી, તેમ પોતે પ્રેમરસનો સ્વાદ નહિ મેળવતાં એનું સ્વરૂપ જાણવામાં અસમર્થ થાય છે. છોકરાં વિનાની મા બિચારી છોકરાંના સ્નેહના ભાવ શું સમજી શકે? માટે ભાભી તમે જાણો તેટલું હું ના જાણું."

" જુઓ પાછાં ખસ્યાં ! "

" ભાભી તમે પ્રેમમાં ફસ્યાં છો તે પ્રેમની વાત તમે જાણો હું તો ખસીજ પડું તો ! "

" ઓ મારાં બચુકડાં બ્હેન તમે તો મને બહુજ વ્હાલાં લાગો છો ! "

" ભાભીના મનના વિચારો શબ્દથી બહાર પ્રગટ કરવા એ અશક્ય છે, તો હૃદયના ભાવ ક્યાંથીજ કહી શકાય? માટે તમે મને ભાવ બતાવો ? ! "

" ઓ તારીની આ પાછાં નાઠાં ! ! "

" ભાભી હૃદયના જે બધા ભાવો છે, તેમાં આ પ્રેમભાવ કાંઈક ઉંચો, ધીર, ગંભીર અને સર્વથી ઉંડો છે. આ ભાવની સાથે હર્ષ, વિષાદ, આનંદ, શોક, રતિ અને અરતિ ભાવો ગાઢી રીતે મળેલા છે. એનો સ્વભાવ કાંઇક એકમેકથી ઉલટો છે. શીતળતા અને ઉષ્ણતા એક ઠેકાણે રહેલાં હોય એમ જણાય છે. દેશકાળાદિ અવસ્થા ભેદથી એનું રૂપ તથા કામમાં ફેરફાર થાય છે પણ સ્વભાવનો ફેરફાર થતો નથી."

" કહો બ્હેન હવે પકડાઇ ગયાંછો. પ્રેમભાવમાં પરણેતર

ક્યાં આવ્યું ?"

"મારી ભાભી પૂરૂં સાંભળો તો ખરાં! પાનેતર અને પરણેતરની પછી વાત કરજો !"

"બહુ સારૂં મારાં મીઠાં બ્હેન બહુ સારૂં !"

"આનંદ આપનારી વસ્તુની તરફ હૃદય દોડે છે તે મેળવવાને હૃદયમાં પ્રબળ ઇચ્છા ઉત્પન્ન થાય છે, તે વસ્તુ તરફ હૃદયનો જે ભાવ છે તેજ પ્રેમ છે, અને તેજ પ્રેમ એજ ખરો ધર્મ છે. "Oh ! What is love ! love is my religion. I could die for that." જુદાં જુદાં હૃદયને એકમેકની તરફ ખેંચે છે, બંનેને એકઠાં કરે છે, મેળવે છે તેજ પ્રેમ છે, અને એજ પ્રેમમાં માબાપ, ભાઇ, બ્હેન, ધણી અને ધણીયાણી સમાએલાં છે; તમારાં પાનેતર અને પરણેતર એમાં સમાએલાં છે; જુઓ સાંભળો:—

* * * *

"ગગને આજ પ્રેમની ઝલક છાઇરે ગગને આજ૦
પૃથ્વી રહી છવાઇ, પર્વતો રહ્યા નાહી;
સચરાચરે ભરાઇરે—ગગને૦
ભૂત ને ભવિષ્ય ગયા વર્તમાન સર્વ થયા;
એકમાં અનેક રહ્યારે—ગગને૦
કીડીથી કુંજર સુધી, ગળી ભેદ બુદ્ધિ ઉંચી;
વાટડી અભેદ સુધી—ગગને૦
વાદને વિવાદ ગળ્યા, ઝેર વિખવાદ ટળ્યા;
જુદા સહુ ભેગા મળ્યારે—ગગને૦
ધન્ય ભાગ્ય તેનાં જેણે, પ્રેમ પી નિહાળ્યો નેણે;

સુખને શું કહેશે વેણુરે-ગગને૦
સાંભળશે કોણુ ક'શે, શા થકી વખાણી લેશે;
ન કહ્યે કહેવાઇ રહેશેરે-ગગને૦
પ્રેમ જે કહી બતાવે, પ્રેમ જે કરી બતાવે:
મણિ તેને મન ભાવેરે-ગગને૦ " અસ્રેહાર્મિ.

" Love is that which brings together and unites the lover with the love of the beloved."

" મારાં કુંદન બ્હેન ખરેખર તમે કુંદન છો ! જેમ જેમ તમારા મોંની હું વાણી સાંભળતી જાઉં છું તેમ તેમ મારૂં હૃદય પાણી પાણી થઇ જાય છે."

" ભાભી ભાવના વિષે વિચાર કરવા લાગ્યાથી મનની અને આંખની સામે ત્રણુ વસ્તુ ઉભી રહે છે, ભાવ, ભાવિક અને ભાવના. એમાંથી એકને છોડીને બીજાના વિષે વિચાર કરવો એ અસંભવિત છે; માણુસના હૃદય બીજને ફોડીને જે ભાવની કળી ખીલે છે, તેમાં પ્રેમજ ગુલાબનું ફૂલ છે."

Rose of all in Flora's kingdom,
Dear to eye, and heart and feeling..

એની સુગંધી ચારે બાજુએ પસરે છે એજ તે ભાવ છે. જેમ તારા તારાની તરફ ખેંચાઇને જુએ છે, તેમ એક આત્મા બીજા આત્મા તરફ ખેંચાય છે, એક પ્રાણુ બીજા પ્રાણુની તરફ દોડે છે તેજ એ પ્રેમ છે. નયન સાથે નયનનું નિરખાવું, પ્રાણુ સાથે પ્રાણુનું ગુંથાવું, હૃદય સાથે હૃદયનું જોડાવું અને આત્માનું આત્મામાં ભળવું ભેળાવું એજ પ્રેમ છે. એકની સત્તામાં

બીજાની સત્તાનું ભેળાવું એજ પ્રેમ છે. પોતાને ભૂલી પારકામાં મળવું એજ પ્રેમ છે. એક માણુસનું બીજાને જોવા ઈચ્છવું, જોઇને સારૂં લાગવું, સારૂં લાગ્યાથી પાસે રહેવાનું મન થવું, પાસે રહી તેને સેવા ચાકરી તથા સુખ આપવાની ઈચ્છા થવી તેજ પ્રેમ છે. જેને જોયાથી સુખ થાય, સુખ થવાની સાથે હૃદયનો જે ભાવ જન્મે છે તેજ પ્રેમ છે. એક માણુસને નહિ જોયાથી, સુખી નહિ કરી શક્યાથી જે ભાવ થાય છે તે પણ પ્રેમ છે; વસ્તુ માત્રમાં ઐક્ય અનુભવવું; One mind in all things. ' એજ પ્રેમ છે. એક બીજાના સુખમાં સુખી અને દુઃખમાં દુઃખી થવું એજ પ્રેમછે. બીજાના ભલાને માટે મન, વાચા અને કાયા અર્પણ કરવા જીવનની આહુતિ આપવી એજ પ્રેમનું નિદાન છે. " greater love hath no man than this, that a man lay down his life for his friends."

" કુંદન બ્હેન તમારી ખુબી તો કાંક જુદીજ છે. તમે દેવાંશીછો. તમારા ખોળીયામાં ખુબીનાં અજબ તત્ત્વો સમાયેલાં છે. જેમ જેમ તમારા પ્રસંગમાં વધારે રહેવાય છે તેમ તેમ વધારે ખુબી સમજાય છે. બ્હેન આટલું બધું ક્યાંથી શીખ્યાં?"

ભાભી એમાં શીખવાનું શું ? સંસ્કારે સૌ શીખાય છે; વિચારે યોગ્યાયોગ્યનું મનન થાય છે અને આચારે તેની ખુબી અનુભવાય છે. "

" બ્હેન હવે ઘણી રાત ગઇ, જરા સુખાળાં થાઓ; આરામ કરો અને ચિન્તાને પરહરો ! "

" ભાભી તમે પણ હવે ઉઠો, મારા ભાઇ વાટ જોતા હશે." +]

" પાછી ભાભીને બનાવી ? "

" એમાં બનાવવું શું ? બનાવવાનું હતું તે બની ગયું !"

" હવે અમારૂં તો બની ગયું પણ બ્હેન તમારે હવે બનવાનું રહ્યું ! "

" એતો જે નશીબે નિરધાર્યું હશે તે થશે ! "

" મારી મધુરી બ્હેન સૌ સારાં વાનાં થશે ! હીરો તો કુંદનમાંજ જડાશે. અને નાગરવેલ તો ચંપેજ વીંટાશે ! ! "

" બહુ સારૂં, ભાભી બહુ સારૂં, હવે તમે જાઓ, હું તો હવે થાકી ! "

" હજુ વાર છે ! "

" થોડી રાત છે ? '

" અરે રાત શું પ્રભાત છે ! "

" ત્યારે બેસો ! "

" કુંદન બ્હેન ખોટું ન લગાડવું હો ! કુંદન હોય તેનેજ કસાય ! તેનેજ તપાવાય, તેનેજ ટીપાય ! તેનેજ તણાય અને તેનાજ અલંકારો કરાવી હૈયામાં પહેરાય ! ! "

" ભાભી હવે તો હું હારી અને તમે જીત્યાં ! "

" કુંદન બ્હેન હારે પરણેલાં, અને જીતે કુંવારાં ! "

" જેમ તમને અનુભવ હોય તેમ ! એમાં હું તો કાંઈ ન સમજું ! ! "

" જુઓ હું સમજાવું ! ! "

" સમજાવો. "

" જ્યારે તમારી અવસ્થામાં હું હતી ત્યારે મારી ખુબી

તો જુદીજ હતી."

"ભાભી જગતમાં તમને કોઈ પહોંચે એમ નથી"

"જુઓ સાંભળો:-

*   *   *   *

ધડકે છાતી હવે ( ૨ ) હા...મારી બેની,
કયાં સુધી કુંવારાં રહીએ ?
નેણા શાં આંજીએજી ? વેણી શી સમારીએજી ?
મનડું ખોલીને વાત કોને જઈ કહીએ-મારી૦
ચરણાં ને ચોળી શાં ? હૈડાની હોળી આ !
પ્રીતિની પોળી આ કયાં જઈને ખાઈએ-મારી૦
ચટકે શાં ચાલવાંજી ? મારગ શાં મ્હાલવાંજી ?
લોક કરે આંગળીઓ શરમાઈ જઈએ-મારી૦

"વાહરે ભાભી વાહ ! મને બનાવી ! પણ ભાભી ભાઈ તો ચતુર છે અને ભાભી તો શાણી છે ! વાહરે ભાભી વાહ ! !"

*   *   *   *

"ભાભી આવ્યાં મહિઅરેથી શો સંદેશો લાવ્યાં
કોથળામાં કાપડુંજી ચણા ચાવતાં આવ્યાં.
ભાભી ભેળાં રહેવુંજી આપણે નણંદ ભોજાઈ-ભાભી૦
ભાભી આવ્યાં મહિઅરેથી છોકરડાં બોલાવ્યાં,
છોકરડાં ટોપરડાં માગે ભાભીએ હાથ બતાવ્યા,
ભાભી ભેળાં રહેવુંજી આપણે નણંદ ભોજાઈ-ભાભી૦
ભાભી આવ્યાં મહિઅરેથી ગાલીચા પથરાવ્યા,
ગાલીચામાં ગોથું ખાધું ભાભીજી રંગાયાં;
ભાભી ભેળાં રહેવુંજી આપણે નણંદ ભોજાઈ-ભાભી૦"

" કુંદન બ્હેન હવે બહુ થયું બહુ ! હવે મારો છાલ મૂકો ! હું તમારૂં નામ નહિ દઉં ! "

" હ્યો ભાભી હવે ઉઠો ! રીસાશો નહિ હો ! "

" સારૂં મારાં ચતુરશિરોમણી બ્હેન સારૂં ! "

ભાભી શરમાશો નહિ હો ! જાઓ, ગજરા બાંધજો: મજરા કરજો અને મારા ભાઈને રીઝાવજો હો જાઓ ! ! "

" બ્હેન તમારો પણ વખત આવશે ! "

" પીંપળ પાન ખરંતાં, હસતી કુંપળીઆં:
મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપુડીઆં. " લોક કથાનક.

" અત્યારે તો જાઓ ! ભાભી જોજો હોં હરખઘેલાં થતાં!"

" હવે અમે તો હરખઘેલાં છો થતાં; પણ તમે જોજો વરઘેલાં થઇ જતાં ? "

" ભાભી વરઘેલાંની વાત તો તમે જાણો. અત્યારે તો વરવાળાં તમે છો; માટે કાળજુ ઠેકાણે રાખજો. "

* * * *

" શાને શાને આ તું શરમાણી, વ્હાલી વ્હાલા વિના મુંઝાણી:
આછી ઓઢાણી બાને લાગે અળખામણી પરણ્યો પટોળુ લાવે,
પરણ્યા પટોળું, તારૂં પડે છે પાતળું, પાનેતર તોલે ન આવે.
ચોટે ખીચડી દંતે વખાણી:–૦

આજઠીઓ બાને દીઠો ન ગમતો, રોજ થશે મારામારી:
પરણ્યા પિયરનું પ્યારૂં પાનેતર, પછી તારી પાલખી પ્યારી.
જગ જોશે ફજેતી જાણી:–૦

પરણ્યો તે લાવે ફેળ સોપારી, પાન બીડાં બાને ભાવે;
મૈહરીયામાં મંગળ ફરતાં, સુંદર વર સમજાવે,
હસે છબીલી બા છાનીમાનીઃ—૦

"હયો બ્હેન તમને નહિ જીતાય ! આવજો ! !"

"હા ભાભી હવે પધારો !"

ગોદાવરી કુંદન જોડે રમત ગમત કરી મોડી રાત્રે પોતાના શયનભુવન ભણી વળી. ભાભીનાં તીણું મેણાંટુણાંથી કુંદનને અંતરમાં જબરી અસર થઈ; પણ ચતુરાઇથી અસરને છુપાવી દીધી, અને ભાભીને ખબર ન પડે તે સારૂ ઉલટી ભાભીની ખુબી ભરી મશ્કરી કરી વાત ઉડાવી દીધી. ભાભી ગઇ, અત્યારે ખંડમાં એકલી કુંદન રહી, થોડીવાર સુધી પથારી ઠીકઠાક કરી ગોમતીની ઘણીવાર સુધી વાટ જોઇ; પણ ગોમતી ઉપર આવી નહિ. છેવટે થાકી કંટાળી કુંદન એકલી પથારીમાં પડી. ખંડની બારીઓ ખુલ્લી મૂકી સામસામેના જાળીઆનાં બારણાં ખુલ્લાં મૂક્યાં. ચંદની ચોગરદમ પથરાઇ ગઈ; કુંદન પથારી પર પડી, કુદરત પુરબહારમાં ખીલી, નીશાકર બરાબર કુંદનના વદન પર આવ્યો. ચંદ્રપ્રભા રૂમઝુમ કરતી કુંદનના મુખ પર નાચવા લાગી. કુંદન વિચાર, આશા, નિરાશા, આતુરતા અને અધીરાઇના તરંગોમાં તન્મય થઇ નિંદ્રાવશ થઈ. ઘડી ઘડી પડખુ બદલવા લાગી, પળે પળે હાથ ઉછાળવા લાગી; આંતરે આંતરે પુલકાયમાન થવા લાગો. પાસુ એક બાજુએ ગોઠયું નહિ છેવટે ડાબી અને જમણી થવા લાગી; વળી વચ્ચે વચ્ચે ચત્તી પણ સૂઇ રહી, આમતેમ તરફડીયાં મારતી મુખપ્રભા પર વિવિધ

પ્રકારની મનોવૃત્તિઓ દર્શાવતી પથારીમાં ચત્તીપાટ પડી રહી. તેના પર પરિધાન થયેલી કશબી શાલ પણ પગ પરથી નીચે સરી. આવી અજબ સ્થિતિમાં કુંદન પડી રહી, છેવટે કાંક સ્વપ્નાવસ્થામાં આવી અને ઘડી ઘડી હરખાવા તથા ગભરાવા લાગી. આખરે આંખ ઉઘડી ગઇ અને વદન પર સામે આવેલા ચંદ્રને જોઇ છળી ગઇ, અને એકદમ પથારીમાંથી બેઠી થઈ, બેઠી થતાંની સાથેજ ચંદ્રમાંથી હીરાલાલની દિવ્ય મૂર્તિને પોતાના ભણી સામી આવતી જોઈ. જોતાંની સાથેજ આતુર બાળા હરખાઇ ગઈ.

"ઓહો જીવનહાર આવો, પધારો; વ્હાલા ઘણા દિવસે દર્શન દીધાં. આટલા દિવસ સુધી કયાં અદર્શ રહ્યા હતા. રસિયા કયાં છુપાણા હતા, લલિતવર કયી લતામાં લપાણા હતા, આવો આવો જીવનહાર આવો:-

* * * *

"અલબેલડા આવો અરે જુએ છે વાટ અલબેલડી,
રસઘેલડા રીઝવો રસે રંગે રસી રસવેલડી:
મનમેલડા આવા ગયા અવધિ હવે તો થાય છે,
છબી છેલડા નિરખ્યા વિના ચતુરા ચિત્તે ગભરાય છે."

રસિયા આવો, અધવચ કેમ ઉભા રહ્યા! જીવનહાર પધારો! વ્હાલા વચ્ચોવચ કેમ અચકી પડયા. આવો, પધારો; આવોને! બળ્યું આમ તે શું કરતા હશો? આવો આવો મારા સમ,-

* * * *

"લલચાવશો નવ લાલ મારા પ્રેમ પ્યાલો કર ધરી,
તલસાવશો નવ શામળા ઉર આમળા દ્યો પરહરી:

વરસાવશો અમી વૃષ્ટિ દૃષ્ટિ દયા તણી કરી આ સમે,
હરખાવશો ઉર ચાંપીને બાળા રહી આ દમદમે, ”

આવો આવો અલબેલા આવો, ઝાઝા માને ન તણાવો; હવે હદ થઇ. હું ગભરાઈ ગઇ; હવે સમતા ધરવાની શક્તિ હું ગુમાવી બેઠી; વ્હાલા આવો:—

* * * *

“ કુંદન લતા આ કારમી રસ્તે પડી ચગદાય છે.
કુંદન લતા આ એકલી પાણી વિના કરમાય છે;
કુંદન લતા રજથી ભરી કાન્તિ સૌ ઝાંખી થઇ,
કુંદન લતાને કર ધરો વ્હાલા હવે તો મૂળ ગઇ. ”

નગીના હવે નેહ નજર કરો ! આ ટળવળતી બાળાને સાનિધ ધરો ! વ્હાલા આવો; હવે નમેરા ન થાઓ !

* * * *

“મન મંદિરે આવો અરે પૂજુ સદા પ્રિત ધારીને,
ખૂબ ભાવનાં ભોજન ધરૂં નિત્ય આરતી ઉતારીને;
હૈયા વિષે ધરૂં નાથજી આવો પધારો શામળા,
દોષો થયા જો દાસીથી કરજો ક્ષમા પિયુ પાતળા, ”

પ્રાણ આવો, ન તલસાવો, શીદ લલચાવો, ન ભરમાવો હવે આવો આવો ! શું નહિજ આવો ? હા....આવો ! અરે આવો ! આ પ્રમાણે કુંદનને પ્રેમઘેલચ્છા થઈ, અને ઘેલચ્છામાં ને ઘેલચ્છામાં ધડીમ લઇને ધરણી પર ઢળી પડી. મૂર્છાવશ થઈ ગઈ મૂર્છામાં ને મૂર્છામાં તે તરફડવા લાગી; છેવટે કાંક મૂર્છા વળી એટલે ઝટ પાસુ ફેરવી બેઠી થઈ, અને કાંક કોઈ કહેતું હોય તેમ કાન માંડી સાંભળવા લાગી; જેમ જેમ સાંભળતી

ગઈ તેમ તેમ બડબડવા લાગી:-

*    *    *    *

### ગઝલ

" દુ:ખી નવ થા દિલે બાળા, સમાવી દે હૃદય જ્વાળા
જપુ તારી જીભે માળા, ખચીત લે માની હું તારો.

ઓહો અલબેલા બોલ્યા તો ખરા, વ્હાલાજી પ્રસન્ન થયા તો ખરા, હાદ સાંભળી તો ખરી, દાસીને ધીરજ આપી તો ખરી.

પ્રબળ ભાવી પ્રતાપોથી, વિખૂટો વાસ છે આજે;
સમજ પણ દેહ આ તુજ કાજે, ખચીત લે માની હું તારો"

ત્યારે વ્હાલા આવોને ! શું કામ તલસાવો છો; આમ અદ્ધર ઉભા રહીને શું કામ બોલ બોલ કરો છો; પાસે આવોને ! ઓ વ્હાલા તમને થાક લાગશે !

નથી ન્યારો હું આખર એક ભલે આવી કો મારે મેખ;
લખેલા છે તુજ સાથે લેખ, ખચીત લે માની હું તારો.

પણ તમે પાસે આવોને ! શું કામ ન્યારાને ન્યારા રહો છો. આવો, આવો મારી પાસે આવો ? !

હશે જે જેહનું તે ત્યાં, જશે ચાલી જરૂર તેતો;
અજબ છે પંથ અરે એતો, ખચીત લે માની હું તારો.

હેં હેં હેં શીદ ચાલ્યા ? અરે ઉભા રહો; ઉભા રહો. પાસે આવો; મારા સમ ! જતા રહ્યા, છેતરી ગયા; છળ કરી નાસી ગયા. અલબેલા આવો આવો, અરે ચંદ્ર ઓ નફ્ટ નક્ષત્ર-રાજ તેં મારા નાથને છુપાવી દીધા. ઓ તસ્કર બતાવ મારા નાથને ? ઓ ચંદ્ર જા જા મારી નજર આગળથી દૂર થા.

*　　*　　*　　*

" વણુ પરણ્યાને વ્યાકુળ કરવા વ્યોમ વસ્યો છે પાપી,
શું કહીયે કમળાપતિને રાહુનું મસ્તક નાખ્યું કાપી;
સિંહીકાસુતને શરીર હોત તો મુજને ચિન્તા થોડી,
સુધાકરને ગળત પેટમાં બળી થાત રાખોડી." નળાખ્યાન.

ચાલ જા મારી દૃષ્ટિથી દૂર થા. તારી શીતળતા મને નથી ગમતી; તારી ચાંદની મને પ્રજાળી નાખે છે. ઓ બાપરે બળી ગઈ, બળી ગઈ, સળગી ગઇ; મારા શરીરમાં લાહ્ય લાહ્ય થઈ. ઓ મામી, ઓ ભાભી આવો, અરે આવો; મને બળતીને બચાવો ! બળી ગઈ બળી ગઈ ? !

આ પ્રમાણે કુંદન ચંદ્રને જોઈ ચમકી ઉઠી; છળી ગઈ અને પોતાનું ભાન ભૂલી ગઇ, તેની બૂમ સાંભળતાંજ ઘરનાં સર્વે જણાં કુંદનના ખંડમાં દોડયાં.

" ખમ્મા ખમ્મા મારી લાડકી ખમ્મા તને ! "

" ઓ બેટા કુંદન તને શું થયું ? ! "

" ઓ મારી બ્હેન ખમ્મા તમને ? કયાં દાઝયાં ? "

આમ કહી દરેક જણાં સરભરા કરવા મંડી પડયાં, પૂછપરછ કરવા લાગ્યાં; જવાબમાં કુંદને કહ્યું કે, મને આ ચંદ્રે સળગાવી દીધી. આવો અજબ પ્રત્યુત્તર સાંભળી દરેક જણ મનમાં સમજી ગયાં. ભાભી, મામી, બ્હેન વગેરે સર્વે જણાં કુંદનના શરીર પર હાથ ફેરવવા લાગ્યાં. છેવટે ભાભી આ બધું મનમાં સમજી બોલી ઉઠી:—" બળી આતે પ્રેમની લગન કે અંતરની અગન " કહી મોં મચકોડી સારવાર કરવા લાગી.



# પ્રકરણ ૨ જું.

## વ્હાલાનું વ્હાલ કે શૉક્યનું સાલ ?

### દોહરો.

જુદો જીવ જુવતી તણો, પતિનું એહું અંગ;
પોઢે એક પલંગ પણ, પેખે પરમ ભુજંગ.

જીવની જાત, સમાધીનું શોધવું, પવનનું રહેઠાણ, સુવાસથી ધુમાડાનું ધામ, ધામનું ધારણ, ધારણ વસ્તુનું કારણ અને માયા એ શું ? પ્રાણીનો રંગ અમૃતનો મેઘ, શૂન્ય–કાંઇ નહિ તેની ધુન્ય એટલે તે સુરનું ગવાવું તે શું ? એ વસ્તુની જોડે પ્રેમના રૂપને અને પ્રકાશની કાયાને જે પામે તેજ મનુષ્ય આ જગતમાં મહા ભાગ્યશાળી કહેવાય છે. પ્રવીણસાગર–અનુવાદ.

પ્રેમ માગ્યો મહીતળ વિષે નવ મળે ના મળે રત્નના હાર સાટે,
પ્રેમ વેચાય ના ચોક ચૌટા વિષે ના મળે શોધતાં સઘ હાટે;
શોધતાં પ્રેમ તે ના જડે સાગરે ના જડે ગિરિ ગુફા ગંગ ઘાટે,
પ્રેમીના હૃદયમાં પ્રેમ રમીને રહ્યો પ્રેમીને તે જડે પ્રેમ વાટે.

સોના તેમ લોઢાને એક કરી જાણે, અમૃત અને વિષને સમાન ગણી પીએ, કીર્તિ અને નિંદાને પણ સમાન લેખી માને ઉચ્ચ અને નીચને સરખા દેખે અને રંક અને રાય બન્નેને એક

સરખા સત્કારથી બોલાવે અને હરદમ એક સ્વરૂપનેજ સમરે એ પ્રકારે જે મનુષ્યમાં અખંડ પ્રેમ પ્રકાશિત થયો હોય છે તેજ મનુષ્ય આ જગમાં જીવનમુક્ત કહેવાય છે.

*　　*　　*　　*

" અવસર આ જશેરે કાલે શું થશે કોણુ જાણે,
મુરખ કાં ફસેરે માયા જાળ વિષે તું પરાણે;
મારૂં મારૂં મિથ્યા અંતે સમાસ થાશે મસાણેઃ-૦
ધાર્યું ધુળમાંરે રે ભળશે ભવસાગરની માંહે,
ડાહ્યા હુસ નાં રે જાને સંત સમાગમ છાંયે;
આશા અંતર કેરી તારી ચાલી જાશે વાયેઃ-૦
તારૂં શું ગણેરે તારી ત્રિયા તું જાણે મારી,
મોઢે મીઠું ભણેરે નથી તું અંતરનો અધિકારી;
ફાંફાં ફોગટ ફૂલમાં તું સૌ ચતુરાઇ ચુલામાં તારીઃ-૦
સગાં સૌ સ્વાર્થનાં રે તારાં કયાં લગી તું ધારે,
મળશે સાથરે રે રોશે સ્વારથને તે વારે;
વાત વિસારે પડતાં તુજને કોઇ નહિ સંભારેઃ-૦
છત છાજે નહિરે એ તો ચાર ઘડીનું ચટકું,
કોઇની થઈ નથીરે કહે છે કઈ વખતે હું છટકું;
કાળ કહે છે કાંક સમજ હું પળમાં જઇને પટકુંઃ-૦
આ સંસારમાં રે દેખું વિષમ વિષનો પ્યાલો,
ભજ કીરતારને રે તારી રહાય કરે નંદલાલો;
શંકર શિખામણને માને વિચાર કરવાવાળોઃ-૦

શંકરલાલ–ચંદ્રભાણુ.

મરણુ પથારી પર પડેલી ભાનુશંકરની જુની મોટી અને

વ્હાલી સ્ત્રી શાન્તા અત્યારે ભાનુના ઉછંગમાં પડી કીરતારને યાદ કરી રહી છે. તેનું શરીર છેક ઘસાઈને જીર્ણ થઈ ગયું છે. જીવલેણ ક્ષય વ્યાધિએ ભાનુના જીગરને અને શાન્તાના શરીરને છેક તાવી દીધાં છે. શાન્તાના શાન્ત આત્માને હવે સર્વેશ્વર છેલ્લીવારની ચાવી ખોલે એટલે તરત નીકળી રસ્તે પડે એટલુંજ રહ્યું છે. શાન્તાને હવે ઝોબા ઉપર ઝોબા આવે છે. તેની સારવારમાં હવે ફક્ત ભાનુજ રહ્યો છે. તેનો મંદવાડ લંબાયાથી શાન્તાનાં મામા મામી પણ કંટાળી માર્ગ માપી ગયાં છે; ભાનુનાં માત પિતા અને સગાંવ્હાલાં પણ કાયર થઈ શાન્તાને મરવી તાકી રહ્યાં છે. આજકાલ શાન્તાની સારવારમાં ફક્ત એકલો ભાનુજ ગુંથાયેલો છે. શાન્તાના નસીબે કૉલેજમાં પણ મે વેકેશન પડેલી છે તેથી શાન્તાને છેલ્લીવારનો તેના હૃદયજીવનનો ખોળો સૂવાને વાસ્તે મળેલો છે.

ભાનુશંકરનાં માતપિતા ભાનુને શાન્તાની સારવારમાં ગુંથાયેલો જોઈ મોં મચકોડી આંખમીંચામણી કરી રહ્યાં છે. તેની નવી સ્ત્રી કાન્તા પણ આંખમાં ઝેર આણી પિયર ચાલી ગઈ છે. ભાનુની મા ભાનુને ન કહેવાનાં વચન ભાનુને ખવરાવતી વખતે કહી રહી છે. ભાનુના પિતા પણ ભાનુને અઘટતા શબ્દો સંભળાવી ત્રાસ પમાડી રહ્યા છે. આ સર્વે પ્રકારનાં મેણાં ટુણાં ભાનુ ફક્ત શાન્તાને વાસ્તેજ સાંખી રહ્યો છે. શાન્તા ક્યારે મરે અને ક્યારે ઝટ ઘર ચોખ્ખું થાય એવી આશા ભાનુનાં વડીલો અને સગાં અંતરમાં રાખી રહ્યાં છે. હમણાંથી હમેશાં ક્લેશ ભાનુને થયાં કરે છે. જેમ જેમ ભાનુનાં માબાપ

શાન્તાનો પ્રેમ વિસારવા સારૂં ભાનુને હૃદયહારની ટોકણી કરી રહ્યાં છે તેમ તેમ ભાનુનો પ્રેમ શાન્તા ઉપર ઉત્તરોત્તર અચળ અને અડગ રીતે વધતો જાય છે. પહેલાં ભાનુ કાંઇ કામકાજ પ્રસંગે બહાર પણ જતો હતો; પણ હાલમાં તો આખો દિવસ શાન્તાની પ્રેમભરી સરભરા કરી શાન્તાને છેવટની શાન્તિ પમાડતો હતો. શાન્તા પણ છેવટની પોતાના પ્રિયતમની પ્રેમભરી સરભરા અને સેવા ચાકરીથી છક થઈ જઇ આગલી પાછલી ભૂલી જઇ એકીટસે પ્રેમભરી આંખે થરથરતા હૃદયે ભાનુનું મુખકમળ જોઈ રહેતી હતી. જ્યારે જ્યારે તેને પ્રેમનો આવેશ આવતો હતો ત્યારે ત્યારે ભાનુનો કર લઈ પોતાના મોં ઉપર ફેરવતી હતી. ભાનુ પણ વખતો વખત શાન્તાના શાન્ત મુખકમળ ઉપર સ્નેહ ચુંબન કરી પોતાના આગલા કરેલા જુલમનું પ્રાયશ્ચિત કરતો હતો આ પ્રમાણે આ પ્રેમી જોડું પ્રેમમાં તન્મય થઇ અન્યોઅન્ય હૃદયભાવનાની કસોટી કરતું હતું.

શાન્તાને ભયંકર અને જીવલેણ મંદવાડ જોઈ ભાનુના હોંજા ગગડી ગયા હતા. ભાનુ તેનાથી થાય તેટલા ઉપાય કરી છેવટના હાથ ધસી ગયો હતો. તેના મિત્રો, દાકતર અને સગાંવ્હાલાં તમામ જણે શાન્તાની આશા મૂકવા સારૂ ભાનુને કહ્યું હતું. ભાનુને હજુ પણ કાંક કાંક આશા શાન્તાનું જીવન સંચારો એમ રહેતી હતી. તેણે શાન્તાના બે ચાર મંદવાડ આવા સખત જોયેલા હતા; તે તમામ મંદવાડથી શાન્તા સાજીતાજી ઉઠી હતી, એટલે આ વખતે પણ ભાનુને કાંક કાંક આશા રહેતી હતી. શાન્તાના આ મંદવાડમાં ભાનુની તબીયત પણ થોડી

ઘણી લથડી પડી હતી. તેણે ખોરાક અડધો અડધ ઘટાડી નાખ્યો હતો. જ્યારે તે શાન્તાને ખોળામાં લઇ પથારીમાં બેસતો હતો ત્યારે તેની આંખમાં શ્રાવણ ભાદરવો છાઈ રહેતો હતો. શાન્તા ભાનુને ઘણો દિલાસો આપતી હતી; પણ ભાનુનું હૃદય ઘણુંજ પોચું હોવાથી ભાનુ રડી જતો હતો. ભાનુને માત પિતા અને નવી સ્ત્રી તરફનું કોઇ પણ પ્રકારનું તલમાત્ર પણ સુખ નહોતું ઘરનાં તમામ માણસો ભાનુને ત્રાસદાયક થઇ તેના કલેશમાં વધારો કરતાં હતાં. ભાનુ શાન્તા વાસ્તે તદ્દન અધીરો, બાવરો ગાભરો અને કાંક કાંક ઘેલો થયો હતો. શાન્તાને જોવા આવનારમાંથી જો કોઇ પણ માણસ શાન્તા હવે નહિ જીવે એમ ખુલ્લી રીતે કહેતું તો ભાનુ તરત નિરાશ થઈ જતો હતો. તેના માવતરના મનમાં ભાનુ શાન્તાના મરી ગયા પછી તદ્દન ગાંડો થઈ જશે, અને શાન્તા સારૂ પોતાનો દેહ પાડશે એ પાકી અને સારી રીતે ઠસી ગયું થતું. ભાનુ રૂમાલ લઇ શાન્તાને પવન નાખી તેનું મુખ કમળ કરથી પંપાળી પંપાળી શાન્તાને મીઠું મીઠું અને સારૂ મધુરૂં મનાવી રહ્યો છે.

“ વ્હાલા હવે મારો મોહ મૂકી દ્યો, હું તો હવે જવા બેઠી કાન્તા ઉપર પ્રેમ કરો અને મને છેવટની જ્ઞાનભરી દૃષ્ટિથી જોઈ ઉપદેશ આપી ઠારો અને ઠરો.

“ વ્હાલી શાન્તા હવે મારૂં શું થશે ? આ જીંદગી તારા વિના ખરાબખસ્ત થઇ જશે. પ્રિયા ! શું પરમાત્મા મારી અરજ નહિ સાંભળે, અરે તેને મારી દયા નહિ આવે, અરે હાય ! અત્યારે પ્રભુને કોણ સમજાવે ? હે દિનદયાળ વિભો ! આ દુઃખી

ઉપર દયા કર. નહિ તો શાન્તાની સાથે મને પણ લઇ લેજે ?! મારી મધુરી શાન્તા તું આ કસાઇને ઘેર પડી જરા પણ ઠરી નહિ. અરે મારી મધુરી મેનાં તું સર્વદા બળતી ને બળતી રહી."

" વ્હાલા હવે એ બધું વિસારી દ્યો, મને તથા તમને આગલી પાછલી યાદ લાવવાથી હૃદયમાં ઘણોજ સંતાપ થાય છે. હવે તમે એક અક્ષર પણ આગલી વાતનો બોલશો નહિ. નહિ તો મને ચમક થઈ જશે, અને તમને દુઃખ થશે. હરિએ જે ધાર્યું હતું તે થયું, અને જે ધાર્યું હશે તે થશે; એમાં માનવી મિથ્યા હસે કે રડે તેમાં તલમાત્ર પણ વળે નહિ; માટે પ્રભુ ઉપર વિશ્વાસ રાખો ! તે કોઇને દુઃખી કરતો નથી, અને કરશે પણ નહિ. એ મહા પ્રભુ બહુજ દયાળુ છે !"

" મ્હારી શાન્તા તારા પછી મને કોણ આવો મીઠો અને જ્ઞાનભર્યો ઉપદેશ કરશે ? અરે હાય ! પછી કોણ આ દુઃખી ભાનુને મારો કહી બોલાવશે અને ઠારશે ?"

" મ્હારા વ્હાલા શાન્ત થાઓ, આમ નાહિંમત થાઓ નહિ; પ્રભુ સૌ સારાં વાનાં કરશે. તમે શા સારૂં ઓછું લાવો છો ? તમારે માથે માછે બાપ છે અને સ્ત્રી પણ છે ! તે તમામ વખત આવે સુધરશે અને તમને ઠારશે ?"

" વ્હાલી જો માવતર તરફનો ઠારકો હોત તો મને આટલું બધું ના લાગત; પણ માવતરજ મારા તરફ કાંક જુદા ભાવથી વરતે છે. અરે પેલી કાગડી નવી કાન્તા તો મને જોઇ ગજ ગજ કૂદે છે. એતો રાંડ રાત દિવસ પોતાના કુળમાંજ કુટાઇ મરેછે."

" વ્હાલા સૌ સારાં વાનાં થશે. મારી હયાતીમાં જે તમને

દુઃખદ લાગે છે તે તમામ મારી હયાતી પછી તમને સુખદ લાગશે, અને દરેક જણું તમને સારૂં મનાવવાને સતત્ પ્રયત્ન કરશે. ઓ મારા વ્હાલા હું તમને એક છેલ્લી શિખામણ આપુ છું કે તમે માવતરથી બગાડશો નહિ, અને કાન્તા બ્હેન જોડે લડશો નહિ. મારા સારૂ તમે ઘણું કર્યું છે; ઘણાંને સંતાપ્યાં છે. અને હું અભાગણી તો તમને દગો દઇ ચાલવા લાગી. ઓ મારા વ્હાલા તમે જરા પણ અકળાશો નહિ, અને આકળા ઉતાવળા થઇ કોઇને પણ દુભાવશો નહિ. મારા મરી ગયા પછી ઘરમાં દરેક જણને સુખ અને સારૂ થશે. પછી તમને કોઇ પણ સતાવશે નહિ, તમામ બધું મનમાં રાખો; મોંઢેથી ભાંખી નાખો નહિ, દુનિયાં દોરંગી છે; મારા જીવનહાર, 'રંગે રંગી નારંગી પણ દુનિયાં કહે ના રંગી' માટે બોલ્યું બહર પાડશો નહિ. જે કાંઈ હોય તે તમામ મનમાં સમજજો. એકદમ પેટની વરાળ કાઢી નાંખશો નહિ. આ જગતમાં 'સાચું બોલનારને સગી માએ માર્યો' માટે બધું ભોળપણુ કાઢી નાંખજો. કોઇની જોડે જરા પણ બગાડશો નહિ. લ્યો હવે મારાથી બોલાતું નથી, મારી છાતીમાં દરદ થાય છે માટે થોડું કહ્યું ઘણું માની લેજો. ઓ મારા વ્હાલા !"

"મારી શાન્તા હવે તું ઝાઝું ન બોલીશ. વ્હાલી હવેથી હું તારૂં અક્ષરે અક્ષર માનીશ. જા હું તને વચન આપું છું કે હું કોઈથી પણ બગાડીશ નહિ. જે કાંઈ હશે તે મનમાં રાખીશ. હવે તડફડ નહિ બોલું અને કોઇને ખોટું નહિ મનાવું. પ્રિયા! હવે તું મારી ચિંતા ન કરીશ."

"ઓ મારા વ્હાલા તમને તો હું જરા પણ વિસારીશ

નહિ. હું મરતી વખતે પણ પ્રભુ પાસે તમારી જન્મો જન્મની દાસી થવા સારૂ માગીશ એ નિશ્ચય સમજજો. આ ભવમાં તો શું પણ ભવિષ્યના ભવોભવમાં જે ખોળીયામાં હું હઇશ ત્યાં તમને સંભાળીશ, અને તમને સુખી જોઇને સર્વદા ઠરીશ મારા પ્રભુ, મારા જીવનહાર, મારા હૈયાના શ્રૃંગાર, મુસ્તકના મણિ, નયનના તારા, વ્હાલા ભરથાર તમને જોતાંજ મારૂં તમામ દુઃખ દૂર થાય છે."

"શાન્તા, મારી મધુરી શાન્તા! હવે આ સંસારનો મોહ મૂકી દે! મારી કોઇપણ પ્રકારની ચિંતા તું કરીશ નહિ. પરમાત્માએ મારી વિનંતી નજ સાંભળી એજ માત્ર મને દુઃખ થાય છે."

* * * *

"હે ભમરા તું ભૂલવણીમાં ક્યાં ભટકતો,
પ્રેમ પરવણી તારી પ્યારી વહી જાય:—હે૦
મન ગમતા તું જે વાડીમાં મલપતો,
તે વાડી તારી આજેરે ભેળાય:—હે૦
બ્રમરપંથી સ્નેહસંધી વજ્રબંધી ગુંથી ગ્રંથી ક્યાં ગયો,
વેર્યો તારો તીડે માળો આજ ન્યારો શું થયો;
વ્હાલા તારી વ્હાલી વેલી વાટમાં વેડાયરે:—હે૦"

બસ કરો, બસ કરો, વ્હાલા હવે બસ કરો. હૃદયઆન ગોવીંદને નજ ગમ્યું તો હવે એટલેથીજ અટકાવી રાખો. પિતાજી માતાજી આ અનાથ દુઃખિયારી તમારી રાંક દિકરીને તમારી પાસે હવે લઇ લ્યો! તમારી મીઠી પાંખ તળે આ

બળતીને રાખી ઠારે ! પિયરની બળેલીને કોઈ સાસરામાં ઠારે અને સાસરાની બળેલીને કોઇ પિયરમાં ઠારે; પણ માંહ્યરાની બળેલીને પિયર પણ ન લે, સાસરૂં પણ ન લે અને જગત પણ ન લે, તેને તો ચિતાજ ઠારે. અત્યારે શાન્તાને પિયર પણ નથી અને સાસરૂં પણ નથી. પિયરીઆં પણ નાસી ગયાં અને સાસરીઆં પણ ત્રાસી ગયાં, હવે તો પિયર ગગને અને સાસરૂં મસાણે ! પિયરીઆમાં પતિ અને સાસરીઆમાં પ્રભુ ! હવે નજર ગગન–પિયર ભણી પહોંચે છે ! !

* * * *

" મારા પિયરનો આ પંથ નજર નવ પહોંચેરે,
મારૂં હૈયું ઘડીમાં આજ પિયર ભણી દોડેરે:
ઓ આ મારગના જાનાર પિયર મારે જાજેરે,
જઇ કહેજે મા ને બાપ દિકરી સંભાળેરે.
ઓ વાદળના ઉડનાર પંખી ઉડજેરે,
મારે પિયર પરઘડી ત્યાંજ જઇ ક્ષણુ રહેજેરે:
પંખી બેસજે પિયરને મોભ મોટે મળસ્કેરે,
મારાં માબાપ ચોકની મધ્ય ઉભાં હોશેરે.
મારા બાપ તે ચૌટે જાય માવડી પૂછેરે,
પૂછતા આવજો નક્કી આજ કે દિકરી સુખીછેરે;
પૂછી પૂછી એવું મારી માત ધ્રુશકે રોશેરે,
પંખા અબોલડા એવું જોઈ તુંયે રોજેરે.
જઇ કહેજો માને બાપ દિકરી તમારીરે,
મરી ગઇ સાસરીઆ માંય પરદેશ નાખીરે;
નણુદી દે છે મેણુાં રોજ સાસુ સંતાપેરે,

મારો આવડીઓ ભરથાર કાળજુ કાપેરે.
કાહું અંતરની હો વરાળ કોની પાસેરે,
કરૂં હું કુવો કે તળાવ મન મુંઝાયેરે;
મારો જીવવામાં નથી જીવ પણ એ માડીરે,
તને મળવા તલસે જીવ નથી તું જતી છાંડીરે. ”

ગો૦ મા૦ ત્રિપાઠી.

“ વ્હાલી હવે બધું ભૂલી જાઓ અને કેવળ સત્‌ચિદાનંદ પ્રભુના ગુણ ગાઓ. માયામાંથી જીવને કાઢી નાખી માયાપતિમાં જીવને જોડો ! !

મારા પ્રભુ હવે તમે પણ મને વિસારી ઘો ! આપ હવે મને કાંઈ જ્ઞાનામૃતનું પાન કરાવો કે જેથી મારી રગે રગે શાન્તિ થાય.”

“ શાન્તનુ ! આ વખતે તને શાથી શાન્તિ થશે ? પ્રિયા હું હવે શું કરૂં ? તને શાથી શાન્તિ થશે ? તારા હૃદયની વિષમતા શી રીતે વામશે ? ”

“ જીવનહાર હવે મારા જીવની જીવનમુક્તિ થાય અને મારી જુઠી માયાનાં આવરણ દૂર થાય એવો કાંઇ મધુરો જ્ઞાનનો ઉપદેશ કરો ! વ્હાલા તમે જે જે કાંઇ સારૂં સારૂં અને મીઠું મીઠું ભણ્યા હો તેનો સાર સાર મને કહી બતાવો ? ! ”

“ મારી મીઠી શાન્તા ! વ્હાલી તું હવે શાન્તિથી સાંભળ. પ્રિયા હું તને જીવનમુક્તિનો વિષય સંભળાવું છું ! ”

“ બહુ સારૂ મારા વ્હાલા હવે મને ઘણોજ આનંદ થયો, આજની રાત જાય એમ મને લાગતું નથી. આજે જે કાંઇ

તસ્દી તમને આપું છું તે છેલ્લીજ આપું છું, આજે જે કાંઈ તમારી સાથે બોલું છું તે છેલ્લુંજ બોલું છું. આ ખોળામાં સૂતી છું તે પણ છેલ્લીજ સમજજો. વ્હાલા મારા હુંકારાની વાટ ન જોશો, તમારી મેળે મને સંભળાવેજ જજો ! !"

"મારી મધુરી શાન્તનુ ! હવે શાન્તિથી જ્ઞાનામૃતનું પાન કરો ? પ્રિયે હવે આનંદ કરો, ચિન્તાને પરહરો અને પરમાત્માનું ધ્યાન હૃદયમાં ધરો ? !

"યથાસ્તિ એવું આ જગત્ વ્યવહારવાળા એવા પણ જેને કેવળ અસ્ત થઇ ગયું છે ને વ્યોમવત્ સામાન્યતા રહી છે તે જીવનમુક્ત કહેવાય છે." "સુખથી કે દુઃખથી જેની મુખપ્રભાનો ઉદય કે અસ્ત થતો નથી, યથા પ્રાપ્તને વિષેજ જેની સ્થિતિ રહે છે, તે જીવનમુક્ત કહેવાય છે." "રાગ,દ્વેષ, ભયાદિને અનુરૂપ આચરણ કરતે સતે અંતરથી જે આકાશની પેઠે અતિ સ્વચ્છ છે તે જીવનમુક્ત કહેવાય છે." "જેનાથી લોક ઉદ્વેગ પામતા નથી અને જે લોકથી ઉદ્વેગ પામતો નથી અને હર્ષ ઇર્ષ્યા કે ભયથી મુક્ત રહે છે તે જીવનમુક્ત કહેવાય છે." "સંસાર કલ્પના માત્ર જેને શાન્ત થઈ ગઈ છે, કલાવાન્ છતાં જે નિષ્કલ છે, સચિત છતાં જે નિશ્ચિંત છે, તે જીવનમુક્ત કહેવાય છે."

યોગવાસિષ્ઠ.

"વાહ મારા પ્રભુ વાહ ! મારા શરીરમાં આનંદની લ્હેરો ચઢે છે. મારો જીવ અખંડાનંદ અનુભવે છે. વ્હાલા ! હવે આગળ ચલાવો."

"પ્રિય શાન્તનુ ! સાંભળઃ–

રજ્જુ જ્ઞાન થયે સતે પણ કંપાદિક તો ધીમે ધીમે શમે છે, અને મંદ અંધકારમાં નાંખતાં તેનુ તે રજ્જુ પુનઃ સર્પ થાય છે, એમ પ્રારબ્ધ ભોગ પણ ધીમે ધીમે શમે છે. હઠ કરવાથી શમતો નથી, અને ભોગકાળે ક્વચિત્ હું મર્ત્ય છું એવો પણ ભાસ થઇ આવે છે. એટલાજ અપરાધથી તત્વજ્ઞાન જતું રહ્યું ગણાતું નથી કેમકે જીવન્મુક્તિ એ નામનું કોઈ વ્રત નથી પણ એતો વસ્તુ સ્થિતિ છે." પંચદશી.

"ધન્ય પ્રભુ ધન્ય છે, મારા નાથ આજે મને કૃતાર્થ કરી; વિભો ! આગળ ચલાવો."

"સુખ દુઃખ જેને સમાન છે, માટી અને કાંચન જેને સમાન છે, પ્રિય અપ્રિયને જે તુલ્ય દેખે છે, ધીરજ રાખે છે, નિંદા સ્તુતિને સરખી ગણે છે, માન અપમાનમાં સમાન રહે છે, મિત્ર કે શત્રુ એ બે પક્ષને સરખા લેખે છે, આરંભ માત્રનો ત્યાગ કરે છે તે ગુણાતીત કહેવાય છે." ભગવદ્ગીતા.

"એના હૃદયાશ્રિત કામ માત્ર જ્યારે પ્રમુક્ત થાય ત્યારે મર્ત્ય અમૃત થાય, એમજ બ્રહ્મને સારે પ્રકારે કરીને અનુભવે; જેમ સર્પની કાંચળી રાફડા ઉપર નાંખ્યા પછી મુવેલી પડી રહે છે એમજ આ શરીર પડયું રહે છે, અને જે એવો અશરીર તે અત્રેજ અમૃત પ્રાણ, બ્રહ્મતેજ થઇ રહે છે."

બૃહદારણ્યકોપનિષત્.

"વિદ્યા વિનય સમ્પન્ન બ્રાહ્મણ, ગાય, હાથી, શ્વાન કે શ્વપાક સર્વ પ્રતિ પંડિતો સમદર્શી હોય છે." ભ૦ગીતા.

"(તત્વ મસ્યાદિ) વાકયથી કે યોગથી નિરવધી સુખ

ભૂમા એવા અનંત સંવિત્ પરાત્મા અનુભવાધીરૂઢ થયે સતે તે પુરૂષ દૃઢ સમાધી કરે કે લોકાનુગ્રહાર્થે વ્યવહાર કરે કે વિષય માત્રને ભોગવે પણ પુનરપી બંધનમાં પડતો નથી." સ્વરાજ્યસિદ્ધિ.

"સ્વારંભક એવું કર્મ જ્યાં સુધી છે ત્યાં સુધી સજીવ એવો દેહ જે દૈવવશ છે તે પ્રતિક્ષા કરે છે; સમાધિ યોગારૂઢ પુરૂષ પ્રપંચ સમેત તે દેહને ગણતો નથી, વસ્તુને વિષે જાગેલો સ્વપ્નની વાતનો પુનઃ આશ્રય કરતો નથી."

ભાગવત.

"દૈવવશાત્ જે લાભ થાય તેથી સંતુષ્ઠ, દ્વંદ્વાતીત મત્સર રહિત સિદ્ધિ અને અસિદ્ધિને વિષે સમ એવો જે તે કરતો સતો બંધાતો નથી." ભ૦ગીતા.

"દિગમ્બર કે સામ્બર, ત્વગંબર કે ચિદમ્બરસ્થ, પણ એ ઉન્મત્તની પેઠે કે બાળકની પેઠે કે પિશાચની પેઠે પૃથ્વી ઉપર વિચરે છે." વિવેકચૂડામણી.

" અંતરમાં અનુભવ હોવા વિના અન્યના પરમાર્થ ચમત્કારને અન્ય જાણી ન શકે, મધના સ્વાદને દ્વિજ જાણે નહિ." યોગવાસિષ્ઠ.

"યુક્ત એવા તત્વજ્ઞે 'હું કાંઈજ કરતો નથી' એમ માનવું; જોતાં, સાંભળતાં, સ્પર્શતાં, સુંઘતાં, ખાતાં, જતાં, ઉંઘતાં, શ્વાસ લેતાં, પ્રલપતાં, આપતાં, લેતાં, નિમિષોન્મેષ કરતાં સર્વદા ઇંદ્રિયો ઇંદ્રિયોના અર્થને વિષે વર્તે છે એમ ધારવું." ભ૦ગીતા.

" ઓતના વેગે કરીને લાકડું ઉંચા નીચા સ્થાનોમાં તણાઇ જાય છે, તેમ દેહને દૈવ યથાકાળે જે જે યુક્ત ઉપભોગ છે તે પ્રતિ લઇ જાય છે." વિવેકચૂડામણી.

" જવાના સ્થાન ઉપર એકનિષ્ઠાવાળા પાન્થના પગ ચાલે છે તે કાંઈ પણ સંકલ્પ વિનાજ ચાલે છે એજ રીતે કર્મને વિષે પ્રવૃત્ત થા." યોગવાસિષ્ઠ.

" ચોરનું નિવારણ થયા છતાં પણ તજ્જન્ય ભીતિ રહે છે, વસ્ત્ર બળ્યા છતાં ભસ્મ વસ્ત્રાકૃતિજ રહે છે, તેમજ જ્ઞાનીને સ્વતઃજ બાધીત સતે પણ વિશ્વ પ્રારબ્ધ ભોગના નિર્વાહને અર્થે દેહપાત થતાં સુધી વિદ્યમાન છે." સ્વરાજ્યસિદ્ધિ.

" હે ભાઈ દેહ છે ત્યાં સુધી જ્ઞાનીએ આચારાનુસાર દશામાં કર્મેન્દ્રિયોને પ્રયોજી રહેવું; પણ જ્ઞાનેન્દ્રિયોને તેમાં કદાપિ ભળવા ન દેવી." યોગવાસિષ્ઠ.

" આકાશની પેઠે મુનિને ઉપાધિમાં સતે તેના ધર્મ લેપ ઉપજાવતા નથી, સર્વજ્ઞ સતે મૂઢની પેઠે તે રહે, કે વાયુની પેઠે અસક્ત રહી સર્વત્ર વિચરે." આત્મબોધ.

" ભરતાદિ મહાત્માઓ આહારાદિનો ત્યાગ કરીને કદાપિ કાષ્ટ પાષાણુની પેઠે રહ્યા નથી, પણ સંગની ભીતિથી ઉદાસીન રહ્યા છે." પંચદશી.

" મને કર્મનો લેપ થતો નથી, કર્મ ફળની મને સ્પૃહા નથી, એમ જે મને સારી રીતે સમજે તે કર્મથી બંધાતો નથી." ભ૦ગીતા.

" પારાવારને જાણનારા જનો જગતના વ્યવહારને

ત્યજતાએ નથી તેમ ઇચ્છતાએ નથી, સર્વને અનુવર્તે છે. સર્વસ્થ સતે હું અકર્તા છું એવી દૃઢ ભાવનાએ કરી પ્રવાહ પતિત કાર્યને કરતો કોઇ રીતે લેપાતો નથી. ઉભો સતે તે ઉભો નથી, જતો સતે તે જતો નથી, શાન્ત સતે વ્યવહારસ્થ છે, કરતે સતે અકર્તા છે." યોગવાસિષ્ઠ.

"શ્રેષ્ઠ જે આચરે છે તેનેજ ઈતર જનો અનુસરે છે, શ્રેષ્ઠ જે જે પ્રમાણ કરે છે તેનેજ લોક અનુવર્તે છે." ભ૦ગીતા.

"જીવનમુક્તોની આવી જે વાસના તે વાસના નથી, એ તો શુદ્ધ સત્વ એ નામનું સત્તા સામાન્ય છે." યોગવાસિષ્ઠ.

"કર્મને વિષે આસક્ત એવા અવિદ્વાનો જે પ્રકારે કરેછે તેજ પ્રકારે હે ભારત ! વિદ્વાને આસક્ત રહી સર્વ કર્મ કરવાં. તેણે એ પ્રકારે લોક સંગ્રહ સાધવો, કર્મમાં આસક્ત એવા અજ્ઞાનીઓની બુદ્ધિમાં ભેદ ઉપજાવવો નહિ, વિદ્વાને યુક્ત રહી સારી રીતે આચરણ બતાવી સર્વ કર્મ ઉપર પ્રીતિ જણાવવી." ભ૦ગીતા.

"માટે એ પ્રકારે એને જાણી અદ્વૈતમાં સ્મૃતિને યોજવી; અદ્વૈતને સારી રીતે પ્રાપ્ત કરી લોક વ્યવહાર નટવત ચલાવવો, સ્તુતિ રહિત, નમસ્કાર રહિત, સ્વધાકાર રહિત, એવો હોઈ ચલ કે અચલ સ્થાન સેવતો યતિ તેણે કેવળ યદૃચ્છાને આધીન થઈ જવું." ગૌડપાદાચાર્ય.

"કર્મફળનો આસંગ તજી, નિત્ય તૃપ્ત, નિરાશ્રય, એવો તે કર્મને વિષે અત્યંત પ્રવૃત્ત સતે પણ કાંઇ કરતો નથી." ભ૦ગીતા.

"પ્રિયે શાન્તનુ ! જીવનમુક્તિનો કાંઠ પૂરો થયો. વ્હાલી ! તને હવે કેમ છે ?" કહી ભાનુશંકરે અત્યંત દીન અને પ્રેમાળ થઇ શાન્તાના મુખકમળ ઉપર પોતાનો હાથ ફેરવવા માંડયો. અત્યારે શાન્તાથી પરાણે પરાણે ભાગ્યા તૂટયા શબ્દો બોલાતા હતા. તેનાથી સંભળાતું હતું પણ કંઠ કફથી ભરાવાને લીધે બરાબર બોલાતું નહોતું. તે ઘડી ઘડી ફાટી આંખે ભાનુ ભણી જોઈ રહેતી હતી, અને ઘડી ઘડી આંખો. મીંચી પડી રહેતી હતી. ભાનુનાં માબાપ વખતો વખત આવી છાનાં માનાં ડોકીયાં કરી જતાં હતાં. ભાનુ કોઇ પણ સગાને શાન્તનુ પાસે ઝાઝીવાર બેસવા દેતો નહોતો. જ્યારે તેને ખાસ કામ સારૂ બહાર જવું પડતું ત્યારે ન ચાલતે ન છુટકે તેની માને બેસાડતો. દુઃખીયારી શાન્તા ક્યારે મરે અને ક્યારે ઝટ છુટકો થાય એ હેતુથી તેને કોઇ પૂરૂં દૂધ પણ આપતું નહોતું અને ગળામાં પાણી પણ કોઇ ટેવતું નહોતું. જ્યારે આ બધું ભાનુના જાણવામાં આવ્યું ત્યારથી ભાનુ ખાસકરીને શાન્તાની સારવારમાં રોકાયો હતો; તેને જરા પણ વીલી મૂકતો નહોતો.

"પ્રિય તમે જે જે કાંઈ કહ્યું તે તમામ મેં સાંભળ્યું, મને ઘણો આનંદ થયો. વ્હાલા ! તમારા વિના મારી કોણ સદ્‌ગતિ કરવાનો પ્રયાસ કરે ? આ સંસારમાં સ્ત્રીનો ભગવાન એક ધણી કે બીજો ધરણીધર ! જીવનહાર મારા જેવી પાપણીના હૃદયમાં તમે જે કાંઇ જ્ઞાનસુધા રેડી મને પાવન કરી તેથી હું મારાં અહોભાગ્ય માનું છું. મારો પ્રાણ હજી પણ

ખોડને પરહરતો નથી. હજી પણ તે કાંક માયામાં ગુંથાયેલો રહે છે. કાંક સંસારીક વાસનામાં તે ભરાયેલો હોય એમ માલમ પડે છે. હજી તેને કાંક જ્ઞાનસુધાની વધારે જરૂર જણાય છે. મારા શરીરમાં સર્વત્ર શાન્તિ અને આનંદ છવાઇ રહ્યો છે. વ્હાલા ! મારાથી જો કાંઈ બોલાય નહિ તો તમે ગભરાશો નહિ. મારાથી તમારા પુન્ય પ્રતાપે તમે જે કાંઇ કહો છો તે સારી રીતે સંભળાય છે. જીવનહાર તમારાથી જે પ્રમાણે બોલી શકાય તે પ્રમાણે જ્ઞાન ઉપદેશ બોલો. હું ધારૂં છું કે જ્યાં સુધી મારા પ્રાણને માયાના પાસ હશે ત્યાં સુધી તે ખોળીયામાં ટકી શકશે; જો કે તેનાં સંસારીક ઘણાંક બંધનો કપાઇ ગયાં છે. હવે મને કાંઇ આગલું પાછલું સાંભળતું નથી, ફક્ત મારો પ્રાણ તમારા કમળવદનની ઝાંખી કરવા સારૂ તલપી રહ્યો છે. તમે તેને જ્ઞાનસુધાથી તૃપ્ત કરો. જ્યારે તેને સંપૂર્ણ રીતે તૃપ્તિ થશે કે તરત તમને પ્રણામ કરી ચાલતો થશે. વ્હાલા ! હવે કાંક વિદેહ મુક્તિનો ઉપદેશ સંભળાવો !"

"મારી મધુરી શાન્તા હવે હું તને વિદેહમુક્તિ સંભળાવું છું. વિદેહમુક્તિના વિષયથી આત્માને પરમ શાન્તિ મળે છે અને તે તરત દુઃખમાંથી મુક્ત થઈ આનંદમાં ભળે છે!"

"પંચદશ કળા સ્વપ્રતિષ્ઠાને પામી, દેવતા માત્ર પોતપોતાના પ્રતિદેવતામાં સમાયા. કર્મ વિજ્ઞાનમય આત્મા, સર્વે પર અવ્યયને વિષે એક થાય છે. નદીઓ વહેતી વહેતી સમુદ્રને વિષે અસ્ત પામી નામ રૂપને તજે છે, એમ જે

નામ રૂપથી વિમુક્ત વિદ્વાન પરાત્પર દિવ્ય પુરૂષને પામે છે. જે આ પ્રકારે બ્રહ્મ જાણે છે તે બ્રહ્મ થાય છે; એના કુળમાં કોઇ અબ્રહ્મજ્ઞ થતું નથી. તે શોકને તરી જાય છે, પાપને તરી જાય છે અને હૃદય–ગુહાગ્રન્થી માત્ર ભેદાતાં અમૃત થાય છે." મુંડકોપનિષત્.

"જ્ઞાન થવાના કાળને વિષેજ મુક્ત થઇ રહેલો જ્ઞાની તીર્થમાં કે ચાંડાલના ગૃહમાં સ્મૃતિહીન થઇને પણ જો કદાચ મરણ પામે છે; તો પણ તે શોક માત્રથી મુક્ત થઇ કૈવલ્યને પામે છે. વાતી ક.

"શાન્ત જળ હોય કે તરંગ હોય પણ સમુદ્ર તો જે જળ તે જળજ છે, એમજ જે બોધરૂપ મુક્ત તેમના સદેહ અદેહ હોવામાં શો ભેદ છે? તરંગમાં જે જળ હતું તેનુ તેજ શાન્ત જળમાં પણ છે." યોગવાસિષ્ટ.

"જે અકામ, નિષ્કામ, આપ્તકામ, આત્મકામ છે તેના પ્રાણ ઉત્ક્રમણ પામતા નથી તે બ્રહ્મ હોઇ બ્રહ્મ થાય છે." બૃહદારણ્યકોપનિષત્

"મારે માયા નથી, શેષની શય્યા નથી, ચક્ર નથી, દશાવતાર નથી, પ્રપંચનું પરિપાલન કરવાનું નથી, તથાપિ સર્વનો પ્રભુ એવો વિષ્ણુ હું છું." સ્વરાજ્યસિદ્ધિ.

"વિદેહમુકતો ઉદય પામતા નથી, અસ્ત થતા નથી, કે શાન્ત પડતા નથી, સત્ કે અસત્ કે દુરસ્થ નથી, હું નથી, અન્ય નથી. સૂર્ય થઇ પ્રતપે છે, વિષ્ણુ થઇ ત્રણે જગતનું રક્ષણ કરે છે, રૂદ્ર થઇ સર્વનો સંહાર કરે છે,

બ્રહ્મયોનિ થઈ સર્ગને સરજે છે, જે કાંઈ ભાસે છે, ભાસ્યુ
કે ભાસશે, ત્રિકાળમાં જે કાંઈ દ્રશ્ય છે, તે અને સર્વ
છે, વિદેહમુક્તો ત્રૈલોક્ય થાય છે, ત્યારે હે જ્ઞાનીઓ
શ્રેષ્ઠ ! તે સ્વર્ગમાંજ આવ્યા એમ મનાય; જો ત્રિભુવ
હોય તો તે ભલે તે રૂપ થાય, એમનામાં ત્રૈલોક્ય શબ્દ
થંજ સંભવતો નથી." યોગવાસિષ્ઠ.

"સ્વરૂપના સહજાનંદમાં સદા વિહરતા, સ્વચ્છન્દ લીલ
ભોગવતા એવા યોગીઓની, નિસંગ, નિરર્ગલ, જગત મ
ત્રને કલ્યાણકારી એવી દુર્લક્ષ્ય માર્ગ ઉપર જે બહુ વિ
અને વિચિત્ર ગતિ, તે જળમાં માંછલાની ગતિની પેઠ
આકાશમાં પક્ષીની ગતિની પેઠે કે દિશાઓને વિષે વાયુ
ગતિની પેઠે અતિ ગુઢ છે." સ્વરાજ્યસિદ્ધિ.

"જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે ને અધર્મનું અભ્
ત્થાન થાય છે ત્યારે, સાધુના પરિત્રાણને અર્થે, દુષ્કૃત ક
નારના વિનાશને અર્થે, ધર્મની સંસ્થાપનાને અર્થે, આત્મા
હું સૃજું છું." ભ૦ગીતા.

"પ્રશ્ન, પરિહાર, સર્વે દ્વૈત ભાષાથી કરો; અદ્વૈત ભ
ષામાં તો પ્રશ્ન નથી ઉત્તરે નથી." પંચદશી.

"નિરોધ નથી, ઉત્પતિ નથી, બદ્ધ નથી, સાધક નથી
મુમુક્ષુ નથી, મુક્ત નથી; એજ પરમાર્થતા." ગૌડપાદાચાર્ય.

"સર્વ સત્વને સુખકર, હિતરૂપ, વિવાદરહિત અવિ
રૂદ્ધ, એવો આ અસ્પર્શ યોગ જેણે કહ્યો તેને નમસ્ક
કરૂં છું." ગૌડપાદાચાર્ય.

"અહો આ શાસ્ત્ર ! અહો ગુરૂ ! અહો જ્ઞાન ! અહો જ્ઞાન ! અહો સુખ ! ભજ ગોવિંદમ્ ! ભજ ગોવિંદમ્ ! નારાયણુ હરે ! નારાયણુ હરે ! !" પંચદશી.

"નારાયણુ હરે, નારાયણુ હરે ! જય જય પ્રાણુપતિ હું આપને નમસ્કાર કરૂં છું ! ધન્ય પ્રભુ ધન્ય પ્રભુ આપને ધન્ય છે. ! !" કહી શાન્તાએ ભાનુનો હાથ પોતાના હાથમાં લીધો, ને મસ્તકે અડાડયો, આંખે અડાડયો અને પાવન થઇ નમસ્કાર કર્યો, અને મંદહાસ્ય ભરી મુખમુદ્રા રાખી બે હાથ જોડી રાખી પડી રહી; થોડીક વાર પછી આંખ થરડાવા લાગી, અને છેવટના ( દેહાન્ત ) ચાળા થવા લાગ્યા; ભાનૂ કાંક ગભરાયો, રડી ગયો, અને શું કરવું તેની કાંઇ સૂજ પડી નહી. તેના મુખમાંથી તેની ઈચ્છા વિરૂદ્ધ શબ્દો નીકળી પડયા.

"ઓ બા, ઓ બાપા, આવો, આવો; આતો ચાલી !" શબ્દ સાંભળતાની સાથેજ ભાનુનાં માબાપ એકદમ દોડી આવ્યાં, અને શાન્તાને ટાંગાટોળી કરી ભાનુના ખોળામાંથી ઉપાડી કામળે લીધી. ભાનુશંકર કંપી ગયો, ગભરાઈ ગયો, અને બેબાકળો બની ડુસકાં ઉપર ડુસકાં ખાવા લાગ્યો. તેને તેના પિતાએ પરાણે ઝાલી રાખ્યો.

"ઓ બા, બા, ઉતાવળ કર નહિ, મારી શાન્તાને કામળો ખુંચશે; હજી તેનામાં શ્વાસ છે, અરે રહેવા દે રહેવા દે; છો ગોદડી અભડાતી ! !"

"ભાઇ તું આમાં ન સમજે. આઘો જા, હવે કયાં

શાન્તા છે ?" કહી ભાનુને આડો હાથ રાખી દૂર કર્યો ! અને છેવટનો સમન લાડવો ચોળી આપી દીધો, તથા કાંક કાંક ઉપરચોટીયું પુન્યદાન કરાવ્યું ! !

"શાન્તા ! મારી મીઠી શાન્તા ! ! તું કશામાં જીવ રાખીશ નહિ; મારી વ્હાલી ! મારી જરા પણ ચિન્તા કરીશ નહિ; પ્રિયા તારો સ્વર્ગે વાસ થજો; તને અખંડ શાન્તિ મળજો; અને તું આનંદ સ્વરૂપમાં ભળજે ! !" કહી મુખ પર હાથ ફેરવ્યો. ભોળા ભાનુશંકરે ભોળપણમાં માવડીયા બની શાન્તાની જીંદગી શાન્તાને શોકય પર વીંધી બગાડી, પણ છેવટે ભલા થઇને ભલી શાન્તાનું મરણ એક ભલા પતિ તરીકે સુધાર્યું. ભાનુએ છચોક માબાપની આમન્યા તોડી નાંખી, અને શાન્તાના મુખ પાસે મુખ રાખી નારાયણકવચનો પાઠ ભણવા માંડયો. શાન્તાને કાંક ભાન આવ્યું, અને તેના મુખમાંથી ધીમા ધીમા ઉદ્ગાર નીકળવા મંડયા.

* * * *

"કોઇ ન કરશો શોક મુઆનો
કોઇ ન કરશો શોક—૦
પાણ્ણુ ન વાળે પોક—મુઆનો૦
આવ્યા તેવા જાશું ચાલી મૂકી માયા થોક—૦
સગાં સંબંધી સર્વે જુદાં જુદા જગના લોક—૦
પંચ તત્વમાં તત્વો ભળશે મૂતનો શોક છે ફોક—૦
જન્મ મરણ માળાના મણકા આવે જાય અનેક—૦ "

સ્વર્ગસ્થ કવિ મહાસુખરામ—અવસાન સમય.

શાન્તાએ શાન્તિથી મંદહાસ્યભરી મુખમુદ્રાથી પોતાને
ણુ મૂકી દીધો. સર્વે સગાંવ્હાલાં ફાટી આંખે શાન્તાના
ીર સામું જોઇ રહ્યાં. ચૈતન્ય ચાલી ગયું, જડ શરીર
મવત્ જમીન પર ઠરી ગયું. ભાનુ ઢીંચણુપર માથુ મુકી
ગીરીમાં ગરકાવ થઇ ગયો, અને બીજાં મરણુક્રિયામાં
થાયાં. વાંચકો ! ચાલો ઉઠી જાઓ, નહિ તો તમારે
ણુ અભડાવું પડશે, માટે ખસો, ખસતા પહેલાં એકવાર
મ થકી બોલો કે "આતે વ્હાલાનું વ્હાલ કે શોકયનું
લ ? ! !



# પ્રકરણ ૩ જું.

## રમણી કે રાક્ષસી ?

### દોહરો.

દાબ વિનાનાં છોકરાં, દાબ વિનાની નાર;
દાબ વિનાની ચોપડી, ઝટ ફાટે નિરધાર.

દુનિયાનાં સંકટો સામે બહાદુરીથી યુદ્ધ કરતાં, સ્વદેશના રક્ષણ માટે પ્રાણાર્પણ કરતાં, ઉત્તમ પ્રકારે હામ બીડતાં, દૃઢ સંકલ્પ રાખતાં, ધર્મનું રક્ષણ કરતાં, નીતિનું પાલન કરતાં અને કર્ત્તવ્યના માર્ગમાં કદી પણ ઠોકર ન ખાતાં શીખવું એજ સાચું અને ઉમદા ભણતર છે.

મેટ્રીક બન્યા બી. એ બન્યા, એમ. એ બન્યા ત્યાં શું થયું,
ડાકટર બન્યા, પ્લીડર બન્યા, ઇજનેર બન્યા ત્યાં શું રહ્યું;
ડીગ્રી તણા છોગા માંહી, જ્યાં ધર્મને વિસરાય છે,
હર હર સુધારે હિંદમાંથી, શું ગયું શું જાય છે ?

ખરેખર અક્ષર, શબ્દ અને વાક્ય શીખવાં એ કેટલાક જેટલું અગત્યનું ધારે છે, તેટલું અગત્યનું નથી. જ્ઞાનને સૌજન્ય કે સુખ સાથે કશો સંબંધ નથી. તેથી કદાચ નમ્રતાનો નાશ થાય અને તેને બદલે અહંકાર ઉત્પન્ન થાય. મનુષ્યના

મુખ્ય પ્રેરકોને વિદ્યાનું થોડુંજ વ્યસન હતું. વિદ્વાન પુરૂષો ઘણીવાર સર્વ જમાનાના લોકો પર અસર કરે એવા પ્રૌઢ વિચાર કરી શક્યા છે; પણ તેમનાં કૃત્યો ક્વચિતજ ઉંચી નીતિનાં થયાં છે.

*　　*　　*　　*

" વિકટ વખત આવ્યો ધર્મની ખ્વારી થાવા.
વિકટ વખત આવ્યો આર્યનું શૌર્ય જાવા;
વિકટ વખત આવ્યો પાપના પુંજ ભરવા,
વિકટ વખત આવ્યો નીતિનો નાશ કરવા. "

" શિવ, શિવ, શિવ, અજબ જમાનો આવ્યો: નીતિનો નાશ થયો, ધર્મ ડુબી ગયો; આજ કાલની ઉછરતી અર્ધદગ્ધ આર્યપ્રજા જુવાનીમાં દીવાની બની પોતાના ધર્મ કર્મને ભુલી જઇ નીતિને વિસારવા લાગી! હું એક વરસ દિવસથી કેસરને ટયુશન શિક્ષણ આપવા સારૂં જાઉં છું; પણ હમણાં તો મેટ્રીક્યુલેસનની પરિક્ષા પસાર કર્યા પછી તેના મનના વિમળ વિચારો દિન પર દિન બદલાતાજ જાય છે. આખો દિવસ સ્ત્રી સ્વતંત્રતા, સુધારો અને શ્રૃંગારનોજ પવન તેના મગજમાં ભરાઈ રહેલો છે. તેની પાસે મિનિટે, મિનિટે ઘડીએ ઘડીએ અને કલાકે કલાકે ફક્ત લવમેટર શ્રૃંગારનીજ વાતો! ભણતરમાં શ્રૃંગારનોજ સબજેકટ (વિષય) જ્યારે ને ત્યારે ડીસકસ (ચર્ચા) કરવાનો! અધુરામાં પુરૂં તેના પિતા નવનીતલાલે જ્યારથી તેના પતિ જયન્તીલાલને ઘરમાંથી દુર કર્યો છે, ત્યારથી તો તે

દપાર સ્વતંત્ર થઇ ગઇ છે. તદ્દન ફ્રીઅરલેશ ( નિર્ભય )
ની ગઇ છે. તેના દીવાનખાનામાં રોમીઓ અને જુલ્યેટ,
નૉલ્ડસનાં નૉવેલો, કાદમ્બરી, રસિક પ્રિયા, રસશાસ્ત્ર,
ઘદુત, શાકુંતલા અને વિક્રમોર્વશી સિવાય બીજું કાંઇ
ીતિનું કે ધર્મનું પુસ્તકજ નજરે પડે નહિ ! આખા દી-
નખાનામાં થ્રુઆઉટ એવરીવ્હેર ફક્ત શ્રૃંગારી વિષયોનાંજ
સ્તકો માલમ પડી આવે, દીવાલ પર ફક્ત રવિવર્માનાં
ંગારીજ ચિત્રો દૃષ્ટિ ગોચર થાય ! ટેબલ પર પોર્ટવાઇનનું
ટીમ્યુલન્ટ મિક્ષ્ચર અને નાનો પ્યાલો ! સુંદર તકતા આયના,
થીદાંતની ફેન્સી કાંસકીઓ, પટેલ પરફ્યુમરીની અત્તરની
ીશીઓ અને પોમેટમની ડબીઓ, કોલ્ડ ક્રીમ ઑફ રો-
ની બાટલીઓ ટુંકામાં કામોત્તેજક સાહીત્યોજ નજર
ળે તરે ! ! નાનાં ફેન્સી ટેબલો, લેમ્પો, ઇંગ્લીશ ચેરો,
ારામખુરશીઓ, હારમોનીયમ, પીયાનો, સતાર, દીલરૂબા,
ન્સી લેડી વૉચ એજ તેનું મનગમતું ફરનીચર—સરસામાન !
શમી પોલકાં, સાટીનની સાડીઓ, ફેન્સી ઇંગ્લીશ છીં-
ના ઘાઘરા, જાપાની છત્રીઓ, સોનેરી ચશ્મા, ફેન્સી સ્ટીક,
ગ્લીશ લેધરના લેડીબુટ અને સેંન્ટથી મઘમઘતા ચીનાઇ
શમી રૂમાલ એજ તેનો બ્યુટીફુલ મોહક પોશાક—ડ્રેસ !
ધરેલો પોશાક, સુધરેલું ફરનીચર અને સુધરેલા વિચારો
નોજ નીરંતર તેના મગજમાં વાસ ! આબેહુબ મડમો-
ોજ બ્યુટી સુંદરતા અને ફેશન વ્હેરો ! ! આહા જમા-
 તારી પણ તાસીર છે ! ! આ કેળવણી કઈ ? કેળવણી,

ણી, ધર્મને નીચોવનાર કેળવણી તારો પણ દેવાંશી
. છે ! લેંગ્વેજ લેંગ્વેજ ઇંગ્લીશ લેંગ્વેજ, અંગ્રેજી
તારો પણ ઉછરતી પ્રજાપર જાદુઇ કાબુ છે ! હવે
ક વખતમાં ભણ્યા ગણ્યા અર્ધદગ્ધ સુધારકો આ હીંદુ-
નો ઉદય કરી નાંખશે ! અને ઇન ફ્યુચર ભવિષ્યમાં
ઇંડીઆને ઇંગ્લાંડ બનાવી સુધારાની સ્વતંત્ર અને મીઠી
. મણાવશે ! કેળવાએલાં પુખ્ત ઉંમરનાં મા બાપો
.ની સંતતીને સ્વતંત્રતાનો પોશાક પહેરાવી વિદ્યાના
નાં બેસારી સુધારાના સાગરમાં મુસાફરી કરાવે છે, અને
ી મન ગમતી છુટ આપે છે એજ આ સુધરેલા જ-
નો જાદુઇ દોર છે, દમામ છે, જોર છે અને જુલમ
હવે મારે નવનીતલાલના કુટુંબમાં ભણાવવાજ ન જવું
બેહેતર છે; કેમકે હવે તે કુટુંબમાં મારે ગુરૂ શિષ્યનો
ંધ રહે એ ઘણુંજ મુશ્કેલ છે" આ પ્રમાણે અફસોસ
. રમણિકલાલ માસ્તર એક ચેર પર પડેલા છે. અત્યારે
જમાના અને સુધારા પર સારી રીતે ઉકળી પડયા છે,
નું મોઢું લાલચોળ થઇ ક્રોધના આવેશમાં આવી ગયું છે.

"સુધારા સુધારા તેં આ આર્યભુમીના સત્વનું સત્યા-
. કાઢયું. જમાના જમાના તેં જાહેર પ્રજા પર જુલમ
! અત્યારે સઘળું એકાકાર થઇ ગયું. નવું અને જુનું,
અને નરસુ, નાનું અને મોટું એ કાંઈ માલમ પડતું
.. બધું એક ભાણે, એક ઠાણે, એક તાણે અને એક
. ! !" બળતા માસ્તર બખાળા કાઢી ન્યુસપેપર લઈ

વાંચવા લાગ્યા એટલામાં બહારથી ટપાલવાળાએ માસ્તરનું નામ પોકાર્યું. "રમણીકલાલ માસ્તરકા ઘર કીધર હય ? એ કોણ છે ! જે હોય તે અંદર આવો આ ઘર છે." કહી માસ્તરે ટપાલવાળા પાસેથી કાગળ લીધો અને કવર ફાડવા માંડયું ! !

"આ કાગળ પણ કેસરનોજ હોય એમ જણાય છે." એ પ્રમાણે કહી કાગળ કાઢયો અને વાંચવા માંડયો; પણ અક્ષર ઉંધા લખેલા તેથી માસ્તર ગુંચવાણા અને અચંબામાં પડી કાગળ આમતેમ ઉથલાવા લાગ્યા ! "એ તારી માની કેળવણી, તેં પણ ગજબ કર્યો ! તારા સંસ્કારે આ ફેશનનાં પુદાંને અજબ કર્યાં ! કોણ જાણે કાગળમાં શુંએ ઘોટાળો હશે. આમ શા સારૂ કર્યું હશે તેની કાંઈ સમજ પડતી નથી ! આમાં શું પ્રાઇવેટ બળ્યું હશે ? મારા સાળા પ્રાઇવેટે નખ્ખોદ કાઢયું ! હવે આ પાપને કરવું શું ! આ છાપને ઉકેલવી શી રીતે !" કહી માસ્તર અક્ષરો ભાગ્યા તૂટયા બેસારવા લાગ્યા; થોડા થોડા અક્ષર બેસે પણ બરાબર સમજવામાં આવે નહિં; આખરે થાકયા, કંટાળ્યા અને ચીડાયા. "બળ્યો રાંડનો કાગળ, કોણ જાણે શું માંહી મોંકાણ વાળી હશે" કહી ડાબે હાથે દોઢ ગાઉ દૂર ફેંકી દીધો અને હીંચકા પર બેસી હીંચવા લાગ્યા ! "આ મારી બેટી બાઇડીઓને ભણાવી એટલે ચીઠીઓ ચાલી ! બધાએ ઘોટાળા ચીઠીઓમાં સમાયા ! બાળીને આ બાપને અને તમામ વડીલોને સૂતાં વેચી ચીઠીઓમાં બા સાહેબ મહાલના

લાગ્યાં ! ! હવે આ કાગળને ઉકેલવો શી રીતે ! માંહી સાપ છે કે ઘો છે તે શી રીતે જાણવું ! " કહી માસ્તર માથું ખંજવાળવા લાગ્યા. છેવટે યાદ આવ્યું કે તકતા સામે ઉંધા અક્ષર ધરવાથી ચત્તા અક્ષર વંચાય છે; એટલે ઝટ ઉઠી કાગળ લીધે. અને તકતા સામે રાખી વાંચવા માંડયો ! !

અમદાવાદ—રાયપુર. તા. ૧૭—૯—૧૦

મારા પરમ પ્રિય માસ્તર રમણીકલાલ !

પ્રિયે ! મારા મનના ઉભરા તમારા આગળ ખાલી કરવાનું કેટલાક વખતથી મારા મનમાં ઘોળાયા કરે છે, તે કારણથી આજે વીસ લીટીઓ લખી છે, તે કૃપા કરી વાંચશોજી !

હું સર્વ વાતે સુખી છું, સૌન્ર્યદવાન છું, ઘરની શ્રીમંત છું અને પિતાની લાડકી—જીવથી અધિક વ્હાલી છું. તમે મને ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપ્યું છે. હું આ વખતે મેટ્રીકની પરીક્ષામાં પસાર થઇ છું, તે આપનોજ પ્રતાપ છે. હાલમાં કૉલેજ જોઇન કરવાનો વિચાર છે, અને પછી વિલાયત જઈ બારીષ્ટરની પરીક્ષા પાસ કરી પબ્લીક ( જાહેર ) માં નામ કાઢવા અને સ્ત્રી કેળવણીનો વિજય વાવટો આખી ચોખુટ ધરતીમાં ફરકાવવા મારી ઉમેદ છે. સર્વ કાંઈ યથાયોગ્ય છે; પણ પ્રિયકર ! શું કહું ! આ સૃષ્ટિમાં સર્વોત્તમ એવું જે પ્રેમ-સુખ જેની ત્રિભુવનમાં કાંઈ લીમીટ હદજ નથી તેનાથી હું બેનસીબ છું, પીડિત છું. મારાં મેરેજ થયાં છે પણ હું તો હજુ અવિવાહીત જેવીજ છું. મારી બરાબરીની યોગ્યતાનો

સુશિક્ષિત, એજ્યુકેટેડ કેળવાએલા પણ ખાસ કરીને સુધરેલા વિચારથી છલકાતા યોગ્ય પુરૂષ જોડે જ્યાં સુધી મારાં લગ્ન મેરેજ થયાં નથી ત્યાં સુધી હું પરણેલી અગર કુંવારી સરખીજ છું. મારાં થયેલ જુના વિચારની ઢબનાં લગ્નના હુક્ક તોડવાને હું એક પગે તૈયાર થઇ રહીછું. તમે તમારી પુઅર કન્ડીશન ગરીબ સ્થિતિ અને તમારી ન્યાતમાં કન્યાની અછતને લીધે કુંવારા છો; તમને પ્રેમ કેટલો બધો દુઃખી કરતો હશે તેનો ખ્યાલ મારાથી થઇ શકે તેમ નથી. તમે કેવા સંસાર સુખથી દુઃખીછો, તે દુઃખ મારાથી જોયું જાય તેમ નથી. પ્રિયકર ! પ્રેમશાસ્ત્ર એ ઘણી ગહન વાત છે. તમારીજ વાત, જુઓને ! આપ યુવાન છો, વિદ્વાન છો અને ગુણવાન છો; પણ પ્રેમશાસ્ત્ર તરફથી તો તમે પણ મારી માફક દુઃખી છો. હાલમાં તો આપની માફક હું પણ રાત્રી દિવસ દુઃખમાંજ રીબાઉં છું. મારી પણ આપના જેવીજ મીઝરેબલ દુઃખી લાઇફ જીંદગી થઇ પડી છે. હું કેવળ કમજોર બની ગઇ છું. મારૂં કમળ વદન પ્રેમી પ્રભાકરના દર્શન વિના કરમાઇ ગયું છે; આ પ્રેમઘેલી ચકોરી ચંદ્રરાજના દર્શન વિના બાવરી બની ગઇ છે. આ વલવલતી મયુરી મેઘરાજના વિના મુંઝાઇ ગઈ છે. હવે મને કાંઈ પણ ગમતુંજ નથી, જરા પણ ચેન પડતુંજ નથી. કશી વાતની ગમજ પડતી નથી. ઉઠતાં, બેસતાં, ખાતાં, પીતાં, સૂતાં, ચાલતાં અને હાલતાં રાત્રીદિવસ પળે પળે, ક્ષણે ક્ષણે, ઘડીએ ઘડીએ મદન મને બાળ્યાંજ કરે છે. જુવાની દિવાની બનાવી ગભરાવી નાંખે છે. મદન મને મુંઝાવી નાંખી ઘેલી બના-

વી દે છે; જેનો ચિતાર નીચેના કાવ્યપરથી જણાઇ આવશે.

* * * *

" મુગ્ધાનું માન મૂકાવે, તાપસનું તપ તજાવે,
જ્ઞાનીનું જ્ઞાન વર્જાવે, વાહ ધન્ય તને મદન:
અજબ નિશો છે પ્રેમનો, અગન અગન કરે તન,
લગન લગન લાગી રહે ભ્રમિત બનાવે મન:
ભીતરમાં છે ભટકાતી, નથી નજરે તે નિરખાતી,
કોઇને નહિ તે કહેવાતી, બાળી દે આખું બદન. "

માટે મોહન મનમાં મમતા લાવી આ તપતા જીવનું દુ:ખ દૂર કરી સમતા કરવા કૃપા કરશો ! આથી વધારે હું શું લખું ! મારૂં તન મન ધન હું આપને અર્પણ કરી ચુકી છું. પ્રિય ! દાસી ઉપર સદા પ્રેમદૃષ્ટિ રાખવી જોઇએ. આ પ્રેમપત્રિકાને પવિત્ર પ્રેમની નિશાની તુલ્ય સમજી પ્રાણસમાન ગણી સંભાળી રાખવા કૃપા કરશોજી એજ હૃદય ભાવના !'

લી૦

આપની પરમ પ્રિય

કેસર.

" અરે આ શું ! ? કેસરનો કાગળ ! આવાં અપવિત્ર વચનો ! કેવી નિચતા ! પણ હું ભૂલું છું. આ કાગળ કેસરનો હોયજ નહિ. કદાચિત પેલો રાજેન્દ્ર મારા આવા સુધરેલા ટયુશનની જોકીંગ કરતો હશે ! તેને ઘણીવાર મારી મશ્કરીઓ કરવાની હેબીટ ટેવ છે. અરરર કેવા મલીન વિચાર ! અરે આ અક્ષરો તો કેસરના છે. પોઝીટીવ્લી બીઝ આર ધી હેન્ડરાઇ-

ટીંગ્સ ઓફ કેસર ! ધેર ઈઝ નો ડાઉટ એબાઉટ ઈટ, એમાં જરાએ શક નથી. પ્રભુ તોબા તોબા, જુલમ જુલમ, આજકાલની ઉછરતી છોકરીઓએ ભણીગણીને ભવ બાળવા માંડયો. અરેરે આ કેળવણીના નામ પર આવી દુષ્ટ બાળાઓએ કાજળ લગાડવા માંડયું !" કેસર, કેસર ! તારી આવી હલકી વર્તણુક? અરે દુષ્ટા તારી આવી બુદ્ધિથી આખી આર્ય કોમમાં કેળવણીના નામ પર તાળાં દેવાશે ! અરે પાપણી કન્યાશાળાના બારણા પર હવે તાળાં દેવાશે ! આહા તેમનાં માબાપની કેવી કેળવણી? માતાઓની કન્યા તરફ કેવી દરકાર ? હા....હવે....શું કરવું ? મને સ્વપ્નામાં પણ ખબર નહોતી કે આવાં પરિણામ મારા ટયુશનનાં આવશે ! અરરરર :કેસર ભણેલી, ગણેલી, વિદ્વાન અને શ્રીમંત છે, વળી મેટ્રીકયુલેટેડ છે, વળી તે ઉપરાંત કેળવાયલા ગ્રેજ્યુએટ-પતિની પત્ની છે; છતાં આવા હલકા વિચાર તેને અત્યારે શી રીતે સૂઝયા હશે ? શિવ, શિવ, શિવ હવે ભણાવવાનું તજી દેવું. આજકાલની ઉછરતી અર્ધદગ્ધ છોકરીઓ ભણીગણીને કેળવણીનો ઉપયોગ આવા અનાચારના કાગળો લખવામાં કરે છે. અરેરે ધિક્કાર છે ! કેસર તને કોટી ધિઃકાર છે ! સુધારા, સુધારા તેં આર્ય સંસારનું સત્યાનાશ વાળ્યું.

* * * *

" ચઢી સુધારે નખ્ખોદ વાળે કુલીન ઘરની બાળા,
બની દિવાની જુવાની માંહી કરતી અજબ ચાળા—૦
જપે તે મદન કેરી માળા કરી કુકર્મ લજવે શાળા,
દેવાયે આ કેળવણી પર એક પાપે તાળાં—૦

નહિ થાક જરા ઉર ધારે વર વેચી મોજ ખૂબ મારે;
ભણી ગણીને શીખે શંખણી છાનાં છીનાળાં-૦

" અરે માસ્તર સાહેબ છો કે ?"

" એ કોણ છે ?"

" તમારી દાસી."

" કોણ કેસર ?"

" જી હા."

" કહો કેમ આવ્યાં ?"

" આપની સાથે વિનોદ કરવા !"

" ભલે બહેન ભલે, ભાઈ સાથે ખુશીથી વિનોદ કરો !"

" અરે તમે કેવા અવિચારી છો, અહીં તમારી બહેન ક્યાં છે ?"

" અરે તમેજ મારી બહેન છો, અને હું તમારો ભાઈ છું !"

" અરે માસ્તર, માસ્તર જરા વિચાર કરો ! મેનરલેસ ન થાઓ ! હું તમારી બહેન નથી પણ તમારા નેનની પ્યાસી છું, તરસીછું. મારા ચતુર ચંદ્ર હું તમારા દર્શનની આતુર ચકોરી છું."

" અરે કેસર કેસર, જરા વિચાર કરો. બોલતાં જરા પ્રભુનો ડર રાખો. હું કોણ છું તેનું ભાન રાખો ?"

" અરે તમે મારા જીવનપ્રાણ છો ! રસઘેલા રસિકવર આ રસવેલીને પ્રીતિરસ સીંચી પ્રફુલ્લિત કરો:-

* * * *

" અલબેલા અલબેલીને શીદ અકળાવો,
રસઘેલા રસવેલીને પ્રીતિજળ પાવો;

પ્રેમઘેલી વેલી ભલી કરે વૃક્ષથી પ્રિત,
સુકાય પણ મૂકે નહિ એ પ્રેમની રીત.
મદઘેલા મોહન નમેરા ન થાઓ—૦
પ્રેમ બુરો આ વિશ્વમાં પ્રેમીજન પકડાય,
મીન, મણિધર, મધુકરો, પતંગ પરવશ થાય;
પિયુ છેલા શું છેહ દઇને સતાવો—૦
નાથ નમેરા શું બનો ધરો દિલે દરકાર,
દિલ દેખી દિલ આપતી ભોળી આ દિલદાર;
મોહનજી શીદ મોહ કરીને મુંઝાવો—૦
નાગણી નારી નાગણી કારી નરકની ખાણ,
મધુર મધુર મુખથી વદી હરે પુરૂષના પ્રાણ;
સગુણાજી શીદ રંકને નીત ટીંગળાવો—૦ "

" અરે પાપણી, પીશાચણી, જરા પરમાત્માનો તે ડર રાખ !"

" અરે અહિંના તો તમેજ પરમ આત્મા છો ! "

" અરે ભગવાન, આજ કાલની નાદાન ઉછરતી ભણેલી-ગણેલી અર્ધદગ્ધ છોકરીઓથી થાક્યા, થાક્યા, બાપા થાક્યા. અરે હવે તું તારે ઘેર ચાલી જા. તું અહીં કેમ આવી છું ? "

"આપને શાન્તિ આપવા."

" અરે જા બહેન ભલી થઇને ચાલી જા. હુંતો તારાથી થાકયો; તારી ઈચ્છા અહિં કોટી ઉપાયે પાર પડે તેમ નથી, એ નિશ્ચય સમજજે ! હુંતો તારો ભાઈ છું અને તું મારી બહેન છું ! "

" બહુ સારૂ હ્યો હવે આ ઇનામ તો હ્યો ! "

" શાનું ઇનામ ? "

" હું મેટ્રીકયુલેશનમાં પાસ થઈ તેની ખુશાલીની બરફી અને આ સોનાની કંઠી. "

" અરે બળી તારી બરફી ! "

" અરે માસ્તર એ તો સ્નેહની અશરફી ! "

" અરે જહાન્નમમાં ગઈ તારી અશરફી, બરફી અને ઉંધી તારી કંઠી ! "

" અરે હયો આ કંઠી પ્રેમથી ગળામાં પ્હેરો ! "

" છટ્ છટ્ છટ્ દૂર રહે, તારા જેવી વંઠી ગયેલી છોકરીની કંઠી મારે વિષ્ટા તુલ્ય છે. કેસર તું હવે છેક હદબહાર જતી રહી. આવો નીચ પત્ર લખતાં તને કાંઇ પણ શરમ ન આવી ? અરે આતે શું વિદ્વાન સ્ત્રીઓનું ભૂષણ ? શું આને તું સાચો સુધારો માને છે ? " કહી પત્ર કાઢી ફેંકી દે છે; કેસર તે પત્ર લઈ માસ્તરના ખીસ્સામાં ઘાલે છે.

" અરે હાં હાં માસ્તર શું આટલી બધી ક્રૂરતા ? અરે આ કેસરને તમારા વગર બીજું કંઈ ઠેકાણું છે ? "

" અરે કેસર, તારૂં કુળ કોણ ? તું કેવી ? તારી સ્થિતિ કેવી ? તારા વડીલોની આબરૂ તરફ નજર કર. તું પરણેલી તરૂણ છું, માટે તારે આવું વિભળ ચંચળ મન રાખવું ન જોઇએ. હું તો તને અત્યાર સુધી મારી બહેન સમજીને ભણાવતો હતો; અત્યારે તું શું કરવા તૈયાર થઇ તેનો વિચાર કર ! યાદ રાખજે જારી એ નર્કની બારી છે ! "

" અરે માસ્તર એવી વેદાન્તની વાતો તો મને બહુ

આવડે છે. મેં બધોયે વિચાર કર્યો છે; મારે હવે કરવું શું તે મને કહો. મારા ફાધરે મને એક બુદ્ધિહીન જંગલી કેવળ મૂર્ખ ગામડીઆ ધણી જોડે પરણાવી. તે તો ફક્ત નામનો બી. એ થયો છે. અરે તેણે બી. એ પાસ કરીને કૅાલેજને અને અંગ્રેજી કેળવણીને લજવી મારી છે. એવા અનઘડ સાથે મારૂં પા પાડયું ! લગ્નની જે પ્રતિજ્ઞાઓ છે તેતો તેઓએ મારા અજ્ઞાન પણામાં કરાવી દીધી છે. તે અત્યારે મારે ના કબુલ છે. જ્યાં હું પરણી તે વખતે મને ધણી શું, લગ્ન શું, અને હું કોણ એનો બીલકુલ આઇડીયા ખ્યાલજ નહોતો ! હવે હું ભણી સુધરી, ખરા ખોટાનો વિચાર કરતી થઈ, એટલે તે બુદ્ધિહીન ગામડીઆ મેનરલેસ ધણી સાથે રહી મારો જન્મારો વ્યર્થ ગુમાવું ? ના, ના તે કદી બનશે નહી; હું મારો સંસાર હાર કરીને દુઃખી કરનાર નથી. હું તે મૂર્ખ સાથે છુટાછેડા કરી હાઈકોર્ટ મારફતે ડાઈવોર્સ લઈશ તે નક્કી સમજજો."

“ કેસર, કેસર, તું આ શું બોલે છે ? તું પવિત્ર આર્ય ભૂમિની કુમારિકા છું, વિલાયતની નથી. ડાઈવોર્સ લેવો તને છાજે નહિ !”

“ એ હુંતો લેવાનીજ ! પોઝીટીવ્લી, સ્યુઅરલી, સરટનલી ધેર ઇઝ નો ડાઉટ ઇન ઇટ. તેમાં કાંઇ શક નહિ !”

“ કેસર ગઇ ગુજરી વાતનો ઉપાય નથી. તારા જેવી વિદ્વાન સુંદરીએ તો પોતાના પ્રિયતમ મૂઢ અને અભણ હોય તોપણ તેને ભણાવી ગણાવી સુધારી લઇ તારા ઘરસંસારને સુખી કરવો જોઇએ. જ્યારે તમે સુધારાનાં હિમાયતી થઈને

તમારા ઘરનાજ માણસને સુધારી શકશો નહિ ત્યારે બીજાને શું સુધારી શકવાનાં હતાં ? "

" યસ યસ મી, માસ્તર, હું ફક્ત જયન્તીલાલ સિવાય આખા દેશને સુધારવાની હિંમત ધરૂં છું. યુ વિલ સી માય મૉરલ કરેજ ઇન શોર્ટ ટાઇમ. તમે મારી જાહેર હિંમત થોડાજ વખતમાં જોશો ! ! હું એ મૂર્ખથી હારી છું ટાયર્ડ થઈ છું."

" અરે અવિચારી અબળા, તું શા માટે તારા સ્વામીને મૂર્ખ કહીને પાપમાં પડે છે. ઓ નીચ નારી તું જેવો જયન્તીલાલને મૂર્ખ કહે છે તેવો તે નથી. શું તારો ધણી બી. એ પાસ થઇને પાટલુન કોટ બૂટ ચશ્મા અને સ્ટીક ઝાલતો નથી તેથી તને ગમતો નથી ? "

" માસ્તરઃ—

" એક નૂર આદમી, હજાર નૂર કપડાં:
લાખ નૂર ટાપટીપ, કરોડ નૂર નખરાં. "

" પણ એ તારી ભૂલ છે. આજના જમાનામાં જયન્તીલાલ બી. એ સુધી જ્ઞાન મેળવી બી. એ. નો સાચો ભેદ સમજે છે; બાકી બીજા અર્ધદગ્ધ જુવાનીઆ બી. એ પાસ કરીને પોતાની પરસનાલીટી ધર્મ અને મૉરેલીટી ભૂલી જઈ હાફ ક્રીશ્ચીયન જેવા થઈ જાય છે. અર્થશાસ્ત્રના નિયમો ને પોલીટીકલ ઇકોનોમી ભણી ભણીને છાપરે મૂકે છે, અને દરેક બાબતમાં ઇંગ્રેજોના રીતિરિવાજોનું અનુકરણ કરી પોતાના ઘરસંસારને ઉડાઉ, કંગાલ અને દુઃખમય બનાવી દે છે. તેઓ રિતરિવાજ ફેશન અને ટાપટીપને ફોલો અનુકરણ કરે છે; પણ ઇંગ્રેજોના

સંપ અને ભારે પગારનું અનુકરણ કરતા નથી; જો તેઓ ઇંગ્રેજોના સંપ, ભારે પગાર, દેશાટન, સાહસિકપણું, વિદ્યાભ્યાસ, બ્રહ્મચર્ય અને તેમની કામ કરવાની નિયમિતતા રેગ્યુલેરીટીનું અનુકરણ કરે તો તેમનો સંસાર કેવો સુખમય થાય; પણ તેમ નહિ કરતાં તેમનાં ખાનપાન અને પહેરવેષનું અનુકરણ કરી પોતે વટલાઈ જાય છે, અને બીજાને વટલાવી મારી આખો ઘરસંસાર ખરાબ કરે છે. એટલુંજ નહિ પણ ખાનપાન અને પહેરવેષની હીમાયત કરી નવયુવાન યુવકોને ફેશનને રસ્તે ચઢાવી ઉડાઉ, તોછડા અને અર્ધદગ્ધ બનાવે છે. તારો ધણી જયન્તીલાલ પંદર રૂપીઆના પગારમાં જે મળી શકે અને બચાવી શકે તેના પ્રમાણમાં તેનો ઠાઠમાઠ રાખે છે. અને તારી ઈચ્છા વિરૂદ્ધ થઇ તને કરકસર અને યોગ્ય પવિત્ર પુરાણા રિતિરિવાજોનું અનુકરણ કરવાનું કહે છે, તેથી તને તે ગમતો નથી; પણ એ મૂર્ખ નારી તે તારી મોટી ભૂલ છે; તને પાછળથી ઘણોજ પસ્તાવો થશે. યાદ રાખજે તારા સ્વામી જેવો દેશાભિમાની, પ્રમાણિક, નીતિવાન, વિદ્વાન અને સર્વદા દેશનું દરેક બાબતમાં કલ્યાણ વાંચનાર ગ્રેજ્યુએટ આ જમાનામાં મળવો મુશ્કેલ છે. તેના જેવો દેશી કારીગરીને ઉત્તેજન આપનાર અને દેશી પોષાકમાં ફરનાર બીજો કોઈ ગ્રેજ્યુએટોમાં જડી નહિ આવે.

" જગતમાં તારો ધણી જેવો સુંદર, ગંભીર, મોહક અને રૂપાળો દેખાય છે તેવો કોઈ યુવક આ જમાનામાં દેખાતો નથી. રૂપાળું સુંદર જગન્નાથીનું ધોતીયું, માદરપાટનો દોરી-

આના બોરીઆંવાળો દેશી ઘાટનો કબજો, અથવા માદરપાટની બંડી અને ઉપર સુંદર ઝીણું કેડીયું, પગમાં દેશી જોડા, માથે ગુજરાતી ઢબની દેશી પાઘડી અને ખભે ધોળી કોરનો ખેસ અને હાથમાં છત્રી ઝાલી ચાલે છે ત્યારે એવો તો સુંદર અને ગંભીર દેખાય છે, કે જેનું મારાથી વર્ણન થઇ શકતું નથી, અને આજના જમાનાનાં ફેશનનાં પુહાં રૂશીયન લેધરના બૂટ, સ્ટોકીંગ, પાટલુન, ખમીસ, વેસ્ટકોટ, કોટ, કેપ આંખે ચશ્મા અને લાકડી ઝાલી ચસ નો કરતા સાહેબના બબરચી જેવા દેખાય છે, તેમને જોઇને પોળનાં કૂતરાં પણ તેમના પહે-રવેષ પર આફ્રીન થઈ વેલકમ કરે છે, અને વખતે ભેટો કરી લવલી કીશ લઇ લે છે, તો બીજા લોકો તેમને જોઈ કેમ હરખાતા હશે તેનો તોલતું કરી લે! ઇંગ્રેજ લોકો તો તેમની ખુબી મશ્કરી કરે છે અને હમેશાં કહે છે કે અમે તમને તમારા દેશી પોશાકમાં જોવાને હમેશાં ઈચ્છીએ છીએ."

"બસ કરો, બસ કરો, માસ્તર બસ કરો હવે મારાથી તમારૂં કહ્યું સંભળાતું નથી. હમણાં ને હમણાં મારૂં ભેજુ હાથ-માંથી ખસી જશે."

"કેસર, વળી વિશેષમાં તારે ખુશી થવાનું એ હતું કે તારો ધણી સ્વતંત્ર ધંધામાં મહીને પંદર રૂપિયા કમાતો હતો પણ તે બિચારાને તેં ઘરમાંથી દૂર કરવામાં ઉદ્ધતાઇ વાપરી, તે તારી ઉદ્ધતાઇનો આગળ ઘણો પસ્તાવો થશે."

"અરે એતો હું બધુંએ સમજી છું. સાહેબલોકોના બટલરો પણ મહિને પચીસ રૂપિયા કમાય છે. કોળી, મોચી

અને વાઘરી જેવા લોકો પણ સંચાના સ્વતંત્ર ધંધામાં પચાસ રૂપિયા મહીને મેળવે છે, તેમાં શી નવાઇ ! પેટ તો કૂતરાંઓ પણ ભરે છે, ભીખારીઓ ભરે છે, ચોર પણ ભરે છે અને મોટા મોટા ઑફીસરો પણ ભરેછે; તેમાં ઑફીસરોનું પેટ ભર્યું પ્રમાણ છે. પોતાના હોદ્દાને છાજે તેવા ઠાઠમાઠથી ગુજરાન ચલાવવું તેનુંજ નામ ગુજરાન છે, બાકી બીજું ભઠીયારૂં છે, વેતરૂં છે અને ભીખ છે. તમારા જેવા બી. એ થયેલા પણ જયન્તીલાલની ભૂલને કબૂલ કરતા નથી તે ઘણી નવાઈની વાત છે. તમે બીજાને શીખામણ આપો છો ત્યારે તમે શા માટે બૂટ, પાટલુન, કોટનો ત્યાગ કરતા નથી ? ”

“ હા તારૂં કહેવું બરાબર છે. હું પણ મોટો ભણેલો બેવકુફ છું. મારે મારા પાપી પેટના પોષણને સારૂ આ બૂટ, પાટલુન અને કોટને રાખવાં પડયાં છે. શું કરૂં ! જાતે હું માંદો અને અશક્ત છું. વળી ગવર્નમેન્ટ સરવીસને માટે લાયક નથી; તેમાંયે મારે પ્રાઇવેટ ટયુશન આપી આપીને ગુજરાન ચલાવવું પડે છે. ટયુશન પણ તમારા જેવા ખાનદાન અને સુધરેલા કુટુંબમાં આપવાનું હોય છે તેથી જો હું લેંઘા જેવા અગર દેશી પોશાકમાં રહું તો તમારા જેવાં અર્ધદગ્ધ મને સ્વપ્ને પણ ભણાવવા ન રાખે. ”

“ ત્યારે એમ કહી દોને કે ઠાઠમાઠમાં અને ફેશનમાં રહીએ તો બે પૈસા પેદા કરી ખવાય ! શેની આવી મોટી પતરાજી કરો છો ? ”

“ કેસર, આ મારી મોટી મૂર્ખાઈ છે. હું આજથી તારી

શીખામણને માન આપી બૂટ, પાટલુન અને કોટને ત્યાગું છું અને સર્વદા દેશી પોશાક અને દેશી ઢબના પહેરવેશમાં રહેવા પ્રતિજ્ઞા કરૂં છું. તારા દેખતાં આ પરદેશી પોષાકનો ત્યાગ કરૂં છું. કેપ, કેપ, બેંગ્લોર કેપ, તારા મોહમાં ફસાઇ જઈ મેં મારી દેશી ટોપી અને પાઘડીનો ત્યાગ કર્યો. આજના જમાનામાં આ કાળી તકલેદી હંગેરીયન, બેંગ્લોર, મહારાજા, અમીર, નવાબ, લોયલ, એમ કવોલીટી, એલ કવોલીટી વગેરે ટોપીઓએ દેશી બનાવટની ટોપીઓના વારસા ખુંચવી લીધા છે. દર વર્ષે હજારો રૂપિઆ પરદેશ ખાતે હિંદુસ્થાનમાંથી તણાઇ જાય છે. આ ટોપી જુની થતાં તેની એક પાઈ પણ ઉપજતી નથી અને દેશી કીનખાબની તથા કસબની ટોપી જે લાખગણે દરજ્જે અધીક રૂપાળી, બ્યુટીફુલ અને મોહક દેખાય છે તે જુની થતાં તથા ફાટી જતાં જેના કસબમાંથી રૂપિઓ બે રૂપિઆ ઉપજે છે, અને જેમાં દેશીમાંથી પરદેશી થાય છે તેવી ટોપીઓને વિસારી દઈ મારા જેવા ભણ્યા ગણ્યા યુવકો જે દેશનું દળદર ફુંકવાનો મગજમાં સર્વદા ફાંકો રાખે છે, અને પોતાનાં માથાં હમેશાં પરદેશી ટોપીઓથી શ્રૃંગારે છે તેથી તેમની વિદ્યાને કલંક લાગે છે. ચાલ બેંગ્લોર કેપ તું પણ મારા માથા પરથી દૂર થા. કોટ, કોટીનના કોટ, વેનીશીયનના કોટ તેં પણ દેશી કાપડને લાત મારી તેની જગ્યા લઇ લીધી છે, માટે ચાલ તારો પણ ત્યાગ કરૂં છું. પાટલુન, પાટલુન તેં પણ ધોતીઆને કોરે મૂકાવી દીધું છે. તારા કરતાં ધોતીયું હજારગણું દરજ્જે સારૂં છે, ટકાઉ છે, પહેરવામાં સુગમ પડે તેવું છે અને ફાટી જતાં

કિમતી બદલો આપી બીછાનાના ઓછાડ, ખોળીઆં વીગેરેની ગરજ સારે છે, અને તું પાટલુન ફાટી જતાં કાંઇ પણ ઉપયોગમાં નથી આવતું માટે તારો પણ ત્યાગ કરવામાં આવે છે. ગયે વરસેજ અકસ્માત બન્યો હતો કે મારા મિત્રોમાંના બે મિત્રો મી. મણિલાલ અને અંબાલાલ બંને જણા દીવાળીના દિવસે દારૂખાનું ફોડતા હતા. અકસ્માત દારૂની કોઠી સળગાવતાં ફાટી ગઇ, જેના તણખા બંને દોસ્તોને લાગ્યા અને કપડાં સળગવા માંડયાં. મારા પોત્યાદાસ મિત્ર મી. મણિલાલે પોતિયું કાઢીને બેસ અડાવી દીધો અને પાટલુનદાસ મિત્ર મી. અંબાલાલની પોઝીશન અને ફેશનના મારને લીધે બંને જાંગો સળગીને ખાખ થઇ ગઇ; માટે પાટલુન તને પણ મારા આજે નવ ગજના નમસ્કાર છે. બૂટ, બૂટ, રૂશીયન લેધરના બૂટ તેં પણ આર્યકુટુંબોમાં નાણાંની લુંટ ચલાવી દીધી! તું પણ દર વર્ષે હજારો રૂપિઆ દેશમાંથી પરદેશ તાણી જાય છે. સાડા ત્રણ, પાંચ અને સાત રૂપિઆની જોડો તમે પણ જતે દિવસે જુવાનીઆને ધોળે દિવસે ભીખ મંગાવનારાં છો. રૂપિઆ એકના દેશી જોડા સરસ ટકાઉ અને મજબૂત વરસ સવા વરસ ખુશીથી ચાલે તેવા દેશી જોડા મૂકી બૂટમાં દેશાભિમાન રાખનાર દેવાંશી આર્યોનું મન દોડે છે તે પણ જમાનાની નવાઈ છે અને ભણેલાનું ડહાપણ છે; માટે બૂટ તમે પણ મારા પગમાંથી દૂર થઇ જાઓ!!"

"વાહરે મારા માસ્તર તમારૂં બ્રહ્મજ્ઞાન! આ તે બ્રહ્મજ્ઞાન કે સ્મશાનજ્ઞાન?"

"જેમ તું માને તેમ; પણ હું તો હવે જીવતાં સુધી દેશી પોષાકમાં અને દેશી ઢબમાં રહીશ તે તું નિશ્ચય સમજજે; પણ ઓ વાચાળ નારી તારે હવે ઘણું શીખવાનું છે."

"પણ ઓ માસ્તર મારૂં દુઃખ તો સાંભળો."

"ઠીક, કહેવા માંડો."

"જુઓ માસ્તર જ્યારે એ ઘેર રહ્યા હોય અને હું જરા હારમોનીયમ વગાડતી હોઉં અને મડમોની માફક સુંદર પ્રીતિ ગીત ગાતી હોઉં તો તે તરતજ મને કહેશે કે 'શું મઝાનો ગદ્ધામલ્લાર ચલાવ્યો છે, અરે આતે વળી શી ટક ટક! માથાફોડ મૂક, રહેવા દે, રહેવા દે તારા હરમોનીઆને બંધ કર, મારા તો કાન ફૂટી ગયા. કાંઇ પ્રભુનું ભજન ગા કે કાયાનું કલ્યાણ થાય' હવે કહો મારે તેમની આવી વર્તણુંક ઉપર શી ટીકા કરવી? કદી જો હું પ્રેમથી સ્વચ્છ સાકર ચોપડી મારે હાથેજ તૈયાર કરેલા પાંઉ, બીસ્કુટ અને કેક તેમને આપવા જાઉં તો જેમ અડદના દાણા દેખી કેસરપપ્પુઓ કૂદે છે તેમ તે પણ કૂદીને કહેશે કે "અરરરર, ઓ રાંડ કૂતરી નાંખી દે, વટલાવી માર્યા, મને તો એમાં દારૂની ગંધ આવે છે. રાંડ આપણે તો ગલપાપડી, શકરપારા, દુધની પૂરી, મલાઇ દુધ વગેરેજ ઉત્તમ. કહો મારે હવે શું કરવું? હું એક દિવસ તેમનું માથું દુખતું હતું તેથી રોઝબરી અને લમોનેડ લાવીને આપ્યાં, એટલે તરતજ તેમણે પથરા પર નાંખી ફોડી નાંખ્યાં અને મને મારવા આવ્યા. એક દિવસ તેમને સખત ઉધરસ થઇ હતી અને નબળાઈ ઘણી આવી હતી, ત્યારે મી. મરઘા ડૉકટરની ટ્રીટમેન્ટ પ્રમાણે

મેં ઇનવેલીડ પોર્ટવાઈન બજારમાંથી લાવી જરા દૂધ સાથે મિશ્રિત કરી તેમને પાવા માંડયો ત્યારે આખી બાટલી ઉઠાવીને મારા કપાળમાં મારી. વળી સ્કોટ ઈમલશન, માલ્ટાઇન અને ઓવરીલની કિમતી દવાઓ મારા ફાધર પાસે મેં આગ્રહ કરી તેમના સારૂ મંગાવી અને તેમને પાવા માંડી ત્યારે સઘળી બાટલીઓ બારીએથી બહાર ફેંકી દીધી અને મને વટલેલી ગણી તેમની પાસે આવવા પણ દીધી નહિ. તેમણે તો વસંત-માલતી, જીવન, અરડુશીનો અવલેહ ફક્ત દવા તરીકે લેવા માંડયો; અને સઘળી વિલાયતી દવાઓ મને ગાળો ભાંડી બહાર ઢોળી દીધી. હું એક દિવસ તેમને માટે મારા હાથથી રેશમી ભરત ભરેલી ચામડાની સપાટો શીવતી બેઠી હતી ત્યારે મને આવીને એકદમ માથામાં ટપલી મારીને કહેવા લાગ્યા કે અલી ગુધરેલી, આ મોચણના ધંધો તું કોની પાસેથી શીખી ? એક દિવસ મેં મડમની માફક વાળ ઓળ્યા, અને ઇંગલીશ ઘાટની પોલકા માફક ચોળી શીવડાવી અને પગમાં સપાટ પહેરી તે-મની સાથે હેતમાં ને હેતમાં શેકહેન્ડ કરવા ગઈ ત્યારે મારો હાથ ઝાલી મને જે ધક્કો માર્યો કે હું બે ગોઠીમડાં ખાઇ ગઇ. માસ્તર મારા દુઃખની અને કરમની આવી કહાણી છે. મેં મારી જીંદગાનીમાં કોઈનો ટુંકારો કે અનાદર સહન કર્યો નથી. જે કાંઈ સહન કરવું પડે છે તે એમની તરફથીજ ! હું તો એમને જીવતાં મુએલાજ માનું છું."

"જ્યારે તારા જેવી ભણેલી ભામની જીવતા ધણીને મુઓ નહિ ગણે ત્યારે બીજી કોણ ગણશે ?"

"માસ્તર હું નહિ પેલી દેશી ભીખારણો જેવી સ્ત્રી સમજ્યા ? હું તે હુંજ છું."

"હા ભાઈ હા, હું તને ઓળખું છું કે તું એવું અજબ પૂતળું છે."

"માસ્તર, આપણી બેવકુફ સ્ત્રીઓ, ગામડીઅણો ભીખારણો, ગમાર, ડોઆં કપાળમાં શેર શેર કંકુ લગાડી નાક કાનમાં મોટાં કાણાં પડાવી, લોળીઆં અને કાંટા પહેરનાર, હાથ પર તથા મોં પર છુંદણાં પડાવી રામ નામ લખાવનાર, શરીરને હાથે કરી કદરૂપુ કરનાર, બે આને ગજની છીંટની ટુંકી ચોળીઓ પહેરનાર, ગળામાં બશેર કીડીઆંની માળા પહેરી હાથમાં લાકડાનાં બલૈઇઆં શીખળાં પહેરી આખા શરીરને વિચિત્ર બનાવી સત્તર ઠેકાણે થીગડાં લગાવી, દશ ડેકાણેથી ફાટેલું જુનું ગંધાતુ કંતીઆન પહેરી, ચુલા આગળ બેસી મોટાં ચકરમ ભાખરા, બાજરાંના ટીક્કર કે જે ઉઠાવીને માથામાં માર્યો હોય તો દોઢશેર લોહી કાઢે, અથવા ચાવ્યો હોય તો દાંત પડી જાય અને આખાં જડબાં હાલી જાય એવા રોટલા શેકનાર, લોટ બાંધતી વખતે નાકના સમડકા મારતી જાય, થાળીમાં લાળ અને લીંટ નીતરી કણેકમાં સમાઈ જાય, તેમના કંત્યાનનાં ચીંથરાં લોટમાં રગદોળાય તેનું ભાન ન રહે એવી બબુચકો છે; તેમાંની જો એક એમને મળી હોત તો બધી ખબર પડત; એવી બુડથલના હાથની રસોઈ તમારા જેવા સુધારાના હડહડતા શત્રુઓ પ્રેમથી આરોગે; જરા પણ સૂગ ન આવે અને બહાર વાત કરતાં પવિત્રતાની પૂંછડી થાય.

મોટા પંડિતનો ફાંકો રાખે અને એવી લેંઘા, ડોબા અને ગમાર જેવી સ્ત્રીઓ કે જે ધણીને ગણે પણ નહિ તેમને સારી શાણી અને પવિત્ર ગણે, અને મારા જેવી સુધરેલી શાણીને વિફરેલી વાંદરી ગણે એ પણ આજના જમાનાની નવાઈ છે."

"શાબાશ કેસર ધન્ય છે તારા વિચારને ! તારા જેવી ભણેલી ગણેલી ભામનીઓથીજ હિંદુસ્તાનનો ઉદય થવાનો ! શિવ, શિવ, શિવ આજકાલની ઉછરતી છોકરીઓએ શિયળધર્મ અને વિનયનો નાશ કર્યો ! આખા આર્યસંસારને તમારા જેવા અર્ધદગ્ધ સુધારકોએ ભ્રષ્ટ કરી નાંખ્યો. કેસર આજે તારા વિચાર સાંભળીને મારો અશક ઠંડો થઇ ગયો છે ! હું અત્યાર સુધી એમ સમજતો હતો કે હિંદુસ્તાનની પાયમાલી હિંદુસ્થાનના પ્રમાદિ રાજા રાણાઓએ કરી; પણ આજથી મારા વિચાર બદલાતા જાય છે. દેશની પાયમાલી કરનારાઓમાં તમારા જેવાં સુધારકો પણ આગળ પડતો ભાગ લીધે જાય છે."

"અરે માસ્તર તમે મારા દેશાભિમાનના વિચારો જાણ્યા છે ? જો ન જાણ્યા હોય તો વાંચો પેલું સુંદરી શ્રૃંગાર માસિક ! એમાં પહેલો લિડર મારો છે. માસ્તર હવે મારો અને તેમનો ધણી ધણીઆણી તરીકેનો સંબંધ ટકવાનો નથી. મારા કપાળમાં આ એક લગ્નનો ટીકો લાગેલો છે, તે તો મારી મેળે ગમે તેમ કરીને પણ થયો ન થયો કરી નાંખીશ."

ઓ મૂર્ખ સ્ત્રી જરા બોલતાં વિચાર કર. સૂર્ય, અગ્નિ અને બ્રાહ્મણની સમક્ષ થયેલાં તારાં લગ્નને તું શી રીતે ફેરવી

નાંખીશ ? શું તું નાતરે જઈશ, પુનર્લગ્ન કરીશ કે વટલાઈ જઇને ક્રીશ્ચીયન થઇશ ? ઓ બેવકુફ બાળા ભણી ગણીને અંતે આવા ચાળા શીખી ? મેં તને અત્યાર સુધી ભણાવી તેનું આ પરિણામ થયું ? ભગવદ્ગીતા અને સતી ગીતા ભણીને તેં આ સાર કાઢયો ? તારી કૅાલેજનું નૅાલેજ આવી ચીઠીઓ લખવામાં સમાવ્યું ? ઓ અવિચારી નારી તારા જેવી સ્ત્રીઓને વાસ્તે બંગાળાનું કાલિનાગ પેપર શું લખે છે તે વાંચ. લે આ રહ્યું જરા આંખ ઉઘાડી ઇશ્વરની ખાતર વાંચ. ”

" મારે તો કાંઈ વાંચવું નથી, તમારે વાંચવાની કે વંચાવવાની ગરજ હોય તો વાંચી સંભળાવો. ”

" લે હું વાંચુ છું સાંભળ. ”

"આજ કાલની કેટલીક અધુરા જ્ઞાનવાળી સ્ત્રીઓ વિદ્વાનનો ડોળ ઘાલી ઇંગ્રેજોના રિતિરિવાજો અને ખાનપાનનું અનુકરણ કરી તેમને પગલે પગલે ચાલવાનો પ્રયત્ન કર છે. સંસાર વ્યવહારમાં જોઈતું નિતિ ધર્મ અને વિનયનું શિક્ષણ નહિ આપતાં કેટલાંક ઉડતાં અને ભ્રમિત વિચારનાં માબાપો પોતાની કન્યાઓને ઇંગ્રેજી ભણાવી મેટ્રીક અને બી. એ. પાસ કરાવવામાં ખાસ લક્ષ આપે છે. કન્યા ધાર્મિક અને વ્યવહારીક કેળવણીનો ખરો ભેદ જાણવો ભૂલી જઈ ટાપટીપ, ફેશન, આડંબર અને મિથ્યાભિમાનના તાનમાં તણાઇ જઇ અવળે રસ્તે ચઢી જાયછે. સ્વછંદી અને સ્વતંત્ર બની હરવા ફરવાની, ખાવા પીવાની અને પહેરવા ઓઢવાની ખર્ચાળ ઉડાઉ અને અછાજતી ટેવને આધિન થઈ જઈ મનફર બની માબાપ,

સાસરીઆ, અને ધણીની આમન્યાને કોરે કરી મન ફાવતું કરે છે. તેમના સંસાર વ્યવહારમાં આવી પડતાં અનેક સંકટો, સુવાવડની મુશીબતો, મંદવાડો, મરણાદીક પ્રસંગો, ટાણા ટચકાનાં કારજ પ્રસંગો અને આચિંતી આવતી વિપત્તિઓના વખતે તેમને શાળામાં અપાતું જોગ્રોફી, હીસ્ટરી, જોમેટ્રી, ઍાલજીબ્રા અને સંગીત વિદ્યાનું શિક્ષણ કાંઈ કામમાં આવતું નથી, તથા વિપત્તિઓને કોરે નહિ કરતાં અતિશય ગભરાટ. અતડાપણું અને મિથ્યાભિમાન વધારી એવડું દુઃખ ઉત્પન્ન કરે છે. શાળાનું પોપટીયું શિક્ષણ સંસાર વ્યવહારની ખામીઓના અદ્દભુત ચાળા ઉત્પન્ન કરે છે; અને છેવટે સુધારાના કાળા લાળા આમાન્યા પર ઘસાવી ધર્મ અને નીતિનો લુંટાવે છે. પોપટીયું શિક્ષણ કોણ જાણે શા કામમાં આવશે? તે શિક્ષણથી કેવી રીતે પોતાનો સંસાર સુખમય કરી શકાશે તે વાત અર્ધદગ્ધ સુધારકોના મગજમાં ઠસતી નથી; એ પણ એક ભૂંગળ વિનાની ભવાઇ છે સુધરેલા જમાનાની નવાઇ છે. કેટલાક લોકો પોતાની સ્ત્રીઓને અને કન્યાઓને ઇંગ્રેજી ઢબના પોષાક પહેરાવીને રાજી થાય છે, કેટલાક લલાટેથી કુમકુમનો ચાંદલો કાઢી નંખાવી રાજી થાયછે, કેટલાક લાજ કાઢવી કાઢી નંખાવીને રાજી થાય છે, કેટલાક આમન્યા તોડાવી પોતાની સાથે સ્ત્રીઓને બાગ બગીચા, નાટકશાળા, સભા અને જાહેર મંડળોમાં લઇ જઇને રાજી થાય છે, કેટલાક બીસ્કુટ, પાંઉ અને કેક બનાવરાવીને રાજી થાય છે; કેટલાક ફીડલો હારમોનીયમ અને સતાર શીખવાડીને રાજી થાય છે, અને



ભાગ ૩ જો.] રમણિકલાલ માસ્તરે કેસરીને કહ્યું:—"આ દુષ્ટ રાક્ષસી દૂર થા." [ચિત્ર ૩ જું.

કેટલાક તેમને મન ગમતી છુટ આપી ભાષણ કરાવવામાં રાજી થાય છે. આ છુટનું સ્વતંત્રતાનું અને સુધારાનું પરિણામ દિવસે દિવસે વિપરીત આવતું જાય છે. સ્ત્રીઓ સ્વામીને નોકર ગણતી જાય છે; અને સ્વછંદી બની અનાચારના રસ્તે છચોક ચઢતી જાય છે. પવિત્ર પ્રેમના પુરાણા સંસ્કારોને હૃદયમાંથી ઉખેડતી જાય છે, અને ઉડાઉ બની સંસારને કંગાલ અને દુઃખમય બનાવી પોતે દુઃખી થાય છે અને બીજાને દુઃખી કરે છે."

"આ પત્રકારની ટીકાને હાલની તમારી સ્થિતિ ખરેખર મળતી આવે છે. હાથે કરી દુઃખી ન થાઓ; કાંક આર્યધર્મનું અને આર્યભૂમિનું અભિમાન મગજમાં રાખતાં શીખો."

"અરે માસ્તર, તમારી આ ફીલોસોફીનું લેકચર મારે કાંઇ કામનું નથી."

"ત્યારે તને શતકોટી ધિક્કાર ફીટકાર ફીટકાર છે !"

"પણ મારી ચીઠીનો શો જવાબ આપો છો ! ?"

"તારા નામ પર શુ !"

"અરે શુ કહે તે કાંઇ ચાલે ?"

"ઓ દુષ્ટા તું મારૂં મકાન છોડી એકદમ ચાલી જા. !"

"અરે આ રમણીની આશા તૃપ્ત કરો !"

"અરે તું રમણી કે રાક્ષસી ? ચાલ એકદમ દૂર થા. નહિ તો આ ડંડાથી તારી આશા તૃપ્ત કરીશ !"

"અરે માસ્તર જીવાડો કે મારો, પણ મને તો ઠારો !"

"ઓ દુષ્ટા રાક્ષસી દૂર થા." ( ચિત્ર ત્રીજું. )

*    *    *    *

" શીદ શરમાવો શીદ ગભરાવો દિલદાર દયા દિલ લાવો,
દૂર દૂર થાવો, મુખ છુપાવો ભણી ગણી શીદ જાત લજાવો;
જાતલડી મારી પ્રેમ વિરહે કરમાણી.
રાતલડી નાંખે નયન નિસાસા તાણી:
નીતિ વિચારો પતિવ્રત ધારો, ધર્મે શરીર સુહાવો;
શીદ અકળાવો રસ રેલાવો નમણી રમણી ન મુંઝાવો:-• "

"ચાલ ચાલ કુલટા એકદમ અહિંથી દૂર થા. ભણી-ગણીને ધંધો તો આવો શીખી ને ?"

*    *    *    *

" રમણી નહિ તે રાક્ષસી જે ભિતર વિષ ભરપુર છે,
રમણી નહિ તે રાક્ષસી જે વિષયમાં ચકચૂર છે:
રમણી નહિ તે રાક્ષસી પ્રભુતા તણું જ્યાં પૂર છે.
રમણી નહિ તે રાક્ષસી બમણી બધે મશહુર છે.
રમણી નહિ તે રાક્ષસી જે અશુદ્ધ ઉર અપાર છે,
રમણી નહિ તે રાક્ષસી એળે ગયો અવતાર છે:
રમણી નહિ તે રાક્ષસી કુળમાં કલંકીત જે જરી,
રમણી નહિ તે રાક્ષસી કે કાળા મોંની કૂતરી.
રમણી નહિ તે રાક્ષસી બહુ ડોળ બગલીનો ધરે,
રમણી નહિ તે રાક્ષસી નથી ખલકમાં ખપની ખરે:
રમણી નહિ તે રાક્ષસી રિતિ કે નીતિ નથી જાણતી,
રમણી નહિ તે રાક્ષસી પર ઉપર પ્રીતિ આણતી.
રમણી નહિ તે રાક્ષસી ભવમાં ભટકતી જે ફરે,
રમણી નહિ તે રાક્ષસી જે મલીનતા હૃદયે ધરે;

રમણી નહિ તે રાક્ષસી શુભ શીખ જે નવ સાંભળે,
રમણી નહિ તે રાક્ષસી જે અવર સુખે અંતર બળે.
રમણી નહિ તે રાક્ષસી બહુ ઠાઠ ઠગવાનો કરે,
રમણી નહિ તે રાક્ષસી જે વણ વિચાર્યું આચરે;
રમણી નહિ તે રાક્ષસી ધિઃકાર શંકર કહે અરે,
રમણી નહિ તે રાક્ષસી જીવ્યું બળ્યું જગમાં ખરે, "

શંકરલાલ-ચંદ્રલાલ.

માસ્તર રમણીકલાલનું નરસિંહ સ્વરૂપ દેખી કેસર ભય પામી, મનમાં લજવાણી, ગભરાણી અને વીલી પડી અને ઢીલે પગે દાદર પરથી નીચે ઉતરી તેણે રસ્તો માપ્યો. માસ્તર ફાટી આંખે કંપાયમાન થતા તેના ભણી ક્રોધાયમાન દૃષ્ટિથી તાકી રહ્યા. માસ્તરના મુખમાંથી ધિઃકાર ભર્યો ઉદ્‌ગાર નીકળી પડ્યા; અરે આતે ": રમણી કે રાક્ષસી ?"



# પ્રકરણ ૪ થું.

## ઉછરતું ફુલ કે ભાવિની ભૂલ ?

દોહરો.

નયન મળે ત્યાં મન હળે, મન હળતાં તન જાય;
તાણો તન મન નયનનો, પટકુળ પ્રેમ વણાય.

આંસુનું ઉલટી આવવું કયાંથી થાયછે, નેત્રમાં ચિનગારીઓ કોણ દર્શાવે છે, અને એકદમ ઓચિંતુ અંગ (શરીર) કેમ ચમકી ઉઠે છે ? રસ રંગથી ( રોમાંચ ) રૂંવાંને કોણ ચડાવે છે ? હકાર અને અકાર એ અંકના સંગમથી જે શબ્દ થાય છે તે શું ? નિસાસાનો પ્રકાશ કયાં કયાં લગી દોડે છે ? અર્થાત્ પ્રેમના આનંદ મગ્નને લીધે ઉપજેલી ઉદાસીના તફાવતને કોઇ ચતુરજ પિછાની શકે છે ! !

પ્રેમમાં ભાગ ભૂપાળથી નવ પડે, પ્રેમનું દાણ નવ લેજ દાણી;
પ્રેમ વેચાય ના ચોક ચૌટા વિષે, પ્રેમ નવ તસ્કરો લેજ તાણી.
પ્રેમ પ્રજળે નહિ પ્રગટ પાવક વિષે, પ્રેમ પલળે નહિ હોય પાણી;
પ્રેમ જ્યાં હોય ત્યાં નિયમ પણ નવ રહે, પ્રેમને ના શકે પહોંચી વાણી.

સૂર્ય અને ચંદ્રમાનાં કિરણો જ્યાં પ્રકાશતાં નથી છતાં આઠે પહોર અજવાળું રહે છે, જ્યાં જોગ અને ભોગ નથી પણ જેની અલૌકિક કળા છે, જ્યાં સુખ અને શોક નથી તેમ ત્રણે

લોકથી ન્યારો છે, જેના પ્રમાણુને વેદ તથા પુરાણો પણ બાધ કરતાં નથી તેને જાણુવાવાળા જે કોઇ હશે તેજ જાણુશે; અર્થાત એજ રિતિએ આકાશમાં અને ધરતીમાં પણ નથી એવા અગમ્ય અધવચના પ્રદેશમાં પ્રેમનો અખાડો છે.

*    *    *    *

" પ્રેમનો પ્યાલો પીજીએજી,
કોણુ પીતાં ધરાયું લાલ......પ્રેમનો૦
આધી વ્યાધી ને સળગા રહી ઉપાધીઓ,
નેહને નીરે બુઝાવીએજી........કોણુ૦
પીવું પીવું ને પડી ઉઠીને પીવું,
પીતાં પરપદ પામીએજી......કોણુ૦
જન્મી જીવીને સુખ શામાં નિહાળો,
નેહ વિના દેહ શીદ સીજીએજી...કોણુ૦
મારૂં ને તારૂં તજી પ્રેમનુંજ ગાવું,
તાને ચડી રસ ઝીલીએજી...કોણુ૦
નેમ ત્યાં ભેદ ને ભેદ ત્યાં ભમાયા,
પ્રેમને નિશે ભેદ ટાળીએજી...કોણુ૦
કયાંથી પીવું ને શાથી પીવું શું પીવું,
પીધું સદાય આ પ્રાણીએજી...કોણુ૦
પોતે પીનાર અને પાનાર પોતે,
પોતે પીવાનું થઇ ડુબીએજી...કોણુ૦ " પ્રેમજીવન.

" ભાભી, Greater love hath no man than this, that a man lay down his life for his friends. જ્યોતિમાં મુગ્ધ પતંગના પ્રમાણે નિઃશબ્દ પ્રેમની આગમાં પ્રાણ

વિસર્જન કરવું એજ પ્રેમનો ધર્મ છે. પ્રેમવેદી ઉપર આત્મહુતિ આપવી, સ્વાર્થનું બળિદાન આપવું એજ પ્રેમનું પરમ તત્વ છે."

"કુંદન વ્હેન એમ જોતાં તો પ્રેમ એ સ્વર્ગની સુંદર ભાષા છે. દેવતાઓજ તે જાણે છે, અને સમજે છે. જ્ઞાનના પ્રતાપથી સૂર્ય રશ્મિના સૂક્ષ્મ ભેદ સમજવા એ શકય છે; પણ પ્રેમનું રહસ્ય સમજવું એ અશકય છે."

"ભાભી સાધુ માણસો તેના રસમાં વીલીન થઇ જાયછે. કવિઓ તેના માધુર્યમાં મસ્ત થાય છે. ધન્ય છે તે ચિત્રકારને કે જેણે આત્મપોથીના હ્રદયપત્રમાં આ વિચિત્ર ભાવ ચિતર્યા છે."

"વ્હેન, જ્ઞાન આત્માનું રૂપ છે, પ્રેમ આત્માની સુગંધ છે, જ્ઞાન સ્વર્ગનો પ્રકાશ છે, પ્રેમ સ્વર્ગની સોપાન છે. જ્ઞાન માર્ગ દેખાડનાર છે, પ્રેમ માર્ગ છે, જ્ઞાન અન્ન છે, પ્રેમ રસ છે, જ્ઞાન પલ્લવ છે અને પ્રેમ પુષ્પ છે."

"ભાભી સૌંદર્ય પ્રીતિનો પિતા છે. પ્રીતિ ભક્તિની કન્યા છે; આશા પ્રીતિની મોટી વ્હેન છે. Hope love's elder sister વિચાર પ્રીતિની સખી છે. પ્રેમ અભેદનો દરવાજો છે. પ્રેમકુટમાં પ્રવેશ કરી અભેદ નગર જોઈ શકાય છે. હ્રદયબિંદુમાં પ્રેમ-સિંધુનો આભાસ દેખાશે. સિંધુ અને બિંદુની ઐક્યતાનું તાત્પર્ય પ્રીતિના કુંડમાંથીજ મળે છે. કેમકેઃ—

* * * *

ગઝલ.

"પ્રીતિનો કુંડ પ્રેમીના દીપે છે દિલની માંહી,
ઉભરાયે અમીવૃષ્ટિથી તૃષા આભાસ ના કયાંઇ;

સજીવન પ્રેમનાં ઝરણો સજીવન નેત્રનાં કિરણો,
ભમે ત્યાં ભાવનાં હરણો તીરે તેની સદા ત્યાંહી.
ઘણા પ્રેમી બની નેમી, સમાધી ત્યાં સજાવે છે,
જીગર જોરે ગજાવે છે ધરીને ધ્યાનની માંહીં;
વિના પ્રેમી બને વ્હેમી જતાં જાઝાં પડે દષ્ટે,
કરમહિણા મરે કષ્ટે અંતરમાં અમુઝાઈ.
ઘણા શિષ્યો બની સેવે, જઈને પ્રેમ મંદિરે,
અજબ સોટો પડે શીરે મૂકે દોટો મથી નાહીં.
કૃપા કો દિન ફળે કોને મરે માથાં ફૂટી છોને,
શંકર સાધો એ સંતોને પુરે આશા કદિ કયાંઇ."

શંકરલાલ–ચંદ્રભાણ.

"બ્હેન જેમ પાણીના ટીંપામાં ઇંદ્ર ધનુષ્ય રહેલું છે; પણ એ સૂર્ય કિરણથી બને છે, સૂર્ય કિરણનીજ એક જુદી અવસ્થા માત્ર છે; તેમ પ્રેમસ્થાન માનવ હૃદય છે. બાપ, મા, ભાઈ, બ્હેન, સ્વામી, સ્ત્રી, પુત્ર, કન્યા વગેરે પ્રત્યેનો પ્રેમ એ-માંથીજ નીપજે છે. એનીજ અવસ્થા માત્ર છે. જેમ સૂર્ય કિરણ સપ્તધા થઇને ઇંદ્ર ધનુષ્યમાં શોભે છે, તેમ માનવ હૃદય પ્રતિ ફળિત થઈ વાત્સલ્યાદિ વિવિધ રંગમાં શોભે છે."

"ભાભી બહુરૂપી પક્ષીઓ સવારમાં લીલો, સાંજે રાતો વગેરે રંગો ધારણ કરે છે, તેમ લીલા સમય ભગવાનજ કદી સ્નેહમયી માની અંદર આપણને સ્નેહ ચુંબનથી તણાવે છે, વળી કદી બાળપણમાં બ્હેનની અંદર રહીને આપણી સાથે રમે છે; તેનોજ પ્રેમ શાન્ત, હાસ્ય, સખ્ય, વાત્સલ્ય અને મધુર

આકારથી આત્માની રંગભૂમિ પર નિરંતર નાના પ્રકારના વેષ ભજવે છે.”

“ કુંદન બ્હેન જીવનનો પ્રેમ તે પ્રેમ જલધીનો એક એક પરપોટો છે. જેમ નિષ્પ્રભ વસ્તુ તેજોમય સૂર્યથી પ્રકાશ પ્રાપ્ત કરે છે, ને પ્રકાશિત થાય છે તેમ શુષ્ક નિસ્તેજ જીવન પ્રેમ-રશ્મિ દ્વારા પોતાનું પ્રાણ રાજ્ય પ્રાપ્ત કરે છે અને ધન્ય તથા સફળ થાય છે. વાછડાની તરફ ગાયનું આરડવું એ પ્રેમનોજ કંઠ સ્વર સંભળાય છે. બાળકના પ્રત્યે માની શુચી સ્મિત દૃષ્ટિ તે પ્રેમનુંજ દર્શન છે.”

“ ભાભી પ્રેમ સમુદ્રમાં ખરેખર અગણિત મણિમુક્તા રહેલા છે. છત્રપતિ રાજાનું ધન જો ક્યાંઈ પણ મળવું સંભવે તો તે હૃદયરૂપી રત્નાકરના ઉંડાણમાંથી મળે તેમ છે. રૂપું સોનું આ સંસારિક ધન છે, પ્રેમ એ સ્વર્ગીય ધન છે. પ્રેમ અમૂલ્ય નીધિ છે. પૈસાને બદલે એ મળી શકતું નથી. આ દુનિયાની પ્રજા પ્રજાપતિને ધન રત્નાકર આપે છે. સ્વર્ગની પ્રજા હૃદય-નાથને પ્રેમનો કર આપે છે. સ્વર્ગરાજમાં જે પ્રજા જેટલી સત્તા ભોગવે છે તેને જેટલો વધારે પ્રેમનો કર આપવો પડે છે, એને માટે જે જેટલું આપે છે તેને તેટલું મળે છે. પહેલેથી જેની પાસે આ ધન ઓછું હોય છે, તે ધન આપતાં આપતાંજ ધન-વાન થઇ જાય છે. પ્રેમ ધનનું વધારેપણું એ છે કે એ જેટલું આપવામાં આવે તેટલું હળવે હળવે વધે છે.”

“ કુંદન બ્હેન પ્રેમનું રાજ્ય સર્વદા વસંતવાળુ છે. શરદ પુનમના જેવું છે. નિરંતર યૌવનવાળુ અને સર્વદા નવા દેશ-

વાળુ છે. પ્રેમના બજારમાં જુની વસ્તુ મળતી નથી. જુની વસ્તુ સંસારની દુકાનમાંજ મળે છે. પ્રેમની આંખે પ્રિય વસ્તુ નિરંતર નવો આનંદનો ઝરો છે. એનું માધુર્ય નિત્ય નવું નવું થાય છે. પ્રેમની આંખની આગળ એનું રૂપ જતું રહેતું નથી. એનું સૌંદર્ય જુનું થતું નથી. આપણે જગતને જે આંખે જોઇએ છીએ, તેને પ્રેમી તે આંખથી તે ભાવથી જોતો નથી. તેની આંખે જગત અતિ સુશોભિત મનોહર છે. પ્રેમની આંખ કદરૂપામાં પણ છુપી સૌંદર્ય રેખા જુએ છે. પ્રેમ જુદાપણાનો નાશ કરે છે. પ્રેમ ભેદાભેદ દૂર કરે છે. "

" ભાભી પ્રેમ બીજું કાંઈ ચ્હાતો નથી. બીજું કાંઇ ઇચ્છતો નથી. કેવળ જેને હૃદય અર્પણ કર્યું છે તેનેજ ચ્હાય છે. જેણે હૃદયને ચોરી લીધું છે તેનીજ જોડે પ્રેમની પાસે સર્વ કરતાં સુખપ્રદ અને મધુમય છે. જેને છોડીને જવાને પગલાં ઉપડતાં નથી તેના સંગ વિના શી રીતે જીવન શાન્ત થાય ? તેના સહવાસથી નર્ક એક સ્વર્ગ સમાન થાય છે અને તેના વિયોગથી-સ્વર્ગ નર્કથી પણ નઠારૂં અને અકારૂ થાય છે. જે પ્રિય વસ્તુની જોડે મેળવે છે તેજ સુખ શાન્તિ અમૃત અને જીવન છે. તેનાથી જે જુદો પડે છે તેજ અસુખ અશાન્તિ ઝેર અને મૃત્યુ છે. અરે હાય મારો હીરો કયાં ? મારો મણિ કયાં ? હરે, હરે, હરે, હરે, !" કહી ધડીમ લઇને કુંદન જોતજોતામાં એકદમ મૂર્છાવશ થઈ ગઈ. તેની ભાભી ગભરાઈ અને એકદમ પાણી લાવી તેના મુખ પર છાંટવા લાગી. થોડી થોડી વારે પવન પણ નાંખવા લાગી. આ પ્રમાણે કેટલીક વાર સારવાર કર્યા પછી કુંદનને ધીમે ધીમે

જાગ્રતી આવવા લાગી. કુંદનના મોં પર ગોદાવરી હાથ ફેરવવા લાગી. હાથના ધીમા, ઠંડા અને મધુર સ્પર્શથી કુંદનની મૂર્છા જતી રહી. કુંદન બેઠી થઇ અને વિસ્મયતાથી ભાભીનો ઉપકાર માનતી નીચે પ્રમાણે હૃદય ગાન ગાવા લાગીઃ—

* * * *

ગઝલ.

" જપીને પ્રેમ મંત્રોથી જગાડયું મેં શું આ આજે,
છતાં જુનું નવું એવું જગાડયું મેં શું આ આજે ?
રસીલું આ નજર ઉભુ અદાથી નાચતું રંગે,
જહાં દેખુ તહાં રાચુ જગાડયું મેં શું આ આજે ?
જાગુ છું સ્વપ્નામાં કે હું ભૂલી છું ભાન જોયાથી,
સ્મૃતિ છે એજ સુરતની જગાડયું મેં શું આ આજે ?
નથી ડરતી નથી બ્હીતી રહી તુજ રંગમાં રાચી,
ભર્યા અંગો છે આનંદે જગાડયું મેં શું આ આજે ?
રહ્યું છાઇ બધે અંગે સદા રસ પૂર્ણ રહીઆણું,
સદા સુખ સાર ભર પ્યારૂં જગાડયું મેં શું આ આજે ?
જુદી થાતાં હૃદય લાગ્યું નિવા તિરછી રસીલાથી,
અનામી નાથ હર તારૂં જગાડયું મેં શું આ આજે ?

આત્મનિમજ્જન.

" કુંદન બ્હેન, આવો પરિતાપ ક્યાં સુધી કર્યા કરશો ? જે નશીબમાં હશે તેજ થશે. એટલું યાદ રાખવું કે જે પોતાને માટે કાંઈ રાખવા ઇચ્છે છે તે શુન્યજ મેળવે છે. જે પોતાને માટે કાંઇ પણ રાખવા ઇચ્છતા નથી તે અનંત ફળ મેળવે છે. જે મોટો ગુરૂ થવા ઇચ્છે છે તે નાનો હલકો થાય છે અને

જે નાનો થઇ શકે છે તેજ મોટો થાય છે, પ્રેમનો આવોજ મહિમા છે."

"ભાભી પ્રેમ નિઃસ્વાર્થ છે. પ્રેમમાં સ્વાર્થપરાયણતા લેશ માત્ર નથી. તે એક બીજાને આપવા ચાહે છે, બીજાની પાસેથી કંઇ લેવા ઇચ્છતો નથી. પ્રેમ પોતાનું બધું બીજાને આપીને સુખી થાય છે, પ્રેમ પ્રેમના સિવાય બીજી કાંઇ પણ આશા રાખતો નથી, એટલુંજ નહિ પણ પ્રેમને બદલે અપ્રેમ, સુખને બદલે દુઃખ પામ્યા છતાં પણ તેનો અનુરાગ ઓછો થતો નથીઃ-

"હાડ જલે હૈયા જલે જંગલ ભી જલ જાય,
પાપી જીયા ના જલે જીસમેં હાય સમાય." લોકકથાનક

"કુંદન બ્હેન કુંદન બ્હેન બાપુજી પધાર્યા."

"હેં કોણ બાપુ ? કયાં છે ?"

"એ નીચે આવ્યા ચાલો."

"કુંદન થરથરતી થરથરતી કાંપતી કાંપતી આંફળી ફાંફળી ગભરાતી નીચે ગઈ. પરસાળમાં મામા મામીમણિલક્ષ્મી વગેરે આખું કુટુંબ આ વખતે એકઠું થઇ ગયું. કુંદન ધીમે ધીમે લપાતી લપાતી મણીલક્ષ્મીની સોડમાં ભરાણી ! થોડીક વાર સુધી કાંઇ ચુપકી પથરાઈ, છેવટે મામાએ ચુપકી તોડી રાયજીને ઉડાડવા માંડયા ને રાયજીએ પણ મામાને ડિપડા લેવા માંડયા.

"જાઓ જાઓ અમીધર તમારામાં કાંઇ અક્કલજ નથી."

"હું કયાં કહું છું કે મારામાં અક્કલ છે ?"

"શું મારા ભાઇ આટલા દિવસથી મા દીકરી અહિં આવ્યાં છે; પણ તમે એકે કાગળ લખી ખબર ન આપી. હું-

તો તેમની તપાસ કરી કરીને મરી ગયો !"

"એ રાયજી તમે જો તપાસ રાખી હોત તો તે અહિં આવવાજ ન પામત."

"એટલે હું શું આખો દિવસ તેમના હાથ ઝાલી ઘરમાં બેસી રહું ?"

"ના, લાત મારી તેમને બહાર તગેડી મૂકો."

"એટલે મેં શું તેમને કાઢી મૂક્યાં છે એમ તમે કહેવા માગો છો ?"

"ના, એ મૂર્ખ છે; કે એકદમ વગર પૂછેગાછે પહેરેલ લૂગડે અહિં સુધી ચાલી આવ્યાં."

"ઠીક હવે જે થયું તે થયું: હવે કાંઇ ના થયું એમ થાય તેમ નથી. હવે આજ સાંજની મેલમાં તેમને મારી સાથે રવાના કરો !"

"બહુ સારૂ આ રહ્યાં એ ! આવે તો તેમને લઇ જાઓ !"

"લે કુંદન ચાલ તું તૈયાર થઇ જા."

"પછી કુંદનને કરવી છે શું ?"

"અરે ઘેલી મારી સાથે અમદાવાદ ચાલ; ઘરમાં તારા વિના કોઇ ખાતાં નથી."

"એ કુંદન વગર તમને ધાન ગળે નથી ઉતરતું !"

"તો મારી દીકરી તું સમજેછે નેશું કામ ગાંડી થાયછે ?"

"અરે પિતાજી હું તો એમ કહુંછું કે તમને કુંદન વગર ધાન ગળે ઉતરતું નથી. !"

"હા બેટા તેમજ છે જોને !"

" અરે શું પથરા જોને ! એ પિતાજી કુંદન એટલે નાણુંની થેલીયો, કન્યા ધનની કોથળીઓ વગર તમને ખાવું ભાવતું નથી સમજ્યા ? "

" હવે આ ભોગ જુઓને ? આ દુઃખ કોને કહેવું ? "

" એ પિતાજી શરમાઓ, શરમાઓ ! પેટવરામાંથી પુન્ય-વરો માને એવાં મોસાળીઆંની ખાતર પણ કાંક શરમાઓ. "

" અરરર જ્યાં દીકરીઓને ભણતર ભણાવ્યું ત્યાં આવાજ ભવાડા થાય છે ! "

જ્યાં સુધી આર્યકન્યાઓને કેળવણીથી દૂર રાખવામાં આવે છે ત્યાં સુધીજ તે બિચારી તમારા જેવા પાપીઓના હાથે કુટાય છે ! "

" લે હવે તારી લાયરી જવા દઇ મારી સાથે આવવાને મા દીકરી તૈયાર થાઓ. "

" કુંદનને અમદાવાદ લઇને તમારે કરવું છે શું ? કુંદન છો અહિં રહી, ચાલો હું તમારી સાથે આવું છું. "

" તમે બંને જણાં ચાલો. "

" ના પિતાજી હું તો નહિ આવું. "

" લે લે હવે રાખ, તારી છોકરવાદી જવા દે. "

" એટલે તમારે મને અમદાવાદ લઇ જઇને વંટાવવી છે કે શું ? પિતાજી તમે નિશ્ચય જાણજો કે આ કુંદન હવે વધારે વખત નહિ જીવે. હું ધારૂં છું કે તમે મારા પિતા નથી પણ પરભવના પિતા રૂપે શત્રુ છો. ચાર કન્યાઓને ખાધી હવે તો ધરાઓ ? કાંક તો આમન્યા રાખો ? કન્યા ધનથી કોણ ધનવાન

ક્યું છે તેતો વિચારો ? પુત્રીનો પૈસો ગાયની માટી છે ! !"

"એ તું જેમ કહીશ તેમ કરીશ; પણ એકવાર તું મારી સાથે અમદાવાદ ચાલ."

"હું ત્યાં આવું એટલે તરતજ તમારૂં ધાર્યું થાય; પણ હું કદાપી કાળે અમદાવાદ આવવાની નથી તે નથીજ."

"અરે તારા શા ભાર છે ? જ્યાં સુધી હું માથમાં રહું છું ત્યાં સુધી તું ચડયું ચડયું બોલે છે કેમ ? બંને આ દીકરીના ચોટલા ઝાલીને હું તમને લઇ જઈશ સમજ્યાં ?"

"એ રાયજી હવે ઝાઝુ બોલો નહિ !"

"એટલે તમે મને શું કરશો ?"

"એ હવે એટલામાંજ સમજી જાઓ, અને છાનામાના જેમ આવ્યા તેમ રસ્તો માપી જાઓ, નહિ તો...."

"નહિ તો તમે કરશો શું ? હેં તમે મને કરશો શું ? હું મારાં માણસોને વાસ્તે ફાવે તેમ કરવાને મુખત્યાર છું !"

"અરે રાયજી એ મુખત્યારી તમારા ઘરમાં ચાલે ? અમારા ઘરમાં તમારૂં કાંઇ ન વળે !"

"અરે તમે એકદમ મારાં માણસોને મોકલો છો. કે નહિ ? બોલો એકદમ મોકલો છો કે નહિ ? અમીચંદજી સમજી જાઓ; નહિ તો જોવા જેવી થશે ?"

"એ રાયજી માનમાં રહો, નહિ તો લાખ ટકાની આબરૂ ધૂળમાં મળી જશે !"

"તમે મને કરશો શું ?"

"એ કાંઇ તમારા ડોળા દેખીને અમે નહિ ડરીએ

સમજ્યા ? સાસરામાં તો જમાઇ ને કૂતરા બે બરાબર. જે કૂતરાથી ડરીએ તો જમાઇથી ડરીએ."

"એ મારા મહેરબાન જ્યાં કૂતરૂ હડકાયું થઇને કરડે તો જાન લે સમજ્યા ?"

"એ કૂતરૂ બે જરા હડકાયું થાય તો તરતજ મોટી ડાંગો લઇને તેની કેડો તોડી નાંખી તેને મશાણ પહોંચતું કરી દઇએ, સમજ્યા સાહેબ ?"

"એટલે તમે મને મારશો શું ?"

"એ અમે તમને શું કાસ મારીએ ? મારનાર હજાર હાથવાળો ધણી હાજર છે; આતો જમાઇ ! જે જરા વાંકો ચાલે અને રીતની તથા કુળાચારની બહાર જાય તો તેને થાંભલે બાંધી જરા બરડો ખંખેરીએ તેનું શાસ્ત્રમાં પાપ નથી ?"

"એમ કે જમાઇને મારવામાં પાપ નથી ?"

"ના, ન કરવાનાં કામ જો જમાઈ કરે તો તેને મારીને પાપ બાંધીએ તે પાપ ન કહેવાય પણ શીખામણની છાપ આપી કહેવાય."

"એ અમારા સસરા તો ઘણા ડાહ્યા હતા; પણ તમે આવા કેમ નીકળ્યા ?"

"શું કરીએ જ્યારે બનેવી બહાદુર નીકળે ત્યારે સાળાને કલંદર થવુંજ પડે."

"એ હું તમને કલંદર નથી કહેતો !"

"ત્યારે હું પણ તમને ક્યાં કહું છું. હું બાંધેબારે જમાઇની વાત કહું છું. તમને તો હું મોટા પુરંદર દેવ માનું છું !"

" માટેજ તમે મારૂં કહ્યું કરો છો કેમ ? "

"તમારે તો દીકરીઓનાં કાળજાં ખાવાં છે; તે અમારાથી કેમ ખાવા દેવાય ? "

" અમે દીકરીઓનાં કાળજાં ખાનારા કેમ ? "

" ત્યારે તમારે શું કામ આટલી બધી વિવાહ સારૂ ખેંચતાણ કરવી પડે છે ? જેમ થતું આવ્યું હોય એમ થવા દ્યો ! કંકુની કન્યા આપી પગે લાગીને હાથ ખંખેરી નાખો ? શા સારૂં આટલી બધી ઉપાધી વહોરો છો ? "

" પણ તમે મારા કામમાં આડે આવનાર કોણ છો ? "

" કોણ છો એજ હું તમને બતાવવા માગુ છું ! રાયજી ચાલો એકદમ તમે મારા મકાનમાંથી દૂર થાઓ ! કુંદન અને બ્હેન મણિલક્ષ્મી તમારે ઘેર હવેથી નહિ આવે ! જાઓ હવે તમારાથી થાય તે કરી લ્યો. "

" એમ કે ? "

" હા એમ. "

" અરે એમ એમ ? "

" હા, હા એમ. "

" અરે એમ ? '

" હા એમ. જાઓ તમારાથી થાય તેમ કરી નાંખજો. જાઓ મારી ભાણેજ કુંદનનું વેવિશાળ હું મારે હાથે કરીશ અને તે પણ તમારા રાજનગરમાં આવીને કરીશ સમજ્યા ? "

" અરે તમે શું કરશો ઢખાળા ! તમારૂં જડબુ તોડી નાંખીશ.

" અરે રંગ છે રાયજી રંગ છે તમને ! "

" પિતાજી તમારૂં ઘડપણ ક્યાં ગયું !? તમારાં વસ્ત્ર બધાંએ પાણીમાં ગયાં ! "

આ પ્રમાણે ધમાધમ ઘણી વધી ગઈ; ગરમાગરમ તકરાર ચાલી રહી; સાળો બનેવી બંને જણા ખરા રૂપમાં આવી ગયા; ફાધર વિલિયમ પુરૂષોત્તમરાયજી પણ દમ મારી મિજાસમાં કૂદી રહ્યા. કુંદન પણ આવેશમાં આવી જેમ આવે તેમ કઠોર શબ્દોમાં પિતાને ઉપદેશ આપવા લાગી; મણિલક્ષ્મી પણ તીણાં અને ઝીણાં મ્હેણાંટુણાંનો ડોસા પર વરસાદ વરસાવવા લાગી; આડોશીપાડોશી બધાં ભેગાં થઇ ગયાં, અને વાતનું સ્વરૂપ વિપરીત થઇ એક જબરા જંગ રૂપે વધી ગયું. મામા પણ હાથથી જતા રહ્યા, અને બનેવીની ગરદન પકડી ઘર બહાર કાઢવા તૈયાર થઇ ગયા.

" બેન શાણી, જોયું ડોસાનું પાણી, ઘડપણમાં ડોસી આણી, બચ્ચાનું કરી ધુળધાણી, મોજમઝા માણી ! એજ એનું ડહાપણ અને એજ એનું ઘડપણ ! "

" બલી જયા, બળ્યું એ ડહાપણ, પોતાની ગરજ સારી, ગરીબ દીકરીને મુકકો મારી, મુંગે મોંઢે કુવામાં ઉતારી દુનિયામાં ડહાપણ દેખાડનાર ડોસાના ડહાપણમાં દવ લાગો, દવ લાગો, લાહ્ય લાગો. "

"હાય હાયરે બાપ, રોજ ભલે લુખુ ખવાય પણ કન્યાનો કન્યાકાળ કેમ જવા દેવાય ? "

" દીકરી જેનીરે મોટી થાય, કન્યાકાળ એનોરે એનો જાય
પિતા તેનો નિશ્ચે નરકે જાય જગતમાં ધિક્કારે ધિક્ક કહેવાય !
બેઠી છોટી અજીદી થાય, ઘરની રોટલી કુતરા ખાય;
ગોળીનાં પાણી સુકાય, ઠેર ઠેર થૂ થૂ થૂ થૂ થાય !
કન્યાકાળ દીકરીનો સચવાય, જવાહિર ઘરેનુંરે જળવાય;
પિતા તેનો સ્વર્ગે જાય જગતમાં ધન્યરે ધન્ય કહેવાય !
નહિ અન્યાય એમાં કહેવાય, દીકરી આશીષ દેતી જાય;
છાણુ પડયું ગંધાય કોઇ દી વાત ન તેની થાય. "

" અલી વિજયા, બચપણના બગીચે રમનારી, ખેલવું, ખુંદવું એનાજ ફંદના ફુલમાં ફરનારી, હંમેશાં હસવું હસવું અને હસવુંજ એમ હસવાની હવામાંજ ઉડનારી, નિર્દોષ ભમરીને, એક ભણી ગણી દીકરીને, માટીનો લોંદો મારી મોંઢામાં ડુચો મારી, મારી નાંખનાર માનવના જીવતરમાં ધુળ પડો, ધુળ પડો; એવા દુરાત્મા છાણના કીડા થઇને સડોજ સડો. "

" પણ અલી ચંપા આ રાંક કુંદનનું શું થશે ? હાય હાય એ શું કરશે ? કિસ્મતની કોઠીમાં પડી રહેલું રડશે ? બિચારી ઘરડાની ગોદમાં પડશે અને તેની લાતો ખાઇ ખાઇને જીવતાં સુધી સડશે ! "

" બાપુ મારા વ્હાલા બાપુ વાડ જ્યારે વેલાને ખાય ત્યારે વેલાનું શું થાય ? "

" શું થાય ? થાય એજ કે વેલાનું જડામૂળ જાય. "

" ઝાડ જ્યારે ફળનેજ ખાય ત્યારે ફળનું શું થાય ? "

" એમ થાય ત્યારે ફળનું ફળવું અફળજ થાય. "

" એમ જળના જીવડા જળથીજ જાય તો જીવડા જળમાં કેમજ જાય ? "

" ન જ જાય, જળને ન જ ચ્હાય ! "

" ચંદ્રમા ઘોર અંધારૂં કરે, વરસાદથી જંતુ તરસે મરે અને અમૃતમાંથી ઝેર ઝરે ત્યારે ચંદ્રની વરસાદની અને અમૃતની ઇચ્છા કોણ કરે ? કોણ કરે ! ? કોઈ નજ કરે; એમ જ્યારે માબાપ પોતાનાં બચ્ચાનુંજ ભૂંડુ કરે ત્યારે બચ્ચાં માબાપ માબાપ શું કરવા કરે ? ન જ કરે પરમેશ્વર એવાં માબાપનું ભલું ન જ કરે ! ! "

" હવે તમારાથી જેટલું ક્હેવાય તેટલું ક્હી લ્યો, થાય તેટલું કરી લ્યો; પણ મને તેની કાંઈ અસર નહિજ થાય ? "

" જે કન્યાધન કોડે કોડે ખાય તેને કન્યાના દુઃખની શી અસર થાય ? "

" રાયજી હવે સમજી જાઓ ! અમારા આડોશીપાડોશીનું કહ્યું કાંઈ કાને ધરો અને ખાલી જુલમ ન કરો ? જગતમાં દીકરીના પૈસે કોઇ પૈસાવાળા થયા એમ તમે જાણ્યું છે ? કોઇએ કન્યાધનથી કોઈ કાળે સાચું સુખ માણ્યું છે ? માટે તમે ડાહ્યા થઈને દીકરીની દયા લાવો અને તેનો કરેલો વિવાહ ફોક કરી કોઇ સારે ઠેકાણે કંકુના હાથ કરી કન્યાને વળાવો. "

" જો હું જે કરૂં છું તે વિચારીનેજ કરૂં છું. મારા કરવામાં સર્વદા કન્યાનુંજ હિત સમાએલું છે. જે લોકો મારી ખુબી ખરી રીતે જાણતા નથી તે મને નિંદે છે ! "

" તમારી ખુબીને ચુલામાં નાંખો ! મોઢે મીઠું મીઠું

બોલી ફોલી ખાનાર બાપ તમારા કરતાં કસાઈ પણ સારા હશે."

"લે કુંદન ચાલ એકદમ ઘરમાંથી બહાર નીકળી મારી આગળ થા, નહિ તો પછી કોઇ કાળે એ મારા ઘરમાં તને નહિ ઘાલું !"

"એની મને ખબરજ છે ! !"

"હું તમને છેલ્લીવાર કહું છું કે તમે મા દીકરી મારી આગળ થાઓ નહિ તો પછી જોવા જેવું થશે, અને કોઈ દિવસ અન્યોઅન્ય મોં જોવાનું નહિ રહે !"

"તમારે મોં જોવાનું રાખવું હોય તો રહે; પણ જ્યારે તમારેજ નથી રાખવું ત્યાં શી રીતે રહેવાનું છે ?"

"ત્યારે તમે મા દીકરી નહિજ આવો એમ ને ?"

"એ ના, ના, ના, ના, નહિ આવે ! રાયજી હવે તમે પધારો. હું તમને પણ છેવટનું કહી દઉં છું કે તમારી હવે બુદ્ધિ ફરી ગઇ છે; છેલ્લા દિવસમાં તમે હાથે કરીને કોયલા ઘસો છો ! જ્યાં સુધી આ અમિધરના શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી તે કુંદનનો વિક્રય નહિજ થવાદે ! અત્યાર સુધીમાં તમે જે છકાપંચા રમ્યા છો તે ભલે રમ્યા છો; પણ આ વખતે છકા-પંજામાં તમારો કે મારો પ્રાણ જશે તે નક્કી સમજજો. જાઓ તમારા જેવા ક્રુર અને કસાઇ બનેવી હોય તોય શું અને ના હોય તોય શું ? કન્યાવિક્રય કરનારનું મોં જોવાથી ગૌહત્યા જેટલું પાપ થાય છે એ તમે સમજો છો; તો પછી તમારો સંબંધ સાચવી રાખવાથી શું જગતમાં સારૂં થશે ? કાંઈ નહિ, માટે જાઓ મારા મકાનમાંથી દૂર થાઓ, આજથી તમારે ને

મારે છેલ્લા રામ રામ છે ! ”

“ બહુ સારૂં ઠીક આ અમે ચાલ્યા; હવે જો અમારામાં રામ હશે તો અમે અમદાવાદ બેઠા બેઠા કુંદનને ઘેર ઘેર બોલાવી લઈશું અને તમારી એકવાર સારી રીતે ખબર લઇશું. ”

“ બહુ સારૂં હવે આબરૂભેર પધારી જાઓ ! ”

“ હવે જહાન્નમમાં ગયું તમારૂં ઘર અને તમે પણ જહાન્નમમાં જાઓ. ”

આ પ્રમાણે ક્રોધર વિલિયમ પુરૂષોત્તમરાયજી ગુસ્સો કરી પગ પછાડી રીસાઈ સ્ટેશન ભણી વળ્યા. સર્વ જણાં ગભરાઈ ગયાં અને અચંબામાં પડી એકી ટસે સાળા બનેવી ભણી જોઈ રહ્યાં ! !

“ હાયરે પ્રભુ, હું પાપણી શે ના મરી ગઈ ? વિશ્વાધાર મને તારા કદમમાં લઈ લે ! હે ધરતીમાતા આ પામર કન્યાને તમારે ખોળે લ્યો ! પાપી પ્રાણ આ પંડને તજી પરમાત્મા પાસે તું જા. જીવ, જીવ, જીવ, હવે જીવનને તજી તું પ્રભુના ધામમાં જા ! ! ” કહી કુંદન બેબાકળી બની મૂર્છાવશ થઇ. સર્વે જણાં તેની સરભરામાં રોકાયાં. મામા પણ ગભરાઈ ગયા, અને લમણે હાથ દઈ વિચારમાં પડી ગયા. કુંદનની બ્હેનપણીના મુખમાંથી આવો કારમો મામલો જોઇ ઉદ્ગાર નીકળી પડ્યા કે “ અરેરે આતે ઉછરતું ફુલ કે ભાવિની ભૂલ ? ”



# પ્રકરણ ૫ મું.

## જ્હાલાનું જ્હાજ કે જીંદગી જોહાજ ?

**દોહરો.**

રંગ ચઢ્યો જે હૃદયમાં, તે કદી રંગ ન જાય;
રંગત સંગત સ્નેહની, ભસ્મ રાખમાં થાય.

ગુણ રૂપી નીર–જળ તો ચોતરફની તીરોમાં ભર્યું છે, અંદર ધીરજ રૂપી ઉંડાઇ છે, મધ્યે ધ્યાન રૂપી છોળો ઉછાળા માર્યા કરેછે, સંકલ્પ વિકલ્પ રૂપી તરંગ ઉઠે છે. જેમાં અભિમાનીનાં મન–ચિત્ત રૂપી ઘણાક ગિરિવરો ડુબ્યા રહે છે, જે જગ્યાએ રતિરાજ રૂપી મકરધ્વજ નામે મગરમચ્છ સુરતા રૂપી જહાજને રોકે છે, તેમજ જ્યાં વિરહ ભેદરૂપી વડવાનળ નામે અગ્નિ રહ્યો છે, અને ચિન્તારૂપી પડતી ભમરીઓનાં ગોળ ચક્ર ઉપજે છે, જેમાં દેવ, મનુષ્ય, નાગ અને મુનિવરો આદિ તરી તરીને હારી-થાકી ગયા, પણ પ્રેમ રૂપી પારાવાર સમુદ્રનો કાંઈ પાર પામ્યા નથી.

ભાવના જે ભાવની ભાવી મળંતાં આવશે,
ભાવિ થકી આ ભવ વિષે ભાવિક ભાવે ફાવશે;
અંતર તણી જે વાસના અંતર મળે પૂરી થશે,
અંતર પડે અંતર વિષે તો તરત તે તુટી જશે.

વનમાં મૂળ વગર ફૂળ પુષ્પ ઝુલી રહ્યાં છે, ઝાડો વગર પૃથ્વી ઉપર છાયા જણાવે છે, પાંખો વગર પક્ષીઓ ઉડી જાય છે, પગ વિના પશુ રસ્તે દોડે છે, પણચ તુટી ગયાથી પણ તીર ભાલોડુ ચૂકતું નથી, નિર વિના સમુદ્રમાં નાવને ચલાવે છે, વગર તારે હાથથી વિણા વગાડે છે એ પ્રકારે પવિત્ર પ્રેમી સર્વ વિધિને પ્રાપ્ત કરી શકે છે'

*　　*　　*　　*

" આંસુડાં મારાં લુવે એ મુરતી કહો કોણ છે,
ચાલે જીગર પાણી થઇ ત્યાં રોકનારૂ કોણ છે–૦
જમો નિરંજન નામનો હું પ્રેમનો ઘેલો ફકીર,
એજ જામો એ ફકીરી ટાળનારૂં કોણ છેઃ–૦
છે દુનિયાં તો નિત્ય હો ના છે નહિ તો શું જુઓ,
છે ખરીને છે નહિ એનો દિવાનો કોણ છેઃ–૦
સાચો સદા છે પ્રેમ જે શું દુનિયા આધી હરામ,
દુનિયા પ્રેમે નથી તો નીતિ રીતિ કોણ છેઃ–૦
દુનિયા પ્રેમે નથી પણ પ્રેમની દુનિયાં હજાર,
એ વિરંચિ એજ વિષ્ણુ એ વિનાનું કોણ છેઃ–૦
એજ મારૂ નામ એની શોધમાં ગુલતાન તાન,
દુનિયા માનું ફના એના વિનાએ કોણ છે ? :–૦ "

આત્મનિમજ્જન

" એ આભલું ઉંધુ વળ્યું ! પૃથ્વી ફાટી ગઇ ! સુરજ તૂટી પડયો ! ચંદ્ર બળી ગયો, ભાનુશંકર મરી ગયો, શાન્તા બચી ગઇ, કાન્તા નાસી ગઇ. અહા....હા....હા....હાશ નીરાંત થઈ ટાઢા પાણીએ ખસ ગઇ ! આપણે ઉગરી ગયાં; આપણે શું દુઃખ

છે ? રાંડ ગઇ તો જહાન્નમમાં ગઇ પણ બંદા બચી ગયા. દફેર થઈ ગઈ. અહાહા....હા....હા....હા લે દોસ્ત તારી ચમન ઉડાવ, રંગ ઉડાવ, આનંદ કર બચ્ચા ભાનુશંકર આનંદ કર !"

શાન્તનુના મરણ પછી ભાનુશંકરની સ્થિતિ અજબ બની ગઈ છે. ભાનુ શાન્તા સારૂ દિવાનો થઇ ગયો છે; આખો દિવસ તેને શાન્તાની લગની લાગી રહી છે. રાત દિવસ તે શાન્તા શાન્તા કહી લવારો કર્યા કરે છે. વખતો વખત ગંભીર વિચારમાં પડી જાય છે; કોઇક વખતે આવેશ આવતાં રડી જાય છે; હસી જાય છે અને વખતે ચપટીઓ વગાડી નાચવા મંડી જાય છે; અને વળી કાંઇ હવામાં વીણતો હોય તેમ અજબ પ્રકારના ચાળા કરવા મંડી જાય છે. અત્યારે તેને શાન્તા સારી રીતે યાદ આવી છે; અત્યારે તેનું મન ચગડોળે ચઢયું છે; ઘડીકમાં ભાનમાં રહી શાન્તાના સ્નેહને યાદ કરી આંસુ પાડે છે અને ઘડીકમાં ભાન રહિત થઈ જેમ આવે તેમ બકે છે. અત્યારે તેની સ્થિતિ પ્રેમના ઉન્માદમાં પલટાઈ અજબ બની રહી છે. વિરહાતુર, પ્રેમાતુર અને મદમસ્ત બંદો બની ભાનુ શાન્તાના પ્રેમના તરંગોમાં મનસ્વી ઉછાળા મારી રહ્યો છે.

* * * *

"ઓ વ્હાલી આકાશ માંહી છુપાણી,
ઓ વ્હાલી કુંજલતામાં લપાણી;
ઓ વ્હાલી વૃક્ષની ડાળમાં હીંચે,
ઓ વ્હાલી પ્રેમ સુધા બેઠી સીંચે.
એ રહી, ઓ રહી, એ ગઇ, એ ગઇ,
અહાહાહા જતી રહી રમણી નમણી નગણી થઇ;

ઓ વ્હાલી સાન કરી સમજાવે,
ઓ વ્હાલી મારા ભણી દોડી આવે.
ઓ વ્હાલી સરમાં કમળ ચુંટે,
ઓ વ્હાલી લાલી ગુલાબની લુંટે:
ઓ આવે, ઓ આવે, એ ગઇ, એ ગઇ, જતી રહી,
કાળી કટારી મારી મને હા, હાયરે દુઃખ વેઠાય નહિ. "

હર હર હર શાન્તે, શાન્તે, મારી મધુરી મેના, મારા મીઠાબુલબુલ, મારી કામણગારી કોકીલા આ ભાનુને તજી તું ક્યાં ગઈ? વ્હાલી આવ, અલબેલી આવ, આ અલેતા ભાનુને હવે ના અકળાવ, પ્રીતિરસ પાવ, શાંતીસુધા વરસાવ; આ ચીરાતા જીગરને હવે વધુ ના તલસાવ. મારી રમણી તારા વિના આ દુનિયા મને અકારી લાગે છે; આ વૈભવ વન્હી જેવા દુઃખદ થઇ પડે છે. મારી મનોહારણી સ્નેહ–સુરતી, દીવ્યદેવી શાન્તા શાન્તા મને એકલો મુકી તું ક્યાં ગઇ? હવે મારૂં કોણ બેલી! હે નવેલી હવે ઘેલી ન થા. રસવેલી જરા જરા રસ રેલાવ, મદઘેલી કાંક કાંક મયા બતાવ:

* * * *

" અલબેલી ગઇ, રસવેલી ગઇ મનમેલી ગઇ રસની સરિતા
મદમાતી ગઇ હરખાતી ગઇ રસપાતી ગઇ દુઃખની હરિતા:
લલચાવી ગઈ તલસાવી ગઈ મલકાવી ગઇ સુખની ભરિતા,
અકળાવી ગઈ અમુઝાવી ગઇ સમજાવી ગઇ શુભ સ્નેહલતા.

**હા....હજુ પણ ના આવી, કેમ કરવું! ક્યાં જવું! ક્યાં શોધ કરવી! આ દાદ કોને કાને ધરવી! અરે શાન્તા તું આવી**

કઠોર ક્યારથી થઈ? નઠોર આ બાથની બાથમાંથી અંતે ગઈ તે ગઈજ ! બસ પાછી આવીજ નહિ. અરેરે હવે હું કરૂં શું ! ? એ આવી ! એ આકાશમાંથી ઉતરી ! અહાહાહા શું લાવણ્યતા તેના લલિત અંગમાંથી નીતરી ! બસ બસ શાન્તા તે શાન્તાજ ! મધુરી માનો, અલબેલી માનો, ઝાઝા માને ન તણાવો, અરે શાન્તા છેવટે ઝાઝું ન કરીએ; કેમકે ઝાઝામાં ઝાઝ ડુબે; માટે

> ઝાઝું ન કરીએ નવ કદી કોઇ વાતે જોર,
> વાત વચકતી જાણતાં ખેંચી લઇએ દોર. ઝવેરી.

માટે હવે સમજી જા, શાણી હઠીલી ન થા. કાંઇ આ કંગાલ કાન્તની દયા ખા. છેક તણાઈ ન જા. ઓહોહોહો....અહાહાહા....એ આવી ! આવો, આવો શાન્તા સહુણી આવો....એ તારીની એ પાછી ઉંચે ચઢી ગઇ....અરરર ઘડીએ ઘડીએ હાથ તાળી આપીને ભાગી જાય છે. અરે કોઇ શાન્તાને લાવો, મારી મધુરીને મનાવો, અલબેલીને આમંત્રણ કરીને લાવો.

* * * *

> " અરે કોઇ આવો આવો મધુરી મારી લાવો,
> બુલબુલને બોલાવો જઇ શાન્તા રીઝાવો;
> ગઇ ક્યાં મુકી મને અરે દીલદાર તે મારી,
> જઇ કહું કોની કને ગઇ દઇ છેહ કારી. "

શાન્તા શાન્તા, સ્નેહમૂર્તિ શાન્તા તું ક્યાં સંતાઈ ગઈ ! અલબેલી આવ બસ આવ ? " ઉન્માદના ઉછાળે ચઢેલો ભાનુ શાન્તા સારૂ ખૂબ કકળ્યો; ખુબ બબડ્યો અને અંતે હાથ મારી ખુરસી પર જઇને બેઠો; ટેબલપર માથું ઉંધુ મુકી નિશ્વાસમાં

પડી ગયો ! સંધ્યા પ્રદીપ્ત થતાં ભાનુની નવેલી નાર કાન્તા બણી ઠણીને રૂમઝુમ કરતી ભાનુના શયનમંદીરમાં આવી. ભાનુને બેબાકળો પડેલો જોઈ તે વિચારમાં પડી; અને છેવટે અંગુઠાથી ધરતી ખણુતી ગાલે કર ટેકવી ભાનુને તીરછા નયનથી નિહાળવા લાગી. આ પ્રમાણે મૌન મામલો થોડાક વખત સુધી ચાલ્યો; છેવટે ભાનુને પાછી કાંક વેળ આવી કે તરત ઉઠયો, અને ઉઠતાની સાથેજ તેની દૃષ્ટિ કાન્તા પર પડી, પડતાની સાથેજ તેને હરખ ચમક થઈ; અને ચમકની સાથેજ તે લવારી પર ચઢયો ! !

"અહોહોહો કોણુ પ્યારી શાન્તા ? આવો આવો અલબેલી આવો, આમ આટલાં બધાં અનાથ નાથને તલસાવતાં હઇશું કે !"

"અરે ભ્રમો ભ્રમો, અહીં ક્યાં શાન્તા છે ? શાન્તા તો ગઈ !"

"ક્યાં ?"

"સ્મશાનમાં ! માટીમાં ! પ્રભુના ધામમાં !"

"હું ગઈ ? ક્યારે ગઈ ? તે મને કેમ ન લઇ ગઈ ?"

"તે તમે જાણો !"

"ઓહો ત્યારે હું ક્યાં છું ?"

"તમારા બાપને ઘેર !"

"ત્યારે તું ક્યાં છું ?"

"તમારા કદમમાં !"

"તું તો સ્મશાનમાં હતી ને, અહીં ક્યાંથી આવી ? તું તો બે ચાર દીવસથી ત્યાં સુતી હતી !"

" અરે તમે બોલો છો કે બકો છો ! ? "

" હું તો ખાઉ છું ! "

" શું ? "

" તને ! "

" તમારી ઘેલછાને ખાઓ ! એટને ખાધી તો પણ ન ધરાયા હવે મને ખાવા ધારી છે ? "

" તું તો કડવી છે ! ચાલ ચાલીજા ! "

" અરે તમારૂં તો છટકી ગયું કે ફટકી ગયું ? "

" શાન્તા શું સટકી ગયું ? "

" તમારૂં ફેફરૂં ! "

" ક્યાં છે જા લઈ આવને ? "

" શું લાવું ? તમારૂંને મારૂં કરમ ! "

"હાજ તો ! મારે તો તે હમણાં જોઇએ છીએ ! "

" અરે જરા ભાન રાખો ! આમ છેક ગાંડા શું થાઓછો ? શાન્તા તો મરી ગઇ ! આ હું તો કાન્તા છું ! તમારી નવી ! "

" કોણ કાન્તા ? "

" હા. "

" ચાવ ચાલ તું ચાલી જા ! મારી શાન્તાને તું ઘણી પજવતી હતી ! "

" ત્યારે હવે શાન્તાને બોલાવો, તેને સજીવન કરો ! "

" પણ તે છે કયાં ? "

" એ તો ગઇ મારા વડવાને પાણી પાવા ! "

" ત્યારે તું કેમ અહીં ઉભી છું, મને પાણી પાને બહુ

તરસ લાગી છે !"

"હવે ડાહ્યા બોલો ડાહ્યા !"

"કાન્તા આવ મારી પાસે બેસ, હવે તું મને વ્હાલી લાગે છે !"

"હવે ને ?"

"હા હવે લાગે છે. ચાલ વ્હાલી હવે ગઇ ગુજરી ભૂલી જા !"

"હં....હં....હવે ગઇ ગુજરી ભૂલી જા.... એ હું ના ભૂલું !"

"વ્હાલી હવે તે બધું જવા દે !"

"ઠીક, ઠીક."

"પ્યારી હવે મનાઈ જા."

"ઉંહું, ખસો ખસો આઘા જાઓ !"

"વ્હાલી હવે બહુ માનમાં ન મરડાઈએ !"

"ઉંહું....ખસો જાઓ જાઓ મારૂં નામ ન દેશો !"

"હવે આ ગરીબ બાપડી પર આટલા બધા છણકા ન કરીએ !"

"હં હં....સઘળું જાણું છું. તમે કેવા ગરીબ છો તે મારી ધ્યાન બહાર નથી."

"કાન્તા હવે કઠોર ન થા ! નઠોરવેડા હવે મુકી દે !"

"કઠોર તમે છો અને નઠોરે તમે છો !"

"હું તો સાવ ભોળો છું !"

"હું ઓળખું છું તમને ઓળખાણે; માથે ચડવો ને થઈ જાય ભોળા !"

" કાન્તા વ્હાલી હવે મારા પર દયા કરો ! "

" જાઓ જાઓ એવા ઠગારા વેડા જવા દ્યો ! જોયા તમારા ચાળા ! કાલા ન થાઓ ! "

" વ્હાલી હવે જરા પાણી પાઓ ! "

" પીઓ હાથે ! "

" પ્રિયા બહુ તરસ લાગી છે ! "

" ગરજ હોય તો ઉઠો અને પીઓ હાથે, એ પેલી ગોળી રહી ! "

" હવે બધું ભૂલી જાઓ મારી કાન્તા પ્યારી; આ અનાથને હવે ન અકળાવો ! "

" હું ઓળખુ છું તમને અનાથને ! મારી મા પેલી ગધાડીએ જ્યારે તમને નાથ્યા હતા ત્યારે ક્યાં ગયું હતું તમારૂં અનાથપણું ? "

" વ્હાલી બસ કર બસ કર ! શાન્તાને એક પણ ગાળ ન દઈશ ! સ્વર્ગસ્થને અખંડ શાન્તિ મળજો ! ! "

" હાય હાય રાંડ મરી ગઇ છે તોપણ તેનું કેવું ઉપરાણું લેવાય છે; તેને શાન્તિ મળજો ! મળજો એ ઢેખાળા ! "

" વ્હાલી હવે એ કરમકથા જવા દઇ મને પવાલું પાણી પા ! "

" પીઓ હવે ટીક્કો. જ્યારે તમારી સગલી જીવતી હતી, ને તે વખતે જ્યારે તમે બાધેભારે પાણી માગતા હતા ત્યારે ઉલટી હું આનંદથી લાવી આપતી હતી, તે વખતે તો મોં મચકોડી પીતા નહોતા; અને હવે તમારી સગલી સ્મશાનમાં ગઈ

એટલે મને ફોસલાવવા આવ્યા કેમ ને ? જાઓ જાઓ એમ હું ફોસલાવાની નથી સમજ્યા !"

"હશે ભલો ભુંડો પણ ગરીબ ધણી હું તારો છું હોં ? !"

"અં.... હવે ને ? લ્યો પીઓ ટીકો ! !"

"મધુરી મનાઓ !"

"મધુરી તો લાકડાંમાં ગઈ !"

"ત્યારે હવે તું મારી મધુરી !"

"મારી બલાએ નહિ !"

"ત્યારે કોણ ?"

"એ પેલી કુતરી કાન કરે, એને કહો તે કાંઇ કાને ધરશે !"

"એ તારી માની રાંડ ! હું પેલી કુતરીને બોલાવું ! તું ભણી ભણીને અંતે આવું શીખી ! છેવટે કુતરી !"

"તમે મોટા બી. એ. થઈને આં જાતની કુતરીથી પણ નજીવી કીંમત કરી ! કોઇ સાત ભવે શૌક્ય ન માગે તે તમે ભણી ગણીને આણી; તમારો ભગવાન કોઇ કાળે પણ છુટકો નહિ કરે !"

"હશે વ્હાલી હવે બધું વિસરી જા."

"વિસારી ન વિસરે એવી ચીજ તે શૉક્ય !"

"ત્યારે હવે હું શું કરૂં ?"

"ટપટપીયું બગાડો !"

"ત્યારે હવે તું મારૂં કામ નહિ કરે ?"

"એ ના."

" ત્યારે હવે હું શું કરૂં ? કોની પાસે જાઉં ? "

" શાન્તા પાસે ! "

" શાન્તા તો મરી ગઈ ! "

" ત્યારે હવે રામ રામ કરો !

" પણ તું રામકી રહી તેનું શું કરૂં ? "

" હરિ હરિ હરિ હરિ હરિ ! ! આવ્યા હવે ! "

" હાય હાય મારા તે કયાં ભોગ લાગ્યા કે એ બાઇડીઓ કરી ! "

" નહોતા જાણતા ? "

" બે ગોરીનો નાવલોરે જાણે હરાયું ઢોર વ્હાલા,
એક ગોરીનો નાવલોરે જાણે કળાયો મોર વ્હાલા. "

લોકકથાનક.

" અરે હાય, મેં મારી ખ્વાંરી હાથે કરીને કરી. શીરની પાઘ પગમાં ધરી ! અરે હાય હવે મારી શી દશા થશે ? કીસ્મત કોના કદમમાં જશે ? પરણવા જતાં મને આડો સાપ ન ઉતર્યો કે હું હાથે કરીને મારા પ્રીતિભોજનના થાળમાં મૂતર્યો ! અરે હાય હવે અંતરની દાઝ કોણ ઓલવશે અને આ બાનુ ભવિષ્યમાં કેવું કષ્ટ ભોગવશે ? શાન્તા શાન્તા સ્વર્ગમાંથી પાછી આવ આ જીગરમાં જાગતી વિરહ જ્વાલાને ભેટીને બુઝાવ ! હવે કોઇ જગતમાં સગું નથી મારૂં, જ્યાં જોઉં ત્યાં સર્વત્ર લાગે અકારૂં અકારૂં ! અરે હાય ! સગાં કોઇના દુઃખમાં સગાં થતાં નથી તો શું મારાં થશે ? "

*　　*　　*　　*

" જમાનો બદલાયો ગઇ દીલદાર મારી,
દીવાનો હું કહેવાયો થઇ હાથેથી ખ્વારી;
નથી કોઇ મારૂં થાતું કરે ટીચકારી ભારી,
હૃદય રડીને શેકતું અરે આવ શાન્તા પ્યારી. "

" હવે આ ટાયલું બધું નકામું છે. જ્યારે તમારી સગલી જીવતી હતી ત્યારે મારા સામુંએ જોતા નહોતા, અને હવે સગલી મરી ગઇ એટલે મનાવા આવ્યા ! ! "

" કાન્તા કાન્તા હવે ગજબ ના કર ! જુલમની હદ રાખ ! હવે મારી સાથે હસીને બોલ ! "

" અંતરમાં લ્હાળા ધીગતા હોય તો હસવું ક્યાંથી આવે?"

" મને મારા પાપની સજા થઇ છે. મને તું માફ કર !"

" તમે મારૂં માપ ક્યારે રાખ્યું છે કે હું તમને માફ કરૂં ? મારે માફી મંગાવવી નથી, તમે તમારી મેળે મારા સામું ન જોશો ! "

" એટલે હવે હું શું કરૂં તું મારી નહિ થાય ? "

" હું તો ધણીએ થવા આવતી હતી પણ તમે મને મારી ગણતાજ નહોતા ! "

" એટલે હવે તું વેર વાળીશ ? "

" મારે શું કામ વેર વાળવું પડે ! હું ક્યાં તમને ખાટું મોળું કહું છું. મારૂં નામ તમારે ન દેવું હું સાફ કહું છું !"

" એટલે મારે સ્ત્રી વિના શી રીતે ચાલશે ? "

" બીજી પરણો ! "

"એટલે મારે ધંધોજ પરણવાનો કરવો ! જીંદગીનું સાર્થક પરણવામાંજ માનવું ?"

"એ તમે તમારા આત્માને પૂછો. તમને શાન્તિ મળે તેમ કરો ! !"

"મારી શાન્તિ તો ગઇ ! અરે હાય શાન્તા મને મૂકીને તું શું કામ મરી ગઇ ? તારા પહેલાં હું ગયો હોત તો આ મારે મ્હેણાં સાંભળવાં ન પડત ! !"

"આ મ્હેણાં નથી પણ કરેલા કર્મની કરણીછે !"

"અરે મારી પાર ઉતરણી તો ગઇ, હવે મને સંસાર સાગરમાંથી ડૂબતો કોણ તારે ?"

"હવે ત્રાંજીવાર પરણો એટલે ત્રીજી તારશે !"

"તારા મનમાં તો તું એમજ સમજે છે કે સ્રીઓ રસ્તામાંજ પડી હશે !"

"અરે તમારા જેવા હાડકાવાળાઓને તો સ્રીઓનું બજાર પડયું છે !"

"ત્યારે જાને એકાદ લઈ આવ !"

"હું શું કામ લઈ આવું, તમે જાઓ."

"લે હવે માથાફોડ મૂક."

"માથાફોડ તે તમે કરોછો કે હું ? ક્યારના બોલ બોલ કરો છો; હવે કાંઇ બોલતા બંધ થાઓ નહિ તો મેનીઆ ઉન્માદ થશે."

"હા મને ઉન્માદ થયો છે. મારી શાન્તા મરી ગયા પછી મારા મગજની શાન્તિ નાશ પામી છે. હવે મને આખું

જગત અપ્રિય લાગે છે."

"ત્યારે શું કામ જગતમાં રહો છો? જગતની બહાર જઈને જ્યાં શાન્તિ મળે ત્યાં વિરામ કરો!"

"હું એ વિરામનેજ શોધું છું, મને શાન્તિ ક્યાં મળશે તેજ જડતું નથી."

"હૃદય ખોલીને શાન્તિ શોધો એટલે તરતજ મળશે."

"શાન્તિ! શાન્તિ! શાન્તિ! તને હું ક્યાં શોધું? હું કાને પ્રબોધું કે શાન્તિ બતાવે?"

"હવે હવે ડાહ્યા થાઓ, લવારી મૂકી દો. શાન્તિ તો સ્મશાનમાં ગઈ!!"

"શું મારી શાન્તા સ્મશાનમાં ગઈ?"

"તમે તમારા હાથેજ તેને લાંબી કરી સૂવાડી છે હવે તો જંપો."

"હા....હવે જંપ કેવો?"

"ત્યારે તમારે ફાવે તેમ કરો; જાઓ આઘા જાઓ નાહક મને પજવો નહિ!"

"હવે હું આઘોજ જવા માગું છું, તને કાંઈ મારી દયા આવે છે?"

"એ દયા તો ઘણી આવતી હતી; પણ દયાને તો તમે ખાઈ ગયા."

"હશે ત્યારે ભુંડાજ હું છુંને?"

"હવે આથી કેવા ભુંડા થવું છે?"

"ઠીક ત્યારે છેલ્લી સલામ!"

" હવે થાકીનેજ સલામ કરશો. મને શું કામ સલામ કરો છો; સલામ શાન્તાને ભરો કે તે ફરી સજીવન થઈ તમારૂં ઘર માંડે!"

" ઠીક ત્યારે હવે હું મારી શાન્તાનેજ સલામી ભરીશ."

" હં....એનેજ ભરશો એટલે ભવિષ્યમાં ઠરશો."

આ પ્રમાણે કાન્તાએ તીણો માર્યો અને મોં મરડી બિછાનાંમાં પડખું ફેરવી પડી. ભાનુશંકરને પગથી તે માથા સુધી જ્વાળા લાગી ગઇ, તેની ઘેલછા અત્યારે જતી રહી; તેના મગજમાં પૂર્ણ ક્રોધ વ્યાપી ગયો; તેની આંખમાં ગરમ લોહી તરી આવ્યું. કાન્તાને સૂતેલી જોઈ અતિશય ચીડાયો, અને તેનો મિજાજ હાથથી જતો રહ્યો. અત્યારે સાડાદશ વાગ્યા હતા; સર્વત્ર ધીમી ધીમી શાંતિ પ્રસરી રહી હતી; આ વખતે ભાનુએ એકદમ કબાટ પાછળથી મલાકા કેઈન જાડી નેતરની સોટી કહાડી અને વગર બોલે ચાલે જેટલી મરાય તેટલી સોટીઓ કુદી કુદીને કાન્તાને મારી; કાન્તાએ ચીસાચીસ પાડી રમખાણ મચાવી દીધું; ભાનુનાં માબાપ દોડી આવ્યાં; મેડાની અંદરની સાંકળ વાસેલી હતી તેથી મેડાનાં બારણાં ઠોકવા લાગ્યાં; અને ભાનુ પર ખૂબ કકળવા લાગ્યાં; જયારે કોક વખતે શાન્તાને માર પડતો હતો ત્યારે ભાનુનાં માબાપ છાનાંમાનાં આંખ આડા કાન કરી આઘાં પાછાં થઈ જતાં હતાં; પણ કાન્તાને માર પડતાં કાન્તાનાં કુળવાન અને ધનવાન પિયરીઆંથી તેમના હાંજા ગગડી જતા હતા; તેમણે બારણાની સાંકળ ખૂબ ઠોકી બારણાં હચમચાવી દીધાં, છેવટે ભાનુએ સાંકળ ઉઘાડી; બારણું

ઉઘડયું કે તરતજ તેનાં માબાપ અને આડોશીપાડોશી ઓરડામાં પેઠાં; અને ભાનુ ક્રોધનો માર્યો બહાર નીકળી પડયો; ભાનુની આંખ ફાટેલી જોઇને તેને કોઇએ અત્યારે છેડયો નહિ, સૌ કોઈ કાન્તા પાસે જઇ કાન્તાની સારવાર કરવા લાગ્યાં; કાન્તાના શરીરમાંથી રક્તનો પ્રવાહ ચાલતો હતો; તેનું માથું ફુટી ગયું હતું; લોહી જોઇને ભાનુનાં માબાપ કાન્તાની પથારી પાસેજ ડુબકી ગયાં; આડોશીપાડોશી જેને જેમ સુઝે તેમ બોલવા લાગ્યાં અને કાન્તાની બરદાસ કરવા લાગ્યાં; આમ ભાનુશંકર ઉઘાડે માથે પંચીયા અને પહેરણભર ક્રોધનો માર્યો ઘર છોડી બહાર નીકળી પડયો અને ઉતાવળો ઉતાવળો પગલાં ભરી જ્યાં મગજ લઇ જાય ત્યાં ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં માણેકચોક આવ્યો એટલે ખમચાયો; પોલીસે તેને જોયો, પણ ઉઘાડું માથું જોઈ કોઇ મરી ગયું હશે, અને કાણની ખબર આપવા જતો હશે એમ ધારી તેને અટકાવ્યો નહિ, તેમ કાંઇ પ્રશ્ન પણ પુછયો નહિ. માણેકચોકમાંથી ભાનુ આડકતરો શાક બજારમાં ફંટાયો, અને ત્યાંથી ખમાસાની ગેટ ઓળંગી જમાલપુર દરવાજા બહાર નીકળી ગયો.

આ વખતે કૃષ્ણપક્ષ ચાલતો હતો, તેમાંએ બારસ તેરસના દિવસ ચાલતા હતા એટલે અંધારીયું સારી રીતે છવાઈ ગયું હતું; શહેરમાં તો મ્યુનીસિપાલ બત્તીના અજવાળે ભાનુ જમાલપુર સુધી આવી ગયો; પણ દરવાજા બહાર નીકળતાં સારી રીતે અંધારીયું છવાએલું જોઇ અધવચ રસ્તામાં ખમચાઇ ઉભો રહ્યો; ક્યાં જવું તેનો વિચાર તેને અત્યારે થવા

લાગ્યો; તેના મગજમાં શાન્તાના શોધની ધુન ભરાઇ હતી તેથી જ્યાં શાન્તાને સુવારી હતી ત્યાં સુધી મગજ તેને લાવ્યું, પણ અંધારૂ જોઇ તે ભયથી કંપી ગયો; છેવટે તેને યાદ આવ્યું કે શાન્તાને સમરૂષીના સ્મશાનમાં બાળી છે માટે તેની સમાધ રહેન ભૂમિકા પાસે જઇ તેને સલામી ભરી હૃદયનો પ્રેમ જણાવી અંતરનો ઉભરો ખાલી કરવો, અને ત્યાંજ મનને અખંડ શાન્તી મળશે એમ ધારી સમરૂષીના સ્મશાન ભણી વળ્યો. પ્રેમ તરંગોને હીંડોળે ચઢેલો ભાનુ ભયથી કાંપતો કાંપતો પ્રેમથી ધકેલાતો ધકેલાતો ધીમે ધીમે છેક સ્મશાન સુધી જઇ પહોંચ્યો. પાડા બેથા ઓળંગી નદીના તીરે આવ્યો, અને ચોગરદમ દ્રષ્ટીપાત કરી ગંભીર વિચારમાં તન્મય થઇ શબવત્ ઉભો રહ્યો !!

સમરૂષીનું સ્મશાન અત્યારે અદ્‌ભુત રૂપ ધારણ કરી રહ્યું હતું. પાસે સાબરમતી સરિતા ઘુઘવાટા કરતી વહન કરતી હતી. હાલમાં ઉનાળાની મોસમ લગભગ ખતમ થવા આવી હતી. એકાદ બે વરસાદ સારી રીતે થઇ ગયા હતા. આજ કાલ નદીનો વેગ પુરવાળો હતો. રાત્રી સમ સમ સમ કરતી પસાર થતી હતી. અંધકાર સારી રીતે છવાઇ રહ્યો હતો. મસાણ અત્યારે નિર્જન અને ભયંકર ભાસતું હતું. વખતે વખતે શિયાળવાનાં રૂદન અને કુતરાના અવાજ સંભળાતા હતા. હાડકાની હવા પવન સાથે ભળી ઉજાશ અને પ્રકાશ આપતી હતી. ફોસ્ફરસના ભડકાનું અજવાળું વખતો વખત ભાનુના મોં પર પડતું હતું. આખું સ્મશાન સ્થળ અત્યારે બિહામણું અને ભયંકર લાગતું હતું. સ્મશાનની ભયંકરતા ભાનુના મન ઉપર કાંઈ

પણુ અસર કરી શકતી નહોતી, કેમકે ભાનુ તો શાન્તાના પ્રેમમાં કેવળ તન્મય બની ગયો હતો; તેની દષ્ટિએ ચોપાસ શાન્તાની મૂર્તિ ખડી થઈ રહી હતી. સ્મશાનના દેખાવમાં ભાનુની ચિતવૃત્તિ જરા પણુ ચોટી નહોતી. તે તો મનસ્વી આમ તેમ જ્યાં તેનુ મન લઇ જતું હતું ત્યાં આંટા મારતો હતો; છેવટે તેણે જ્યાં શાન્તાને દહન કરી હતી તે જગ્યા શોધી કાઢી અને ત્યાં અદબ વાળી આકાશ ભણી નજર નાખતો નદીના વેગ ઉપર કટાક્ષ ફેંકતો અને દહન ભૂમિકા પર નજર ઠારતો દમામમાં અક્કડ બની ઉભો રહ્યો !

"અહા આજ ભૂમિકા મારી શાન્તાનો સમાસ કરનારી આજ સ્થળે મારી શાન્તાની માટી માટીમાં મળી ગઇ હતી. અરે આજ જગ્યા પર શાન્તા છેવટની અખંડ શાન્તિ લઈ સૂઈ રહી હતી. આજ સ્થળે શાન્તાને પાણીમાં ઠારી છેવટની બાળચામાં આવી હતી. આહા સ્મશાન સ્મશાન તારા વિના કોઈનો છુટકો નથી. વ્હેલા મોડા તારી પાસે તો આવવુંજ પડે છે. અમરાપુરના રસ્તાની વાટની ટીકીટ તારી પાસેથીજ દેહદામ આપીને લેવીજ પડે છે. દરેક પ્રાણીના સંસારી ગાંસડા પોટલા અહિંથી છોડી નાખવાં પડે છે. અમરાપુરને રસ્તે કોઇ ગાંસડા પોટલાવાળા નજરે પડતા નથી. મસાણુ મસાણુ રંકથી કે રાજા સુધીનો સમાસ કરનાર તુંજ પરદુઃખભંજન વિશ્રાન્તિનું મધુરૂં સ્થાન છે. પાપી, પુન્યવાન, ધર્મી અધર્મી દરેક ગુણવાળા અને દરેક કોમના માણસનો ભંગીથી કે બ્રાહ્મણ સુધીનો સત્કાર કરનાર સમદષ્ટિવાન મહાત્મા તુંજ છે. અહા દરેક દેહધારીનો

આદર સત્કાર તું સમાન દૃષ્ટિથી કરે છે. તારી દૃષ્ટિમાં કોઈ કાળે પણ વિકાર થતો નથી. ગતિવાન અને રતિવાન હરેકને તારા મેદાનમાં સૂવાનું છે.”

* * * *

“ ગતિવાનને રતિવાન સૂતા માન તજી મેદાનમાં.
નાસ ખર્યા ગિરિગઢ ગર્યા રસિયા રહ્યા કંઇ રાનમાં:
ઉત્પત્તિ સ્થિતિ પ્રલય આદી જગતનાજ સ્વભાવ છે,
સુખ દુઃખ આશા વાસના માયા તણાજ પ્રભાવ છે.”

અસ્તોદય–મહાસુખરામ કવિ.

આહા મારી શાન્તાનો સમાસ કરનાર સમદૃષ્ટિવાન ધરણી માતા તને હું સાષ્ટાંગ પ્રણામ કરૂં છું. મારી મીઠી શાન્તાની શાન્તિને સંઘરનારી મીઠી સ્મશાન ભૂમિકા તને મારા સહસ્ર પ્રણામ છે. અહા તારા સ્થળે હું ઉભો રહી અત્યારે અદ્ભુત આનંદ ભોગવું છું. અરે મારી મીઠી શાન્તા હવે સજીવન થાઓ અને આ પ્રેમઘેલા ભાનુને હવે પ્રેમથી બોલાવો. અહ. લાવ અત્યારે હું સ્નાન કરી પવિત્ર થાઉં અને પછી મારી શાન્તાને સ્મશાન ભૂમિકાને પ્રણામ કરી બોલાવું એટલે ઝટ બોલશે.” આ પ્રમાણે ઉદ્ગારો કાઢી ભાનુશંકરે એકદમ નદીમાં પડી સ્નાન કરી લીધું, અને ઝટ ધોતીયું નીચોવી શરીર લુછી નાખ્યું. પેરણ પણ કાઢી નાખી નીચોવીને હવામાં આમતેમ સુકવવા લાગ્યો. જરા વાર થઈ કે તરતજ પહેરણ પહેરી લીધું, અને દહનભૂમિકાને પ્રણામ કરી ભાનુ નીચે બેઠો, વળી કાંઈ વિચાર આવ્યો એટલે તરતજ એક નાનો લાકડાનો કડકો હાથ આવ્યો અને તરતજ જમીનમાં તેનાથી થોડો ખાડો ખોદ્યો, અને ઉભો થઇ

એક ખોબામાં પાણી ભરી લાવી તે ખાડામાં નાખ્યું, પછી પલાંઠી વાળી નિરાંતે બેઠો. ખાડાના પાણીનું આચમન કર્યું. ભૂમિકાની ભસ્મની ભસ્મમંત્ર બોલી વિભૂતિ કરી, પછી પ્રાણાયામ કર્યા, અને છેવટે ભૂમિકાની પ્રદક્ષણા કરી, અને પછી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા, અને હાથ જોડી ઉભો રહી શાન્તાને બોલાવવા લાગ્યો.

"શાન્તા ! શાન્તા ! મારી મધુરી શાન્તા ! તું જે સ્થળે ગળી અને જે સ્થળે છેવટની ઠરી ત્યાં એકવાર ફરી પ્રગટ થાઓ અને દીન ભાનુને એકવાર મારો કહી બોલાવો. શાન્તે ! શન્તે ! અલબેલી એકવાર તો આવો, અને ગરીબ ધણીને બેઠી હૃદયની જવાળા બુઝાવો ! શાન્તા ! શાન્તા ! હવે એકવાર દર્શન આપો હવે મને ઝાઝો ન તલસાવો, હવે તારો વિરહ સહન કરવાને મારૂં ગજું રહ્યું નથી. મારી મીઠી મેના તારા પ્રેમમાં હું ઘેલો થયો, તારા વાસ્તે સર્વ હું ભૂલી ગયો. પ્રિયે ! પ્રિયે ! એકવાર બોલો; અત્યારે આ અનાથ ભાનુની નાથ હાથમાં ઝાલો અને જયાં તમે સમાયાં ત્યાં તેનો સમાસ કરો."

* * * *

"દીલશું દીલ લાગ્યા પછી ખેંચે શું તું બીજાઇને
નયન ખેંચે ક્યાં હવે મીઠી ખુમારી પાઇને ?
તારો ફિદાનો તેંજ પાયેલ મુજને ઇશ્કે શરાબ,
મારૂં કે જીવાડ ચાલે શું હવે ભટકાઇને !?
ધિક્ એ પ્રીતિ ન બોલે શું વિસારે ખ્યાલ તું,
આશક છોડે દમ ભલે શું સતાઇને ?

ઘટ અલક છટકી ગઇ ક્યાં વીજળી ઝંખાઇને,
ક્યાં ગઈ હા ક્યાં ગઇ પ્રહ્લાન્ડ બેડી છાઇને ?" પ્રેમજીવન.

અહા શાન્તા હવે તો બોલ. પ્રિયા ભેદનો પડદો ખોલ; રસિલી ઝાઝે માને ન ડોલ મધુરી મેં તને જે જે કાંઇ દુઃખ દીધું હોય તે તમામ ભુલી જા. મારા સર્વ અપરાધો વિસરી જા; અને છેવટનો એકવાર ફરી ઉમંગ લાવી, હસ્તે મુખડે આનંદભર્યા લોચને આ ભાનુને બોલાવ; અને તેની છેવટની ભેટ લઈ તેને રીઝાવ ! ! પ્રિયા મને હવે જગત નથી ગમતું; વૈભવ પર મારૂં ચિત નથી ચોટતું; જીવન હવે પ્રિય નથી થઈ પડતું. પ્રિયા બોલો બોલો; બસ હવે નહિ બોલો ? લાચાર, લાચાર, ગમખ્વાર ગમખ્વાર! પ્રિયા તેં આ ભાનુ પર દયા દૃષ્ટિ નજ કરી !! હશે હરિ હરિ હરિ હરિ હરિ જેવી તારી મરજી ! ખરેખર આ ભાનુ પિશાચે તને ઘણુંજ કષ્ટ દીધું છે. તારાં માબાપને આપેલાં વચનોનો ભંગ કરી છેવટની તને શૅાકયની શુળી ઉપર વીંધીને રગડી રગડીને મારી છે. અહા હવે આ પાપીની શી વલે થશે ? મારી શી ગતિ થશે ? હવે મને મારો કહીને કોણ બોલાવશે ? અરેરે મેં એવાં કર્મ કર્યાં છે કે હવે મારા વાસ્તે ઉગરવાનો આરો નથી રહ્યો. હાય....હું હવે શું કરૂં ? કયાં જાઉં ? ક્યાં શાન્તિ મળશે ? કયાં મારાં પાપ પ્રજળશે ? મારી શાથી મુક્તિ થશે ? પાપ પ્રલયની યુક્તિ કોણ બતાવશે ? શાન્તા પ્રાપ્તિની કુંચી કોણ આપશે ? જય જય જય મારી શાન્તાની દહન–સ્મશાનભૂમિકા હું તને પ્રણામ કરૂં છું. મારી શાન્તાને અખંડ સુખ આપજે, તેનાં સર્વ પાપો પ્રલય કરજે; અને તેને

અખંડ સુખના સ્થાને ધરજે. મારી પ્રિયાને મારા કાલાવાલા તમામ કહેજે. મારૂં તમામ પુન્ય, મારી જીંદગીમાં જો કાંઇ પણ પ્રકારની સારી કરણી થઇ હોય તો તેનું તમામ ફળ મારી શાન્તાને અપાવજે ! ! "

ભાનુશંકર આ પ્રમાણે દહનભૂમિકાને પ્રણામ કરી સમરૂષિના આરાની ટેકરીઓ ભણી ચઢયો; અને થોડીક વારમાં બાંધેલા સમરૂષિના આરાના એક ઉંચા બુરજ ઉપર જઇને ઉભો. અને ત્યાં ઉભો રહીને નદીના વેગ ભણી નજર નાખવા લાગ્યો; થોડીક વાર સુધી નદીના પ્રવાહ ભણી એકી ટસે જોઇ રહ્યો, વળી કાંઇક વિચાર આવતાં આકાશ ભણી જોઇ પરમાત્માને વિનવવા લાગ્યો ! ! * * * *

ગઝલ.

" કર્યાં છે કર્મ એવાં કે ઋણી શિક્ષા ઘટે મારે;
ખરેખર ન્યાય આધારે ઉગરવાનો નથી આરો—૦
દઇ વિશ્વાસ દગાથી મેં સગાને બહુ સપડાવ્યા;
વૃથા તાપે મેં તફડાવ્યા ઉગરવાનો નથી આરો-૦
વિષયની વાસનામાં હું ફર્યો હરદમ ફાનીમાં;
ગુમાવી વય તોફાનીમાં ઉગરવાનો નથી આરો—૦
શીતળ છાંયા આ કાયાની હતી તે હાથથી ખોઇ;
ન દેખું હાલ તે કોઇ ઉગરવાનો નથી આરો—૦
જડયું જોઇતું વૃથા કીધું તજી અમૃત મેં વિષ પીધું;
નહિ સારૂ કંઇ શીખ્યું ઉગરવાનો નથી આરો—૦
બધે બી ઝેરનાં વાવ્યાં ફળો આજે અરે આવ્યાં;
અરે તે કેમ જશે ચાખ્યાં ઉગરવાનો નથી આરો—૦

હવે આંખો બધી ઉંડી જતાં ક્યા ખરે લથડી;
ત્વચા તમામ ગઇ તતડી ઉગરવાનો નથી આરો—૦
વૃથા ભાસે મને એ દીશ સગો સાચો તું એકજ ઇશ;
લડાવે લાડ કરે કાં રીસ ઉગરવાનો નથી આરો—૦
ઉંચે દૃષ્ટિ કરી જોયું, રહી પાતાળે મન પ્રોયું;
બની બેહાલ બહુ રોઉં ઉગરવાનો નથી આરો—૦
જગત જંજાળનાં જાળાં પડે દૃષ્ટિ બધે મારે;
જવું ક્યાં ને કયે દ્વારે ઉગરવાનો નથી આરો—૦
અરે આવી દશા મારી, નથી જડતી એકે બારી;
ક્ષમા માગું હવે તારી ઉગરવાનો નથી આરો—૦
ઉપાધીમાં પડ્યો આવી મુક્યો કોણે મને લાવી;
ભવાટ આખરે ભાવી ઉગરવાનો નથી આરો—૦
કરું હું કર્મ કેવાં કે બળે પાપો બધાં મારાં;
નહિ તો પડશે ન્યારાં ઉગરવાનો નથી આરો—૦
સુઝાડો સંત કો આવી મુકો મુને મુખ ચાવી;
અજબ બીજે ઉરે વાવી ઉગરવાનો નથી આરો—૦
વૃથા માયા તણા સૌ મોહ વૃથા છે રીસ ને વળી રોહ
વૃથા કરવા કો ઉપર દ્રોહ ઉગરવાનો નથી આરો—૦
અરે ઓ ઇશ ચારે દીશ નિહાળું તો નથી મારું;
ખરે આ બાળ નોંધારું ઉગરવાનો નથી આરો—૦
મને બોલાવી લ્યો પાસે દુઃખી દુનિયા તણા ત્રાસે;
ખરે આવું ભર્યું આસે ઉગરવાનો નથી આરો—૦
ક્યા પંથે પડી આવું કહો સાથે હું શું લાવું;
પડે પાછું નહિ જવું ઉગરવાનો નથી આરો—૦

કહો તો શાસ્ત્ર સુણીને આરાધુ પંચ ધુણીને;
કરો રાજી આ ઋષિને ઉગરવાનો નથી આરો—૦
કહો તો તિર્થ યાત્રામાં ફરી ફક્કડ બની આવું;
કૃતાર્થ શું કરી થાઉં ઉગરવાનો નથી આરો—૦
કહો તો વસ્ત્ર નવ રંગે અગર કફની ધરૂં અંગે;
બની આવું હું ઉમંગે ઉગરવાનો નથી આરો—૦
કહો તો રાખ ચોળીને કહો તો ઝાલી ઝોળીને;
ખરૂં લાવું શું ખોળીને ઉગરવાનો નથી આરો—૦
મને પરવા ખરે ત્હારી વિભુ કરજે તું સ્હાય મારી;
બનું જેથી હું આભારી ઉગરવાનો નથી આરો—૦
અવર પાસે નહિ યાચ્યૂ નચાવે તું હું તેમ નાચ્યું;
પ્રભુ તુજ વિણુ બધુ કાચુ ઉગરવાનો નથી આરો—૦
કઠણુ કરણી ખરે મારી ન દેશો ધ્યાન મોરારી;
વિભુ કરડી નજર તારી થતાં એકે નથી આરો—૦

શંકરલાલ ચંદ્રભાણુ.

જય જય વિશ્વંભરા જય ! ! પ્રભુ પ્રભુ વિશ્વાધાર તારા કદમમાં આ ભાનુ આવે છે ! ! શાન્તા શાન્તા મારી મધુરી શાન્તા હવે તારો ભાનુ તારી પાછળ આવે છે ! ! હર, હર, હર ગંગે હર, હર ! હર હર હર પતિતપાવની હર, હર ! જય જય કલિયુગની ગંગા સાબ્રમતિ માતા આ ભાનુનો સમાસ કરો; અને તેને શાન્તાના પવિત્ર ધામમાં પહોંચતો કરો ! !” કહી ભાનુશંકરે આવેશમાં આવી જઇ નદીમાં પડતુ મૂક્યું; એક અવિચારી અને સાહસિક પણુ ભોળા પતિએ પોતાની પ્રેમાળ પત્નીના પવિત્ર પ્રેમ સારૂ પોતાની જીંદગી અર્પણુ કરી !

શાન્તાની પાછળ ભાનુ પણ ગયો; શાન્તા વિના તે ન રહ્યો તે નજ રહ્યો; આખરે શાન્તાનો હતો તે શાન્તાનોજ થયો ! ! નદીના પુર વેગમાં ભાનુ સપાટાબંધ તણાવા લાગ્યો, અને જોતજોતામાં તે છેક અદ્રષ્ય થઇ ગયો ! વ્હાલા વાંચકવૃંદ આતે 'વ્હાલાનું વ્હાલ કે જીંદગી બેહાલ ?' ખુંખારીને કહી દ્યો કે વ્હાલાનું વ્હાલ અને જીંદગી બેહાલ !



# પ્રકરણ ૬ ઠું.

## હોળી હૉટલની મજા કે સુધારાની મજા ?

દોહરો.

મૂળ કીયું ડાળાં કીયાં કોનાં ફળ ફુલ પાન,
વૃક્ષ કોણ વસુધા તણું પડે ન આજ પિછાન.

સુધરેલ અને વગર સુધરેલ, અભણ અને ભણેલ, જુવાન અને ઠરેલ, શહેરી અને ગામડીઆ, આર્ય અને અનાર્ય એ હરેકને એકજ સ્થળે એકજ ભાણે અને એકજ હારે અમન ચમન કરતા હૉટલની હવા ખાતા અને ઑટલની દવા લેતઃ દેશોદયનાં સબળ સાધન રૂપ સંપ વિષયનાં વ્યાખ્યાન આપનારા વક્તાઓને જોવા હોય તો ચાલો હૉટલમાં મહેરબાન.. ત્યાં જઇ જોશો તો હરેક જણ સંપમાં ગુલતાન જાણે એકજ બાપના અને એકજ પ્રભુના ભાગ્યશાળી સંતાન ! !

સૃષ્ટિ ફરી દ્રષ્ટિ ફરી વૃષ્ટિ ફરી આ અવસરે,
પલટયુ વલણ આ પૃથ્વીએ આશ્ચર્ય ઉપજે અંતરે;
લટકા વધ્યા ચટકા વધ્યા ઠકરાઈ વધી છે ઠાઠમાં,
ફેશન તણા ફંદો વધ્યા ભભકા વધ્યા મુખ પાઠમાં.

જાલીમ જમાનાની જાગતી જ્યોતિમાં પોઝીશ
પાટલુન જેકીટ ખમીસ અને કોટ ચઢાવવામાં સચવાઈ ર
એટીકેટ વેલ કમ ઓન કમ ઓન કમ માય ડીયર કહ
હેન્ડ કરવામાં જળવાઈ રહી છે, ગૃહસ્થાઈ ટીન પતરાન
ચીનાઈ માટીના પ્યાલામાં ગરમ પાણીના ચાહના ઉકાળ
વામાં સમાઈ ગઈ છે, નીતિ સુધારાના સારથી થઈ લેડીન
ઝાલી કલબ, મીટીંગ અને નાટક જોવામાં ભરાઈ રહી
ધર્મ હૉટલના ટેબલ પર પાંચે કપડાં અને બૂટ પહેરી
ડીસમાં બાસુદી પુરી બટાકાનું શાક, ભજીઆં, ખમણ
ચાહ બીસ્કીટ ઝાપટવામાં અને સોડા લેમોનેડ અને
ઓ નંબર વન અને ટુની બાટલીઓ તોડવામાં આવી ર

* * * *

## હોરી.

કૈસી હોલી મચાઇ છેલ મિડિલને—કૈસી૦
દેશી ધોતી લિબાસ છાંડકે કોટ લીયે સીલવાઇ,
ખુલે અગાડી કટે પિછાડી ટોપી કાલી જમાઇ;
વાંચ આગે લટકાઇ—છેલ મિડિલને૦

બૂટ દેવકો પહિન પાંવમેં તનિયાં લીન્હ કસાઈ,
બૈઠન નહિ પતલુન દેતહે કાટે કરત મુતાઇ;
ધન્ય સુધરેલી ભલાઇ—છેલ મિડિલને૦

હાથમેં છતર રૂમાલ હી રખકે અખીયાંપે ચશ્મા ચઢાઇ,
ગલે ગલુબંધ કૉલર લટકે મુખમેં ચોરૂટ દબાઇ;
ધુંઆ ફક ફક ઉડાઇ—છેલ મિડિલને૦

ઘરમેં જા અંગરેજી બોલે સમજત નાંહી લુગાઇ,
માગે વૉટરે દેતી રોટી બોલ ઉઠે ઝુંઝવાઇ,
ડેમ યુ કહાંસે આઇ—છેલ મિડિલને૦
કોન બનાવે રંગ બસન્તિ કોન ગુલાલ ઉડાઈ,
બ્લેકીંગ કી ડબીઆં હાથ બુરશહે કરતહે બુટ સફાઈ:
છોડકે સલેમ સાઇ—છેલ મિડિલને૦
નાતિ જાતિ મિડિલ કર બૈઠે દુર ભઇ પંડિતાઈ,
ગિટ પિટ મિસ્તર હૉટલ જાવે બ્રાન્ડી બૉટલ ઉડાઇ;
સુખાનંદ લેડી આંખ લડાઇ—છેલ મિડિલને૦ "

સુખાનંદ.

સુધારાની ધ્વજા, યુવકોની મજા, આનંદનું ધામ, ખાનપાનનું ઠામ, કેળવણીના કાન અને મૉરેલીટીના માન રૂપ રાજનગરમાં આજકાલ હોલી હૉટલ થઇ રહ્યું હતું. નાનાથી મોટા, ગરીબથી તવંગર અને આર્યથી તે છેક અનાર્ય સુધીના હરેક જણ અંતઃકરણથી હોલી હૉટલને ચ્હાતા અને તેનાં ખાણાં પીણાં ઘણાજ ઉમંગથી ખાતા હતા. આ હોલી હૉટલ મુંબાઈના એમ્પાયર હૉટલની ઢબ છબ ઉપર રાજનગરમાં ચારેક વર્ષથી કાઢવામાં આવ્યું હતું. તે હૉટલમાં દેશી અને વિદેશી બંને ઢબ મુજબ ખાણું તૈયાર કરવામાં આવતું હતું. હોલી હૉટલનો માલીક સુધારા સમાજનો એક જાણીતો માનીતો અને સાહસિક સુધારામાં હરેક રીતે આગળ પડતો ભાગ લેનાર નવ યુવાન ગૃહસ્થ હતો. તેનું નામ વિનાયકરાવ મુનશી હતું. તે જ્ઞાતે નાગર હતો, અને એક સુપ્રસિદ્ધ બારીષ્ટર સાથે વિલાયત

જઈ આવેલ હતો, એટલે દરેક રીત રસમમાં અને કુમાર ક઼
ખમાં નિપુણ પેક અને પ્રવીણ હતો. જ્ઞાતિબંધન અને ધર્મ
ધતીંગની તે બીલકુલ દરકાર રાખે તેવો નહોતો. ફક્ત હરકે
યુક્તિ પ્રયુક્તિથી પૈસો પ્રાપ્ત કરવો એજ તેનો મુખ્ય અ
ઉમદા હેતુ હતો. તે હૉટલમાં ઘણીજ સારી રીતે સફાઈ અ
સુંદરતા સાચવી જાણતો હતો. એકવાર ગમે તેવી પ્રકૃતિ
મનુષ્યની મુખમુદ્રા જોતાંની સાથેજ તે તેના મનોભાવ જાણી
તેને મનગમતું ખાનપાન આપીને એકદમ પ્રસન્ન કરી નાંખ
હતો. શહેરના સારા સારા ગૃહસ્થોની ફીદાગીરીનાં પ્રમાણપ
સરટીફીકેટો તેણે સંખ્યાબંધ મેળવ્યાં હતાં; ટુંકામાં ચાર વર્ષ
કારકીર્દીમાં તેણે હૉટલની પ્રતિષ્ઠા સારી રીતે વધારી દી
હતી. શહેરના એક છેડાથી તે ઠેઠ બીજા છેડા સુધી દરેક ના
મોટાના મોઢે હોલી હૉટલની જ તારીફ થતી હતી. આખા શ
રમાં મી. મુનશીનું હૉટલ એક ઉમદા અને માનીતું હૉટલ થ
પડયું હતું. દરેક વર્તમાનપત્રમાં મુનશી હૉટલની જાહેર ખબ
અને તેની સાથે બે ચાર સારા સદ્ગૃહસ્થોનાં પ્રમાણપ
વાંચવામાં આવતાં હતાં. મી. મુનશી જમાનાને સારી રીતે મ
આપનાર અને જાણનાર હતો. દિન પ્રતિદિન તે હૉટલમાં સા
રીતે ખાનપાનમાં સુધારા વધારા કરતો હતો. તેણે હૉટલ
દરેક હૉલમાં વિજળીક લાઈટ અને પંખા ગોઠવી દીધા હત
સારા ઉમદા અને ફેન્સી કાચનાં આરસપહાણનાં અને લાકડા
ટેબલો ગોઠવી દીધાં હતાં, તેની સાથે મોટા વિશાળ બિલો
કાચના આયનાઓ, તકતાઓ અને હાંડી ઝુમ્મરો ટાંગી દી

હતાં. દરેક હૉલમાં ખાણું મંગાવવાની વોર્નીંગ બેલ ઘંટડીઓ અને નાના નવયુવાન ચેલકાઓ રાખેલ હતા; ઘણીક જલદીથી અને સંપૂર્ણ રીતે ફીહા થાય તેવી ગોઠવણ મી. મુનશીએ રાખેલી હતી. આજકાલ અમદાવાદમાં મી. મુનશીનું હૉટલ એક ઇંગ્લીશ અને હોલી હૉટલ તરીકે માનીતું અને સુંદર હૉટલ થઇ પડયું હતું.

મી. મુનશીના હોલી હૉટલમાં શહેરના સારા સુપ્રસિદ્ધ શ્રીમંતો, વ્યાપારીઓ, વકીલ, બારીષ્ટરો, શાસ્ત્રીઓ, પુરાણીઓ અને નવ યુવાન યુવકો આવતા હતા. મી. મુનશી દરેકને મન-પસંદ ખાનપાન ઝ્યોક અને ગુપ્ત રીતે જે પ્રમાણે અને જેવી રીતમાં જેને જોઇએ તેવી સગવડનાં પુરૂ પાડતો હતો. દરેકની પ્રાઇવેટ કૉન્ડક્ટ ખાનગી રીતભાત તે મનમાં છુપાવી રાખતો હતો. તેનું હૉટલ ઘણુંજ વિશાળ અને લગભગ પચાશેક હૉલ-વાળુ સારૂ અને ફેન્સી મકાન રૂપ હતું. તે હૉલમાં પણ કેટલાક ખાનગી હૉલ સુધારકો અને છેલછબીલા ગૃહસ્થ ફાંકડાઓ માટે તેણે રાખ્યા હતા: અર્થાત્ દરેક બંદરનો વ્યાપાર હૉટલમાં ઘણીજ સફાઇથી અને ખાનગીથી ચાલતો હતો. શહેરની વચ્ચો-વચ્ચ તેણે હૉટલ ગંજાવર રકમનો ભોગ આપીને બંધાવ્યું હતું. પોલિસખાતાના અમલદારો, શેરસટ્ટાના દલાલો અને રાજ-નગરની ગૉલ્ડન ગેંગ સોનેરી ટોળીના આગેવાનો સાથે મી. મુનશીએ સારી રીતે સંબંધ બાંધી આખા શહેરમાં અચ્છી રીતે લાગવગ વધાર્યો હતો.

શહેરના કેટલાક આગેવાન ગૃહસ્થો જ્યારે હોલી હૉટલનાં

છચોક રીતે વખાણુ કરતા હતા, ત્યારે કેટલાક જુના વિચારન ગૃહસ્થો અને પત્રકારો હોલી હૉટલને વાસ્તે ઘણોજ કડવ તિરસ્કાર અને ટીકાઓ કરતા હતા. આ પ્રમાણે જગત ભગ તનો વ્યવહાર હોલીહૉટલમાં ચાલી રહ્યો હતો. આજકાલ નાતાલના તહેવાર ચાલતા હતા. તેમાંએ આજરોજ વિશ્રાન્તી વાર રવિવારનો દિવસ હતો. સમય સાંજના પાંચ વાગ્યાને હતો. સાંજના હોલીહૉટલનો રોફ દમામ અને બહાર બહુજ ખુશકારક અને ભભપકાબંધ હતો. હૉટલમાં એક પછી એક એમ યુવકોની સારી સંખ્યા જોતજોતામાં જમા થઇ ગઈ. તે માં કેટલાક કૉલેજીયનો મેડીકલ સ્ટુડન્ટો, વિદ્યાર્થીઓ વગેરે પણ દાખલ થઇ ગયા; અને તેની સાથે કેટલાક પુરાણીઓ અને શાસ્ત્રીઓ પણ તેમાં સામેલ થયા; વળી અધુરામાં પુરૂં કેટલાક શેરસટ્ટા બજારના વ્યાપારીઓ પણ વલણુ પત્યાથી ચ્હા પાણી પીવા દાખલ થયા, અને તેની સાથે મી. મધુકર, જયન્તીલાલ અને તેના કેટલાક સુધારાના સારથી રૂપ મ્હારથી મિત્રો પણ દા ખલ થયા; જોતજોતામાં હૉટલ ખીચોખીચ ભરાઈ ગયું; છેવટે મી. રમણિકલાલ માસ્તર અને તેમના મિત્ર મી. યશવંતરાવ પ ણુ ચાહ પાણી ઉડાવા આવ્યા. રમણિકલાલ માસ્તર સુધારાન કટ્ટા શત્રુ હતા, અને જયન્તીલાલ સુધારાનો હડહડતો દુશ્મન હતો; તે બંને જણાને તેમના મિત્રો પરાણે પરાણે હદ બહાર ખેંચતાણુ કરીને લાવ્યા હતા. યશવંતરાવ સારી જગ્યા સારૂ હૉટલના દરેક હૉલ રમણિકલાલને તેડી ઘસડી જોઈ વળ્યો પણ એકે હૉલમાં તેને મનપસંદ સીટ મળી નહિ; છેવટે તે

માસ્તરને લઇ ઉપર ગયો. માસ્તર કોઇ દિવસ પણ હૅાટલમાં આવ્યા નહોતા; આજે પરાણે યશવંત સાથે આવ્યા, તેથી તે તો હૅાટલની મઝા જોવામાં અને જુવાનીઆની રમત ગમત જોવામાં કાંક તલ્લીન થયા. જ્યારે માસ્તર મેડે ગયા ત્યારે હૅાટલના હેઠળના હૅાલ કરતાં ઉપરના હૅાલનો ઠાઠ ઘણોજ અચ્છો દીઠો. એક બાજુપર ચકરડી પાઘડીવાળા બ્રહ્મતેજમાં જળહળી ઉઠતા અને ત્રિપુંડ્ર તાણેલા શાસ્ત્રી પુરાણીઓ ગરમાગરમ ભજીયાં, બાસુદી અને પૂરી ઝાપટતા દીઠા. બીજી બાજુએ ગુચ્છાવાળા ચશ્મામાસ્તરોને શેવ, ગાંઠીયા, દુધ અને ચ્હા ઉડાવતા દીઠા. વચ્ચોવચ સુધારાના સારથીઓને બૂટ પહેરી કેસરીયાં દુધ અને ભજીઆં ઉપાડતા જોયા, અને બીજી પચરંગી પ્રજાને બીસ્કીટ, ડબલરોટી, પાઉં, સોડા, લેમોનેડ અને મનપસંદ દેશી વિદેશી ઢબનાં ખાણું ખાતી જોઈ. આપણા રમણિકલાલ માસ્તરના ડોળા તો હૅાટલની હવા અને બૅાટલની દવા જોઇને બહાર નીકળી પડયા, અને તેની સાથેજ માસ્તરના મુખમાંથી નીચેના ઉદ્‌ગાર નીકળી પડયા.

*   *   *   *

"ખાવું પીવું હૅાટલમાં હાલ થયું રહેંજસાજ,
ચાહ ગમે તેની જુઓ પ્રીતિથી પીવાય છે;
અડ ને આભડ મટી સહુ સરભર થયું,
ગમે તેની સાથે ખાવું ખાંતથી ખવાય છે;
ભક્ષ ને અભક્ષ તણો વિચાર વિસારી મુકયો,
ધર્મથી વિરૂદ્ધ ચીજ રીઝથી ચરાય છે;

જ્ઞાતિભેદ જાતિભેદને દીધો વિસારી આજ,
હીંદુઓનું હીંદુપણું હૅાટલમાં જાય છે.

“ મી. યશવંતરાવ મને આ જહાન્નમના ખાડામાં ક્યાંથી લાવ્યા ? તમારા બાપનું શું અહીં દાટ્યું છે કે તમે અહીં આવ્યા ! ઘરનાં બૈરાં તમને ચ્હા પાણી નથી તૈયાર કરી આપતાં કે સદાયે રહ્યા તમે હૅાટલના રસ્તા માપતા ? ”

“ અરે મી. રમણિકલાલ માસ્તર યાર તમે છાનામાના રહીને સીધા મારી પાછળ આવો, બહુ બોલ બોલ કરીને તમારો ભાર ન ગુમાવો ! તમારે કાંઇ ચ્હા પાણી ન પીવાં હોય તો ન પીશો પણ અમારો ચ્હાપાણીનો ટેસ બગાડી ન દેશો ! સમજ્યા મારા મહેરબાન કાંઇ તો એટીકેટનું રાખો ભાન ? ”

અરે યશવંતરાવ હું તો તમને ડીસ્ટીન્કટલી ના પાડતો હતો પણ તમે મને પરાણે પકડીને શું કામ લાવ્યા ! જ્યારે પકડીને લાવ્યા ત્યારે હું તો બોલવાનો ! યુ મસ્ટ હીઅર મી તમારે મારૂં સાંભળવું પડશેજ. ”

“ ઓલરાઈટ ઓલરાઈટ માસ્તર જરા ધીમે રહીને બોલો, જો કોઈના ઉપર આક્ષેપ કરશો તો કોઇ ધોલ ધરી દેશે ને મોટી પંચાત થઇ પડશે. ”

“ અરે શું ધુળ ધોલ દઈ દેશે, તેને હાથ છે અને મારે નથી ? એમ ખાલી દમ ન ભરાવો. ”

“ અરે માસ્તર, બધું માસ્તરપણું જવા દઇને છાનામાના ડાહ્યા થઇને એક કોરે મારી સાથે બેસી જાઓ, તમારે ચ્હા પીવો હોય તો હું મંગાવી આપું, નહિ તો છાનામાના ચુપ

જાઓ."

"અરે આતે શું કાંઈ કચેરી બચેરી છે કે મોટી હાઈ-
કે હિન્નને આમ છે ? કે જેથી હું છાનોમાનો મુંગો બેસી
?"

"અરે માસ્તર યાર તમે પણ ઉલ્લુ જેવા છો; છાનામાના
મરી રહોને, અને ચ્હા પી લેવા દોને ! પછી આપણે ઝટ
માપી જઇએ !"

"બાપુ હું તમને ક્યાં ના પાડુંછું ? તમારે જે પીવું હોય
ઓને ! એમાં ક્યાં મારા બાપનો પૈસો વરે છે ! તમારા
સામાં જેટલું જોર હોય તેટલું પીઓને ! ! ચાર છોકરાના
થયા તો પણ ખાવામાંથી એક તસુ પણ પાછા ન ખસ્યા?
વળી હોટલમાં ! ?"

"માસ્તર તમે ગ્રેજ્યુએટ થયા તોપણ ડોબા જેવા રહ્યા !
પણ પોઝીશન અને એટીકેટ જાણતા ન થયા ! યાર જાઓ
તમે કૉલેજના નૉલેજને લજવી માર્યું; બિચારૂં આખું
રક મંડળ તમારાથી હાર્યું, છતાંએ તમે જે ધાર્યું હતું તે
ઉતાર્યું ! !"

"અરે યાર યશવંત તું મારી શું કામ પત્તર ફાડે છે, તારે
તું ઠાંસવું હોય તેટલું ઠાંસને ? હું ક્યાં તને ના કહું છું, હું તો
જમાના પર ટીકા કરૂં છું ! ! આ મારા વ્હાલા શાસ્ત્રીઓ,
સ્ત્રીઓ, કૉલેજીયનો અને પેલા સુધારાવાળા જ્યારે મોટાં
ં ભાષણનાં બણગાં ફુંકે છે ત્યારે મોટી આકાશ પાતાળની
કરે છે, અને મોટા શાસ્ત્રના શ્લોકો ટાંકી ટાંકીને પંડીતની

પુછડી બને છે અને પવિત્રતાનો ફાંકો તો એટલો મોટો રાખે છે કે જાણે મોટા ધર્મનાં ધુંસરાં અને જ્યારે ભસી રહ્યા કે તરતજ એ ભગવાન એના એજ રહ્યા! અને છાનામાના આ હૉટલનો આશરો લેતા થયા. અરેરે ભગવાન,

* * * *

" કોટ પાટલુન પહેરવાના ઉર કોડ થાય,
બાંડીસ ને બૂટ મોજા ઉત્તમ મનાય છે:
ખમીસ જેકીટ અને સાહેબના જેવી ટોપી,
ટોપીવાળા થવા આજ અતિ વપરાય છે;
નાટકના વેશ જેવો ડ્રેસ તો દેખાય બધો,
તોય જુઓ મોટાઇ બતાવા ચિત ચ્હાયછે:
પોતાનો પોશાક તજી સજીને સાહેબ થયા,
હીંદુઓનું હીંદુપણું હૉટલમાં જાય છે. "

" અરે મી. યશવંતરાવ આ મહદાતેજી માસ્તર રમણિકલાલને અહીં ક્યાંથી પકડી લાવ્યા? અરે એ અભડાઈ જશે, એમને ગંગા સ્નાન કરવું પડશે; અરરર આ ભ્રષ્ટાભ્રષ્ટમાં તેમને યાર ક્યાં નાખ્યા!"

" મી. મધુકર મારા મુરખાનાએ ભોગ લાગ્યા કે હું આ કેસરપપ્પુને અહીં લાવ્યો? યાર જ્યારના આવ્યા છે ત્યારના છાનામાના જંપીને બેસતા નથી, યાર સ્હેજસાજમાં કાંઇ કોઇની સાથે ઝઘડો વ્હોરી બેસશે તો મોટી પંચાત થશે અને રજનું ગજ થઇ જશે!!"

" યુ પ્લીઝ જેન્તલમેન એવન કાંય ચ્હા પાની નહિ

પીતા ! ! એવન શું બોલ બોલ કરેચ, મુને તો એવન હાફ્-મેદ જેવા લાગેચ !"

"અરે યાર એ હૉટલના કટ્ટા દુશ્મન છે, આ બધાં સુધરેલ ખાણુંપીણું એમને બીલકુલ પસંદ નથી, ઉલટા એ ચ્હા પાણીને ધિક્કારે છે !"

"શું એવન ચાહ પાણીને બી પસંદ નહિ કરતા ! આમાં શું વતાલ છે ! ચકલીના બંબાનું પાની, સુગર, ટી અને ઓનલી મીલ્ક એમાં આવે છે ! એમાં કયાં ગોસ બોસ આવે છે ? આય ચાહ પાનીથી તો કેવો ઉમડા ફાયડો થાય છે ! પેત સાફ આવે છે, પિશાબ પુષ્કર ઉતરેછ, અને ભુખ બી કકરીને લાગેછ, સાલ્લી આખા બદનમાં ચંચરાઇ અને પુરતી આવેછ ! સાલ્લા આ ઉલ્લુઓ શું સમજતા હસે કે ચાહ કેવી ઉમડા ચીજ છે ?"

"અરે શ્રીયુત મહાશય આર્યવર્મા શાસ્ત્રીજી તમારાં કદમ અહીં ક્યાંથી ? આર્ય ધર્મના ચુસ્ત ઉપદેશક તમારાં દર્શન અહીં હૉટલમાં કયાંથી ?

"મહાશય મને જરા વાયુનો વ્યાધી છે, હમણાં જરા તેનો વધુ ચમકારો જણાયો એટલે મને મનમાં વિચાર આવ્યો કે લાવ્ય જરા ઉષ્ણુ ઉષ્ણુ ચાહ પાન કરૂં એટલે વાયુ મટી જાય !"

"હા મહાશય ખરી વાત છે; આપે ઉષ્ણુ ઉષ્ણુ ચાહ પાન કર્યું તેથી હું ધારૂંછું કે વાયુ વિનાશ થયો હશે."

"જી હા, હવે મને ઉદરમાં ઠીક છે."

"શાસ્ત્રી મહાશયજી ! આપે ઉષ્ણુ ઉષ્ણુ ચાહ પાન કર્યું તે કીયું ચ્હા પાન ? હું ધારૂં છું કે વારૂણી ચ્હા પાન હશે ?"

"અરે નહિ નહિ મહાશય વાફણી ચ્હા પાન નહિ પણ સાદુ ચ્હા પાન જેને તમે લોકો ટી કહો છો તે મેં પ્રાશન કર્યું છે !"

"તમારા બાપનું કપાળ તમે પ્રાશન કર્યું ! અરરર જમાનો દિવાનો આવ્યો;

* * * *

" ચ્હા પીએ ત્યારે ચેન ચિત્તમાં લગાર પડે,
બીડી પીએ ત્યારે મન શાન્ત સદા થાય છે:
મદ્ય મળે ત્યારે વળી મઝા પડે મગજને,
જુવાનીનું જોર જુઓ એનાથી જણાય છે;
પેદા કરે પાંચ ને પચાશનું બતાવે અગ.
કાલો કાઠ દેખાડીને મન મલકાય છે:
મળ્યું ત્યારે મીર પછી ફકીર થઈને ફરે.
હીંદુઓનું હીંદુપણું હૉટલમાં જાય છે.

"શ્રીયુતજી આપના ઉદ્‌ગાર ઘણા વાસ્તવિક છે, પણ મહાશયજી જમાનાને માન્ય આપવું પડે છે. હું તો ઘણી વખત પય પ્રાશન કરૂં છું, આજેજ ચ્હા પીવા આ વિશ્રાન્તિ ભુવનમાં આવ્યો !"

"અરે વિપ્રવર્ય પુરાણી આ તમે શાનાં પાનાં ઉકેલો છો ? શું ઝપટવા માંડયું છે ?"

"ઓહો કોણ રસિકલાલ માસ્તર ! તમે અહીં ક્યાંથી ?"

"અરે પણ તમે અહીં ક્યાંથી !"

" જ્યાંથી તમે ત્યાંથી અમે ! "

" પણ આ લોથ તમે શું વાળવા માંડી છે ? "

" આ જરા એકાદશીનો ગઈ કાલે ઉપવાસ હતો, અને આજ દ્વાદશી હતી તેથી પ્રભાતના પહોરમાં ભોજન લેવા બેઠો હતો, પણ શરીરની પ્રકૃતિ ઉપવાસને લીધે વાયુવાળી હતી તેથી બરાબર જમાયું નહિ, આ અત્યારે કથા કરવા જતો હતો એટલામાં ક્ષુધા કકડીને લાગી; તેથી મન થયું કે લાવ જરા વિશ્રાન્તિભુવનમાં જઈ ક્ષુધાને તૃપ્ત કરૂં ! "

" આ વિશ્રાન્તિભુવનમાં આવ્યા ત્યારે તમારૂં પુરાણું-ભુવન હતું કે બળી ગયું હતું ? ઘેર જઈને જમવું હતુંને ? "

શ્રીયુતજી મને ક્ષુધા કઢંગા વખતે લાગી, તેથી મને મારી ભાર્યાને તસ્દી આપવી યોગ્ય ન લાગી; એટલે મનમાં વિ-ચાર કર્યો કે ચાલો રસ્તામાં ઉદર તૃપ્ત કરી લઈશું ! "

" હું ધારૂં છું કે તમે તમારી ભાર્યાને ઠાકોરજીના ગો-ખલામાં બેસારી રોજ આરોગ્યાના પ્રસાદ ધરાવતા હશો ! જરા લાજો લાજો બોલતાં વિચાર કરો ! આ બ્રહ્મતેજની ધ્વજા રૂપ ચકરડી પાઘડી તે હોટલમાં હોય ? "

" મહેરબાન આપનું કહેવું અક્ષરસઃ યોગ્ય છે, ચકરડી પાઘડી હોટલમાં ન હોવી જોઈએ ! પણ આ મુરબ્બી જમા-નાને માન આપવુંજ પડે છે ! "

શું તમારા નાચની હોળી આપવી પડે છે ? આ તમારા જેવા આર્યધર્મના ઉપદેશકો જ્યારે આવો [illegible] પ્રચા-ચાર કરશે ત્યારે ધરતી રસાતાળ જશે ! !

" તો મહાશયજી ધરતી તો રસાતાળ ગએલી છે, હવે શું બાકી છે ? "

" પણ આ તમારા પાત્રમાં તમે શું ઝાપટયું તે તો કહો

" આ જરા બાસુદી ને પુરી ખાધાં ! ! "

" અને પેલું ગોળ ગોળ અને રાતું રાતું ! ! "

" એ જરા ભજીઆં હતાં ! "

" એટલે તમે બાસુદી પુરી ને ભજીઆં ખાધાં, તેમાંએ આ ચારે કપડાં પહેરીને ખાધાં ! ધિઃકાર છે તમને ! જાઓ જાઓ ઢાકણીમાં પાણી લેઈ ડુબી મરો ! "

" તો મહેરબાન લાવો ઢાંકણી અને રેડો પાણી પછી આપણે બંને તેમાં બુડી મરીએ ! "

" જરા શરમાઓ, આ ચારે કોર વાળીને પહેરેલું રેશમી ધોતીયું, આ તમારા બગલાના મન જેવી ધોળી બંડી, આ તમારો ઉપરણો અને માથે ઉંધુ પાડેલું ચકરડું પાઘડું લજવાઈ જાય છે; તમને કાંઈ મનમાં સારાસારનો વિચાર થાય છે ? "

" પણ મારા મહેરબાન જે મેં ખાધુ તેમાં અપવિત્ર શું છે કે તમે આટલા બધા તપી ગયા છો ? "

" આ બાસુદી પવિત્ર ! ? "

" ત્યારે શું બારદી અપવિત્ર ? શું તે અગ્યારસમાં વપરાતી નથી ? જુઓ આન્હીકપ્રકાશ ! "

" અરે તમારા આન્હીકપ્રકાશને ને તમને બેને મોટા ગંડીઆમાં નાંખો; આ તમારી વન્હી સમાન દલીલ કાઢોછો તેના કરતાં તમારૂં મોં બંધ કરો ! ! " . . . . . . . .

"શું પુરી અપવિત્ર ?"

"ના ભજીઆં પવિત્ર !"

"તો મારા મહેરબાન જેટલું તળ્યું અને તાવ્યું તેટલું સ્વર્ગેથી આવ્યું."

"મારા મહેરબાન તમને નવ ગજના નમસ્કાર !! હવે આ ચમત્કાર કરવા મુકી દેજો ! અરરર આમન્યા અને ધર્મ તો જતોજ રહ્યો."

* * * *

"વડીલોની આમન્યા માચરવી એ શળ ગણે,
કુળના આચારથી કંટાળો પેદા થાય છે;
ધર્મ ધ્યાન એતો જુઓ બોજા રૂપ માને ભાઇ,
સગાં ને સંબંધી ન્યાત જાત તજી જાય છે;
જ્ઞાન ગાથા ગોકે નહિ શાસ્ત્રને સંતાડી મુકે,
નમાલી નાવેલો વાંચવાને ચિત્ત ચ્હાય છે;
આપે ઉપદેશ તે ન લેશ રૂચે અંતરમાં,
હીંદુઓનું હીંદુપણું હાટલમાં જાય છે.

નદીકાંઠા ગેઝેટ.

"હવે માસ્તર તમે તો હવે ગજબ કરવા માંડયો, જેમ આવે તેમ તમે લવારો કરવા માંડયો. માસ્તર તમારૂં કહેવું વ્યાજબી છે પણ તે હવે ગયા જમાનાને વાસ્તે છે; ધી પ્રેઝન્ટ ટાઇમ ચાલુ જમાનાને વાસ્તે નથી."

"મી. યશવંતરાવ ચાલુ જમાનાએ તો તમને હવે ગધેડા પર બેસારવા માંડયા; તમારા ઘરની લક્ષ્મી હવે બકાર આવવા

માંડી, હવે કાંઈ આંખ ઉઘાડશો કે બે હાથ ભેગા કરીને તાળીઓ પાડશો કે પછી આંગણામાં બેસીને ચકલીઓ ઉરાડશો ?"

માસ્તર તમે જે કાંઇ કહોછો તે હું સમજુ છું પણ મારાથી તમારા કહ્યા પ્રમાણે પળાતું નથી !"

"અરે યાર મને તો આ મારા મિત્રો બોચી ઝાલીને અહીં પકડી લાગ્યા છે; મેં કાંઇ હૉટલનો ચાહબાહ પીધો નથી, હું તો ફક્ત આ લોકોનો તમાસો જોઉંછું !!"

"આ મારૂં બેટું હુંએ એ વિચાર કરૂંછું કે આ લોકોની દશા શી થશે ? પુરા પાંચ કમાતા નથી ને પચાસનો રોફ મારવા જાય છે; આ મારા મુરખા પેટનું પુરૂં શી રીતે કરશે ? પુરા પગારમાં ઘેર દાળ ભાત રોટલી અને શાક પુરૂં ખાઈ શકતા નથી, ને અહીં રોજ હૉટલમાં આવી ચાહ દુધ બીસ્કીટ ખાસુદી પુરી અને ભજીઆં શી રીતે ઝપાટાય છે ?"

"મિત્ર ખરૂં કહેવરાવો તો આ મારા વ્હાલા અદ્ધરલાલ જતે દિવસે ખાતર પાડતાં અને ધાપ મારતાં શીખશે !"

"અરે યાર ઉછરતી પ્રજા તો ધાપ મારતાં કયારનીએ શીખી છે ! આ મારા વ્હાલા દશ દશ બાર બાર વરસની ઉમરના છોકરાઓ અત્યારથી પુલકણીઓ, બીડીઓ ફુંકવા શીખ્યા છે અને રોજ સાંજ સવાર ચાહ બીસ્કીટ ઉડાવતાં પણ શીખ્યા છે. મારા વ્હાલાઓને ચાહ બીસ્કીટનું એવું જબરૂં વ્યસન પડી ગયું છે કે એક દિવસ તેમને ચાહ પાણી વગર ચાલે નહિ."

"અરે ભાઈ ચાહ પાણી તો ઉંઘમાં પણ મારા વ્હાલા બારોબાર હાથ મારીને છાનામાના સ્કુલેથી છટકીને અહીં

આવી હૉટલમાં ભરાય છે અને ખાસુદી પુરી ભજીયાં અને ખમણુ ઢોકળાં ટટકોયે છે. હવે આ હૉટલવાળા દાળ ભાત પુરાં પાડવાનો સુધારો કરે એટલે તમામ કામ પાર થઈ જાય. સઘળી વાતનું સુખ થાય અને દરેકે દરેક રીતના સગવડતા સચવાઈ જાય ! આ મારી બેટી ન્હાવા ધોવાની કંત્યાન મુગટા અને ધોએલાં શણીઆં પહેરવાની કડાકુટ મટી જાય. આ જ્યારે ભૂખ લાગી કે તરતજ ઘરમાંથી ધાપ મારી અથવો કોઇને કુવામાં ઉતારી છકા પંચા રચી આ હૉટલમાં આવ્યા, અને પાચે કપડાં પહેરી બાંહ્યો ઉંચી ચડાવી ટેબલ પર બેસી માલ પાણી ઝાપટવા લાગ્યા, જાણે મોટા પૉફેસરોના બેટા અને સુધારાના ટેટા !!"

"અરરરર શિવ શિવ શિવ સુધારે સત્યાનાશ વાળ્યું; ધર્મનું બીજ બાળ્યું અને પ્રજા તત્વને સમુળગું પ્રજાળ્યું.

* * * *

"સુધારે વાળ્યું સત્યાનાશ પ્રજાને હાય વંઠાડી,
કર્યા છે ધર્મ નીતિ નાશ પ્રજાને હાય વંઠાડી;
ભુલાવી જ્ઞાતિ જાતિ ભાન પ્રજાને હાય વંઠાડી,
ઉડાડયો આર્યનો દિનમાન પ્રજાને હાય વંઠાડી."

"અરે મહાશયજી આપનું કહેવું વ્યાજબી છે આ આર્યાવ્રતની અવદશાનું મુખ્ય કારણ સુધારો છે, અને તે સુધારો અંગ્રેજી કેળવણીમાંથી ઉભો થએલો છે, માટે તમારા જેના અંગ્રેજી વધુ ભણેલાથીજ આ આર્યભૂમિની અવનતી થવા પામી છે !"

"ત્યારે શ્રીયુતજી તમારા જેવી સંસ્કૃત ભાષાના ખેર-

ખાંઓથી કેટલી આર્યાવર્તની ઉન્નતી થઈ છે ?"

"માસ્તર ખોટું લાગે તો માફ કરજો, પણ મને કહેવા દો કે આ અંગ્રેજી કેળવણીથીજ ધર્મ નીતિની ખાનાખરાબી થઈ છે !"

"તો મારા મહેરબાન તમારી સંસ્કૃત ભાષાથીજ આખા દેશમાં દારીદ્રતા વ્યાપી ગઈ છે !"

"અરે માસ્તર તમારા ગોટપીટ યસ નો ડબલ્યુ ડેમેજ આખા દેશનું સત્યાનાશ કાઢયું !"

"અરે મહાશયજી આ તમારા અસ્યામ્ તસ્યામ્ ઈદમ્ અહમ્ કુરવન્તેજ દેશનું ઉંધુ માર્યું !"

"ત્યારે તમે શું દેશનું તાર્યું તે તો બતાવો ! ?"

"શ્રીયુતજી તમારાથી આખું જગત હાર્યું ! તમને નવ ગજના નમસ્કાર !"

"શું મારા મહેરબાન આ તમારા જેવા બાબરીઓવાળા બબરચીઓએજ દેશનું નખ્ખોદ કાઢયું !"

"અરે તમારા જેવા નારાયણ ચોટલીવાળા લોટીઆઓ-એજ દેશનું જડામૂળ કાઢયું ! !"

"અરે અવિચારીઓ તમેજ ચાહ બીસ્કુટ ડબલરોટી અને અભક્ષાભક્ષ ખાઈને આખો દેશ વટલાવ્યો !"

"અરે વ્હેમીદાસો તમે શક્તિમાર્ગવાળાઓએજ દેવ દેવીના નૈવેદ્યને નામે મહુડી દારૂ પી પીને દેશ બગાડયો !"

"અરે ઓ મૂર્ખાઓ અમે મુચ્છાવાળા બાબરીવાળા અને અંગ્રેજી ભણનારા તો કેવળ આ હૉટલમાં આવીને ચાહ દૂધ

અને ચવાણું ખાઈએ છીએ, પણ તમે તો મોટા જનોઇનાં ખેતરવાળાઓ અહીં આવીને બાસુદી પુરી ભજીઆં, ખમણ ઢોકળાં સોડા અને બ્રાન્ડીની બાટલીઓ ઉડાવો છો !"

"અરે ચાલો ચાલો તમે બધા અંગ્રેજી માસ્તરો ભેગા થઇને એકતરફીજ બોલો છો ?"

"ત્યારે હવે તમે હૉટલમાં આવવાનીજ કરો બાધા !"

"તમે લોકો પહેલા હૉટલમાં આવવાનું જવા મુકો એટલે તરતજ દેશોદય થશે !"

"થશે તમારૂં કપાળ ! આ તમે ડાહ્યા ડાહ્યા ભેગા થઇનેજ ડહાપણમાં દવ લગાડયો અને દેશ બગાડયો !"

"અરે મારા ભાઇ જેમ થતું આવ્યું છે તેમ થવા દો અને છાશની દોણી ભરવા દો ! દુનિયા ઝુકતી હય ઝુકાનેવાલા ચાહીએ ! સાંઈકા ટટ્ટુ ચલને દો તો યાર ચલને દો જી ચલને દો !"

"મી. જયન્તીલાલ ! જોયા આ તમાશા !?"

"હા માસ્તર હવે કુધારા અને સુધારા બન્નેનાં વાગ્યાં ત્રાંસાં !"

"હર હર હર પરમાત્મા પરમાત્મા વિશ્વાધાર હવે સ્હાય થા સ્હાય થા !!"

"માસ્તર હવે તો હીંદુઓ હૉટલમાંજ લુંટાશે અને સુધારેજ કુટાશે !!"

* * * *

"હીંદુ હૉટલમાં લુંટાય છે હાય હાય હીંદુ હૉટલમાં લુંટાય છે,
ધર્મ ઑાટલમાં કુટાય છે હાય હાય ધર્મ ઑાટલમાં કુટાય છેઃ–૦

નાત જાતના ભેદ સૌ ભૂલી એક ઠામે ત્યાં બેસાય છે (૨)
બૂટ પાટલુન કોટ કેપ ચઢાવી એક ભાણે ત્યાં ખવાય છેઃ-૦
ગરમાગરમ ટી, કૅરી ન બીસ્કીટ ખાંતેથી નિત્ય ખવાય છે (૨)
સપરેટ સંચાનાં દૂધ શેત ગાંઠીઆ ભલી ભાતેથી લેવાય છેઃ-૦
લેમન સોડા રોઝબરા જીન્જરના બાટલા નિત્ય ફોડાય છે (૨)
ખાવાને આઇસક્રીમ ડેલી બપોરના સંચાઓ ખૂબ જોડાય છેઃ-૦
બાસુદી પુરી શાક બટાકાનું ચટણી ભજીઆં ત્યાં પીરસાય છે (૨)
શીખંડ દૂધપાક ખમણ ઢોકળાં ધારી કચોરી વખણાય છેઃ-૦
નાના મોટા ને ગરીબ તવંગર આનંદે ભેગા થાય છે (૨)
ચમન હોડાવે ટેલ પાણી પીને વાહ વાહ સુધારાની ગાય છેઃ-૦
ત્રડક્યા જમાના પ્રજા સૌ વંઠી ઘરબાર વંઠી જાય છે (૨)
નાક તાણીને નાઠી છે નારી હરમાન ઘરમાં ધાય છેઃ-૦
ઘરમાં બાંત્રા કુસ્તી કરે ને મોટું તો લાલ રખાય છે (૨)
હસી હસી કર્યાં ને રોઇને ભોગવવાં ત્રાહ ત્રાહ મુખે ભખાય છેઃ-૦
આખ ઉઘાડી ચેતાન આર્યો નહિ તો દુઃખની લ્હાય છે (૨)
હૉટલના મેમાન ન થાશો દિવાના અંતે હૉટલમાં લાય છેઃ-૦"

"અરે ઓ માસ્તર માસ્તર બોલતાં કાંક વિચાર કરો! ડેમ્હ્ટ ચોર ટગ, નહિ તો પછી ફટકારવા પડશે!"

"યુ ડેન્કી બ્હાય આર યુ ડીસ્ટરબીંગ મી? યુ ગદ્ધા શા માટે મને હરકત કરે છે!"

"યુ ફુલ ગેટ આવે ફ્રોમ હીઅર! અરે બેવકુફ અહીં-આંથી દૂર જા!"

"આય સાહ્યાનું ભેજું ચસ્કી ગએલું જનાય છે; ક્યારનો

એ બોલ બોલ કરે છે ! એ સ્તુપીડ કાંઇ ખાનુ બી નહિ ખાતો અને બીજાને ખાવા પન નહિ દેતો ! ”

“ અબે યાર ઓ ઉલ્લુકી ખોપરી ખીસ ગઈ હય ! વો ઇનસાન દિવાના હો ગયા હય !

“ જહાન્નમમાં ગયા દીવાના હો ગયા તો ! અપને ઉનકી ક્યા જરૂર હય ! ચલો યાર નાહક કાયકુ શીર ફોડતે હો ! ઓ ટુંગલી ઓર ખાસડાં દોનુ સાથ ખાયગા ! ”

“ અરરર આખા હૅાટલમાં છે કોઇ આર્ય ધર્માભિમાની ! છે કોઇને નાત જાતનું ભાન ? ફક્ત આંખો મીચી ઝાપટવાનું છે જ્ઞાન; બસ આખો દિવસ રંગપાણીમાં ગુલતાન ! !

“ અરે મી. મુનશી, મુનશી, હે મુનશી, અરે વિનાયકરાવ મુનશી ” કહી ચાર પાંચ જણાએ હૅાટલના માલીકને બોલાવવા સારૂ ઘાંટા પાડ્યા. ઘાંટા પાડતાની સાથે આખા હૅાલમાં ગડબડ મચી રહી; ગડબડ અને ધમાલ જોઇને મી. મુનશી એકદમ ધસમસ્યો ઉપરના હૅાલમાં આવ્યો અને ગરબડ સમાવવા પ્રયત્ન કરવા લાગ્યો. ”

“ અરે મી. મુનશી તમારી હૅાટલમાં આ એક દિવાનો માણસ માસ્તર રમણિકલાલ નામનો દાખલ થએલો છે; તેની સાથે હાફમેડ આ એક જયન્તીલાલ નામનો શખસ છે તે બંને જણા ભેગા થઇને હૅાટલની નિંદા કરે છે, અહા પાણીને ધિક્કારે છે, તથા હૅાટલમાં આવનાર ગેસ્ટ પરોણાઓ, મેમાનો અને ઘરાકોની મશ્કરીઓ કરી તેમના પ્રતિ તિરસ્કાર બતાવે છે. તમે એકદમ તેને દૂર કરો, નહિતો અમારા હાથનો તે માર ખાશે !”

"અરે તમે લોકો કોણ છો? કેમ મારી હૉટલમાં આવ્યા છો? આ લોકો તમારા વાસ્તે શી કમ્પલેઇન કરે છે? ચાલો એકદમ મને જવાબ આપો, નહિતો પોલિસને સ્વાધિન કરવામા આવશે?"

"અરે મી મુનશી તમે પોલિસના નામનો અમને ડર બતાવો છો કેમ! પોલિસ તમારા બાપની નથી પણ આખી પ્રજાની છે, સમજ્યા?"

"વેલ મી મુનશી જોયો એમનો રોફ! છે બરાબર હાફ-મેડ!" એમ કહીને એક જણે ચ્હાની રકાબી પાછળથી રમણિકલાલ માસ્તરના બરડામાં મારી!

"ઓ મારા બાપરે હું બળી ગયો" કહી માસ્તરે ટ્રેબલ પરની બીજી બે રકાબી ઉઠાવીને પાછળની બાજુએ મારી. એકાદનું માથું રકાબીથી ફુટી ગયું અને એકની આંખમાં ગરમાગરમ ચ્હા પડયો; એટલે તે લોકોએ ઉપરા ઉપરી રકાબીઓ ઉઠાવી ઉઠાવીને માસ્તરને મારવા માંડી. માસ્તરને માર પડતાંજ જયન્તીલાલનો મીજાસ ફાટયો ને તરતજ તેણે પ્યાલા રકાબીઓના ટબમાંથી જેટલી હાથ આવે તેટલી રકાબીઓ ઉપાડી ઉપાડીને જેમ આવે તેમ ફેંકવા માંડી. મી. મુનશી આ ધમાલ જોઇ ગાભરો બની ગયો; જોતજોતામાં તેના પર પણ રકાબીઓ આવવા માંડી; તે બિચારો કાયર થઈ ગયો અને હાથ જોડી ટોપી ઉતારી ધમાલ બંધ કરાવવા લાગ્યો. હૉટલમા એક પળવારમાં મોટું હુલ્લડ મચી રહ્યું. બીચારા હૉટલવાળાના પ્યાલા રકાબીઓનો કચ્ચરઘાણ નીકળી ગયો. માંહો માંહી પ્યાલા

કાબી ફેંકનારા દાઝવા લાગ્યા. એટલામાં એકે બૂટ કાઢીને માર્યું. ેતજોતામાં હૉટલમાં જોડા ઉડવા લાગ્યા અને હૉટલનાં કાચનાં ાગળાં, તકતા, આયના, લેમ્પ વગેરે ફુટવા લાગ્યાં. એટલામાં ેકે આવી મુનશીને લાકડી મારી, ત્યાં એકે છત્રી મારી એ ાાણે છત્રી દંડાઓનું હુલ્લડ મચ્યું .ને પછી દરેક જણ ાથોહાથ આવી ગયા; બથમબથા અને મુક્કાબાજી વધી પડી. ાખા હૉટલમાં જબરી હાહો થઇ રહી. હૉટલની બહાર જતા ાાવતા લોકો ભેગા થઇ ગયા અને હૉટલની હુર્રે હુર્રે બોલા- વા લાગ્યા. હૉટલવાળાની કમાણીની એક ઘડીમાં ખાનાખરાબી ઈ ગઇ એટલામાં પોલિસ આવી હૉટલમાં દાખલ થઈ ત્યાં ાલિસ પણ કુટાણી અને મોટો જબરો જંગ મચ્યો. આશરે ેક કલાક સુધી રમખાણ ચાલ્યું. અને પછી હૉટલમાંથી ફ- ડ અને અક્કડ જવાની આઓ હીસ આઉટ કરતા. કુંઈઓ ાલાવતા અને કોઈ રોતા કકળતા બહાર નીકળ્યા. આખા ર- ના પર માણસોની ભરચક ગીર્દી જામી ગઈ. બીચારા હૉટ- વાળાની એક વરસની કમાણી એક ઘડીમાં ધુળધાણી થઈ ગ- ; આખું હૉટલ રમણભમણ થઇ ગયું અને તેના સરસામાનનો ુરદો કરી નાંખ્યો, અને છેવટે ધીમે ધીમે હૉટલનાં ઘરાકો રાઈ ગયાં. સૌથી બેહૂદા માસ્તર રમણીકલાલ, જયન્તીલાલ, શવંતરાવ, મી. મધુકર અને બીજા જાણીતા સુધારકો પણ ીકળી રસ્તે પડયા. જયન્તીલાલને કપાળમાં એક મોટું જ- ાફ ઢીમણું થયું; તે બિચારો હાથ પંપોળતો પંપાળતો ઘેર ્વા લાગ્યો. માસ્તરની પણ ભમ્મરમાંથી લોહી નીકળતું હતું

તે પર એક રૂમાલનો પાટો માસ્તરે બાંધ્યો હતો અને બિચારા મનમાં બબડતા બબડતા ઘર ભણી જવા લાગ્યા. એટલામાં તેમનો કોઈ મિત્ર મળ્યો અને માસ્તરની ખબર પૂછવા લાગ્યો:–

"મી. રમણિકલાલ માસ્તર આ કમ્મરે શાનો પાટો બાંધ્યો છે ?"

"ભાઈ મારો તો હૉટલમાં આટો નીકળી ગયો !!"

"જયન્તીલાલ તમને આ કપાળમાં ઢીમણું શેનું થયું ?"

"ભાઈ એ ઢીમણું નથી પણ સુધારાનું શીંગડું છે !"

"શું વાગ્યું ?"

"મને પ્યાલો વાગ્યો !!"

"ત્યારે શું કરવા હૉટલમાં ગયા હતા ! કોણે કહ્યું હતું કે બેટા બાવળીએ ચડજો ?"

"ભાઈ એ તો હૉટલની મઝા ?"

"અરે હોલી હૉટલની મજા કે સુધારાની ધજા ?"



# પ્રકરણ ૭ મું.

## ોગને અંતે સંયોગ કે સંયોગને અંતે વિયોગ ?

દોહરો.

માતા શક્તિ મન પિતા ઉત્પન્ન થયો મનોજ.
વ્યાસ કરે છે વાસના રમી હૃદયમાં રોજ.

એક પ્રેમમાં સર્વ પ્રકારની પ્રતિતી સમાએલી છે, તેમ-ર્વરસની રીતિ પણ પ્રેમમાંજ રહેલી છે; રાજનીતિની જીત અને જંગ પણ પ્રેમમાંજ નિરખાય છે. હાવભાવ સર્વ સમુહ પ્રેમમાંજ છે. રાગરંગ ઉમંગ અને અનંગ પ્રેમમાંજ છે. ધ્યાતા, ધ્યેય અને જ્ઞાતા તથા જ્ઞેય પણ ાંજ આવી રહેલા છે. જોગ, ભોગ અને પંચમહાભૂત પણ પ્રેમમાંજ છે, માટે વિશ્વમાં જે પ્રેમનો પ્રકાશ છે, વિશ્વપતિની એક કરામત છે, અર્થાત્ જ્યાં જુઓ ત્યાં પ્રેમનોજ પ્રસંગ છે.

સત્ કર્મ સૌ પ્રેમ આધીન છે, રંગ ઉમંગ તે પ્રેમ રાખે.
ત્યાં પુન્ય હરિ ધુન્ય વ્યર્થ પ્રેમ છે સ્વર્ગ અપવર્ગ તે પ્રેમ ઝાંખે;
ને ભૂખ તો દૂર ભાગે સદા શત્રુના ફંદ નવ લેશ ફાવે.
સંતોષ સુનાતિ રહી સદનમાં સુખ સંસારમાં પ્રેમ લાવે.

અગ્નિની સર્વ કળા કાષ્ટમાં રહેલી છે, પણ તે લાકડાને અડવાથી કાંઇ બાળતી નથી; વળી પત્થરની મધ્યે અગ્નિ રહ્યો છે, પણ કાંઇ પત્થરને ઝાલવાથી તે તેને બાળતો નથી; તેમ કાચમાં પણ અગ્નિ રહેઠાણ કરી રહ્યો છે, પરંતુ કાચ કર થકી પકડવાથી હાથ બળતી નથી; પણ કાષ્ટને એકમેક સાથે ઘસવાથી મથવાથી, પત્થરને લોઢા વડે ટીચવાથી અને કાચમાં સૂર્યનું પ્રતિબિંબ લેવાથી એકદમ અગ્નિ પ્રગટ થાય છે; એ અનુમાન અનુસાર પરબ્રહ્મની પેઠે પ્રેમની પ્રભા ઘટ ઘટમાં વાસો કરી રહી છે, અર્થાત્ વિશ્વમાં જ્યાં જ્યાં યોગ્યતા પ્રમાણે યુક્તિઓ આવી મળે છે ત્યાંજ પ્રેમ જાગે છે.

*     *     *     *

" ઝીણા ઝરમર વરસે મેહ ભીંજે મારી ચુંદલડી,  
એવા નંદકુંવર શું નેહ ભીંજે મારી ચુંદલડી:—૦  
ઉંચા અવાસ એ અલબેલાના નીચે અમારી મેડીરે,  
સુતી હતી હું મારા ભુવનમાં સાન કરી મુજને તેડી:—૦  
ડગ ડગ દાદુર મગ મગ મારલો ચાતક ચયા નમેરીરે,  
વિજળીના વેગના ભયને ત્યાગી આવી ઉભા આ શેરી:—૦

દલપતલાલ.

માનવંતી મુગ્ધાના મનને બીતી પમાડતી, મદનરાજનાં મોહક દુંદભી વગાડતી, વિશ્વમાં વિહાર લેતા વિલાસીઓને ઘડી ઘડી જગાડતી, અભિસારીકોના અંતરમાં અનંગ અગ્નિ લગાડતી, લલિત લલનાઓને લાલની ક્ષણે ક્ષણે લગની લગાડતી, અને વિરહી વામાઓને વારંવાર વિરહ દુઃખથી રંજાડતી

અટકચાળી વર્ષાઋતુ વિશ્વમાં પથરાવા લાગી. અમીધર મામાની અમરાઇવાડીમાં પણ વર્ષાનો વિજયી રંગ છવાઈ રહ્યો હતો. અમરાઈવાડીની કુંજમાં કુંદન તેની સાહેલીઓ સાથે હરી ફરી રમત ગમત કરી રહી હતી. સાહેલીઓ પણ તીખી મીઠી કુંદનની મશ્કરીઓ કરી હાસ્ય રેલાવી રહી હતી. ભાભી ગોદાવરી પણ નાની નણંદીને ખુબ ખીલાવી રહી હતી.

ગોદાવરી ભાભી આ મેઘાડમ્બર તો જુઓઃ—

" આછા આછા રંગ આહા અટપટા;
જુઓ જુઓને વાહ વાહ અંબર છટા,
દમકત દામની છાઈ છે ઘન ઘટા;
ધારી ધરણીએ ફારમી અલક લટા "

" કુંદન બ્હેન તમારી કંચનવરણી કાયાના આડંબર આગળ આ મેઘાડમ્બર ઝાંખુ થઇ જાય છે. "

" જોબનનું જોર ચઢયુ ચારે કોર,
પ્રેમ ઘન વરસે આજ ફોર ફોર;
બોલે ટીહુ ટીહુ મન કેરારે મોર,
ત્રાંસી નજર કરી તાકે ચિત્ત ચોર. "

" બ્હેન સાંભળો સાંભળોઃ—

" ચર ચિત્ત ચોપાટના, સોગટડા શૃંગાર;
પ્રેમી પ્રિતમ પ્યારીના, પડ પાસા પોબાર "

" ભાભી જુઓ જુઓ વર્ષાની ખુબી ઓરજ છે. "

" ઘન ગરજ્યો સુણી ગાભરી બાળાવૃંદ વેલી બ્હીતા બ્હીતા.
ભોગી ભ્રમર ભરમાની વેલી બાળા તોયે પરાણે રસ પીતા પીતા. "

" ગોમતી બ્હેન જુઓ કુંદનબાની છટા તો જુઓ:-

" બાળાવેલીએ ખોયુંજ બાળપણું,
શાણી શીખી એ કેવુંજ શાણપણું;
જોને જરા ભમ્મર તું એની,
કેવી લચકાતી કમ્મર છે એની. "

" વાહ વાહ ભાભીએ નણુંદને ખુબ બનાવી હો;

" જાબન જાહેર જો મદન માહેર જો,
બદનની બ્હાર જો વદન તૈયાર જો:
જોબન ફુલ કેવી ઝાંખે ઝાંખે,
શાને સલુણી કાંઇ બાકી રાખે. "

" કુંદન બ્હેન એતો જરા ગમ્મત, ખોટું ન લગાડશો હે

" પ્રેમ જવાહિર જગતનું પ્રેમનુર કોહીનુર
પ્રેમ ભજનીયું ભગતનું ભજ મન પ્રેમ ભરપૂર. "

" તમેય આજે બ્હેનની ઠીક પત્તર ફાડવા માંડી દ મરમના ગોળા ભરમના પોલાણમાં ઠીક ગબડાવા માંડયા છે.

" મન પ્રેમી જા જ્યાં વસે પ્રેમ જોગી અબધુત
તન પ્રેમીથી ત્યાં રસે પ્રેમ જોગી અદભુત. "

" તમે તમારી મેળે ફાવે તેમ બોલો. હુંતો મારે ચ ચાલી." કહી કુંદન તરત કુંજમાંથી નીકળી બગીચાના ચ ગાનમાં આવી; તેની પાછળ તરતજ તેની સાહેલીયો વળી, જો ગોદાવરી અને ગોમતી પણ વળી, અને સવાસલાં પટામણ વેડા કરવા માંડયા અને પળવારમાં કુંદનને મનાવી લીધી અ રીઝાવીને રંગમાં રમતી કરી. કુંદન પણ ઠઠ્ઠા વિસરી જ

પાછી ગમ્મતમાં ભળી અને હૃદયગાનમાં તલ્લીન થઈ ગઈ.

" મન સાગરમાં મેં મૂકયો તરવા તન પાષાણું,
રહેમ નજર જો રામની પાર ઉતારે વ્હાણું.

આ પ્રમાણે હાસ્યવિનોદ સર્વે જણાં કરવા લાગ્યાં, અને જેમ જેમ વખત વ્યતિત થતો ગયો તેમ તેમ દરેક જણાં આઘાં પાછાં થઈ ગયાં. કુંદન એટલી કુંજના લત્તામંડપમાં રહી અને એક બેન્ચ પર બેસી ગંભીર વિચારમાં પડી. આ વખતે તેને હીરાલાલ ઘણો સાંભળી આવ્યો, તેનું મગજ પ્રેમ તરંગોથી ભરપૂર મસ્ત થઇ ગયું અને તેના અંગમાં અનંગનો કારમો ચમકારો થયો. ચમકારાની સાથે તરતજ કુંદનની ચિત્તવૃત્તિ ચળવા માંડી અને જેમ આવે તેમ તેણે હરવા ફરવા માંડયું અને જોડે ગાવા માંડયું.

* * * *

" દીલના કુંગરીઆરે દવ લાગ્યો તારા દેશમાં હોજી,
શું કરશે સુંદરી આ રે બાળા બળશે બાળાવેશમાં હોજી:-૦
ઘેર્યું ગગન ધમ ધમ ધ્રુમાડે બાળી બરાડે કાયા કરાડે,
સુંદરી પાડે કોણ ગરાડે પંથી વ્હાડે આવે આડે;
અલબેલા આવો ફરશો નહિ આવેશમાં હોજી:-૦ "

"હે અનાથના નાથ હવે તો કાંક સામું જો. હા નાથ....હું નાથ વિના આ હાથ લાંબા કરી કોને બાથ ભરૂં ? નાથ, નાથ-રાતને દિવસ ઝુરૂં. આસુંથી આંખો ભરૂં બીજું શું કરૂં ? લોકો કહે છે કે કાગળ હોય તો વાંચીએ એ ખરૂં, પણ કર્મને કીસ્મ-તને શી રીતે વાંચીએ ? કર્મ તો વાંચ્યું નજ જાય નજ જાય.

કીસ્મતના કાદવ ભર્યા ક્યારામાં ભલભલાના પગ પણ કાદવ-વાળા થાય. અરેરે! ભલે ફરૂં બાગ અને બગીચા પણ કાંઈ નાથ નગીના વિના આ રસીલીના સાળુ રંગબીના થાય ? કોઠાં બીલાં પાકે અને આખર થાકે પણ હું તો મારા હીરા પાખે આ આંખે કોઇને જોવાનીજ નથી. હરિ હરિ, વિશ્વાધાર આ રાંક અલેતી બાળા પર દયા કરો, કૃપા કરો અને મારા હીરાની મને પ્રાપ્તિ કરાવો! હરિ તારા વિના કોણ હાથ ઝાલે એમ છે. આહા કુદરતનાં પ્રાણીઓ કુદરતની લીલામાં કેવાં મસ્ત થઇ ગયાં છે? આહા કુદરત તું મારા ઉપર કયારે કૃપાવંત થઇશ ?" કહી કુંદન ગંભીર વિચારમાં તલ્લીન થઇ, ત્યાં એક ભમરો ગુંજારવ કરતો કુંદનની પાસે આવ્યો; કુંદને હાથ વતી ભમરાને દૂર કર્યો, તેમ ભમરો વધુ ને વધુ પાસે આવતો ગયો. કુંદન છેવટે અકળાઇ ગઇ અને કુંજમાંથી નીકળી ચોગાનમાં ગઈ; ત્યાં પણ ભમરો તેની પાસે ગયો; છેવટે ચીડાઈને ભમરાને ઉડાડી ઉપા-લમ્ભ આપવા લાગી;

"હતરે મુઆ ભમર, જારે જારે રડયા ઠીંમર, હું જળ વિનાની માછલી તને જોઈને બળી મરૂં છું" કહી કુંદન દોડતી બીજી કુંજમાં ગઈ; ત્યાં પણ ઉડતો ભ્રમર તેની પાછળ પડયો, એટલે કુંદન ગભરાઇને રડી પડી.

"અરે કોઈ દોડો દોડો આવો, મને આ જુલ્મી મધુ-કરથી બચાવો."

* * * *

"મારી પાછળ ક્યાં પડયો ભ્રમર હે જાણી કળી તું મને,
કે ભેદું છે કંથનો ભ્રમર તું આવ્યો દીસે મુજ કને;

લેખી બ્હેનપણી વળી કુલકળી કહેતીજ કાંઇ ક્ષણે,
ભૂલી તું સ્મરપંથ શુંજ કરવા લે હું બતાવું તને. "

" અરે ખમ્મા ખમ્મા મારી બ્હેન ખમ્મા તમને; જા
ા અભાગીયા ઉડી જા અહીંથી." કહીને ભાભી એક ફુલ
ી લઈ ભમરાની પાછળ પડી અને ભમરાને દૂર ઉડાડી
ાયો; અને પછી હરખાતી હરખાતી કુંદન પાસે આવી તેને
ાવવા લાગી.

" કુંદન બ્હેન માનો કે ન માનો પણ કાંક કામણનું
તુરી તમારી કંચનવરણી કાયામાં ભરી છે. મારૂં રોયું જે
ા તમને જુએ તે તરતજ તમારૂં થઇ ઘેલું થઈ જાય, અને
ારા ઉપર ફીદા થઈ જાય!"

" ભાભી, ભઈશાબ હું તમને ખોળો પાથરીને વિનવું છું,
મારો કેડો મૂકો, નાહક શું કામ મારો છેડો ઝાલો છો?"

" બ્હેન તમારો છેડો ઝાલનાર તો અમરગઢમાં વસે છે.
: શું કામ વળગો છો?"

" એક રોયા ભમરાએ મને પજવી મારી, ને હવે તમારૂં
કી રહ્યું હોય તો તમે પણ મારો જીવ ખાઈ જાઓ!"

" બ્હેન બ્હેન મને ભમરાએ કાંઇ કાનમાં કહ્યું!"

" જાઓ જાઓ ભાભી તમે તો સદાએ અટકચાળાં
ાં!"

" હું ખરેખર કહું છું કે ભમરાએ મને ઉડતી વખતે
ામાં એક વાત કહી દીધી!"

" શું તમારૂં કપાળ કહ્યું, મને કહો જોઇએ!"

.૦

"હયો ત્યારે સાંભળોઃ–

*          *          *          *

" કર ભમરી ગુંજારવ ગાન મોહન મંત્ર ભણી,
કર કમલ પરિમલ પાન કાં ગભરાતી ઘણી;- ૦
પંથી તેં પ્રીછી નથી પ્રેમ સરોવર પાળ,
ગ્રંથી તેં ગુંથી નથી પ્હેરીને વરમાળ:
ભેટી જશે ભમરો પ્યારો
વિખાશે દીલ ડમરો તારો,
જોજે ભૂલીશ માં રજ ભાન લેજે લ્હાવ લણી–૦ "

"ઓ મારા રસીક, મારા મનમોહન, હું તે તમને કયાં શોધું વારૂં ? કહો તમે કયાં છુપાયા છો ? શું મને બનાવો છો, મારી હાંસી કરો છો ? ના ના રસીયા એમ તો નહિ છુટો. હા.... હું શોધતી શોધતી આવું છું. જો જો પગલે પગલેથી પકડીશ. તમારે અર્થેજ હું ઘેલી બની છું, ભાન ભુલી છું, ચિત્તથી ચળી છું. ભૂખ્યાને શું ભરમાવો છો ? તરશીને નાહક શીદ ટીંગળાવો છો ? એમ તે કેમ રહેવાશે વારૂ ? ના ના એમતો પ્રાણ જશે. ત્યારે શું ભીક્ષાને માટે આવેલ ભોગીને તરછોડી જશો ? ના ના કાંક દયા રાખો ! હવે તો બોલો. જુઓ તો ખરા પ્રેમના રાજમાં કશી ખોટ નથી. જમવાને પ્રેમનાં પકવાન છે; પીવાને સ્નેહનું સરોવર ભર્યું છે, ઝુલવાને હૃદયનો હીંડોળો તૈયાર છે, રૂડો જોબનનો બાગ ખીલી રહ્યો છે. હયો આવો આવો ! જલ્દીથી ભેટો ભેટો. વિરહાગ્નિથી તે કરમાઈ જશે, અરે સૂકાઈ જશે. આવો હયો આવો ! "

"બ્હેન બ્હેન એમ લવારા કર્યે ચેન ન પડે હો ! એ તો મનમાં ધીરજ રાખવી જોઇએ. ઋતુ પ્રમાણેજ ફળ આવે !"

"ભાભી મારી દેહ દુકાનમાં એક ચોર બેઠો બેઠો ઘાટ ઘડે છે !"

"બ્હેન ઘાટ તો સોનાર ઘડે."

"હા તેજ તો !"

"બ્હેન સોનાર તે કોણ ?"

"ભાભી જો સાંભળઃ—

* * * *

"કામ રૂપી સોનીડોરે શરીર દુકાન રચે,
ધીર રૂપી ધુમાડોરે શ્વાસ વાટે નીસરે;
વિરહાગ્નિ ઝાળેરે કે સ્નેહ સોનું ઝળકે,
કીકી કાંટા મધ્યેરે કે પ્રિત ચણોઠી મૂકે.
તેની સાથે તોળે તો રે જરી ન વધે કે ઘટે,
એવી છાની રીતેરે પેલો સોનાર ખરે;
ભેદ રૂપી મણિધીરે જડિત્ર તે હાર ઘડે,
હૈયાને નિત્ય ઉથાપેરે જુક્તિ તો કાંઇ શોધી ન જડે."

"વાહરે મારાં બચુકડાં બ્હેન, તમે તો બહુજ ચતુર, નિપુણ અને નટખટ જણાઓ છો !"

"ભાભી મને આજે કાંઈ પણ ચેન પડતું નથી. કશુંએ આજ પ્રિય લાગતું નથી. જાણે બળતી ના હોઉં ? આ પ્રસંગે પરિધાન કરેલા અલંકાર મને સળગાવી મૂકે છે. ચંદ્રનાં શિતળ કિરણો અગ્નિના સમાન લાગે છે. અરેરેરે એ તે શું ?"

" કુંદન બ્હેન એ તો જેમ વસંતઋતુમાં નવાં પાંદડાં ને નવાં પાંદડાંને જેમ પુલ ને પુલમાં જેમ ભ્રમર ને ભ્રમરમાં જેમ મદ ભરાય તેમ તમારામાં યૌવન રૂપી મદ ભરાયો છે. પુષ્પનો રસ ભમરાને જેમ પરવશ બનાવે છે તેમ યુવાનીનો રસ યુવતિને પરવશ કરે છે. બ્હેન એ તો મદન ચોર અને જોબનનું જોર ! "

* * * *

" શું જોબન જંગ મચાવે, બહુ બાળાઓને બનાવે:—૦
પીવાને પ્રેમરસ એક ચિત્ત નિત્ય ચ્હાય ચ્હાય:—૦
દિન વિત્યે વળી નિશ વિત્યે જેમ અધિક વધે વિચાર,
કોમળ કદળી કામની સહે ન અનંગ પ્રહાર:—૦
સરોજ જેમ સવિતા વિના તેમ સુકાય શરીર,
પ્રેમ હુતાશન પરજળે નિત ધરી શકાય ન ધીર:—૦

" ભાભી હવે તો નથી રહેવાતું અને આ પ્રેમ દુઃખ નથી સ્હેવાતું. હરિ હરિ હરિ હવે મારા ઉપર મયા કર ! અરે મારે તો પગલે પગલે પાપ છે અને ડગલે ડગલે દુઃખ છે. "

" ઢગલે ઢગલે દુઃખ છે, પગલે પગલે પાપ,
જન જાદુ જગ જાણજે, ખોટી અમરખ ખાપ. "

"ઓહો મારા લટકાળા લાલ, હીરાલાલ વ્હાલા નંદલાલ પધારો, પાતળીયા મને છેક પરવશ બનાવી, શામળીયા મારી શુદ્ધ બુદ્ધ સર્વ ભૂલાવી, મને લાલચ લગાડે પ્રેમના પંથમાં લપટાવી, રઢીઆળા રસિકલાલ હવે આવો; અલબેલા લલિત લાલ હવે ના તલસાવો ! "

" લાગી રહીઆળા અલબેલી તારી આંખડીરે,
કોરાયું કાળજડું જાણે કમળની પાંખડીરેઃ—
વશીકરણ મન મોહની મંતર એંચ્યું આ અબળાનું અંતર,
શાણા શામસલુણા સ્નેહ સાંકળી તેં જડીરેઃ—
પ્રિત કરી પરવરીયા વ્હાલા પ્રગટાવી ઉર વિરહ જવાળા.
જોઉં વાટડી વ્હાલા તારી ઘડી ઘડીરેઃ— "

" ઓહો ખરેખર પ્રેમનું પરાક્રમ અનહદ છે. જેમ સાકરના જીવડા સાકરમાંજ જીવે છે, જળના જીવડા જળમાંજ રહી શકે છે તેમ પ્રેમનાં પતંગીયાં પ્રેમમાંજ ઉડી શકે છે. પ્રેમ તુંજ મનુષ્યોને આંખો છતાં આંધળાં કરે છે, વિવેક રહિત કરે છે; બુદ્ધિ છતાં વિચાર શુન્ય કરે છે; મર્યાદા મૂકાવે છે; બેભાન અને ગાંડાંઘેલાં પણ તુંજ કરે છે. પ્રેમનો માર્ગ કાંટાથી ભરેલો છે, એ પુષ્પથી છવાયલો નથી. મખમલના જેવો સુંવાળો નથી. જે કેવળ સુખના બિછાનામાં સૂઈને નિંદ્રાના સુકોમળ તથા સુશીતલ ખોળામાં આરામ કરવા ઇચ્છે છે, તે આ તરવારની ધારના જેવા માર્ગનો મુસાફર થઈ શકશે નહિ. બિન્દુમાત્ર પ્રેમવારિ પાન કર્યાથી સિન્ધુ પરિમાણ અશ્રુપાત કરવા પડે છે. જે સુખાભિલાષી છે, તે સુખ લાભથી વાંચ્છીત છે. જે પ્રેમાભિલાષી છે, પ્રેમાધિકારી છે, તે સુખને તુચ્છ કરે છે, પણ સુખ તેને શોધે છે. જે પ્રેમની કળી એકત્ર કરવા ઈચ્છે છે, પણ તેના કંટકના ઘા સહન કરવાની અભિલાષા રાખતો નથી, તે પ્રેમનું રહસ્ય કાંઇ પણ જાણતો નથી, સમજતો નથી. જે સર્વ પ્રકારનાં કષ્ટ સહન કરવામાં તથા પ્રિયજનની ઈચ્છામાં પોતાની ઇચ્છા વિસર્જન કરવામાં

તૈયાર નથી તે પ્રેમી તરીકે ગણાવાને યોગ્ય નથી. પ્રેમ ના જન્મ્યાથી આત્માનો વિકાસ થતો નથી. એનો અંકુર થતાં આત્માના યૌવનનો આરંભ થાય છે. જુવાની આવવાની સાથે પ્રેમીના વદનના બહારની શોભા ખીલે છે. પ્રેમ વૃદ્ધને નવી કરે છે. જે પ્રેમમાં પ્રવીણ છે તે નિત્ય નવીન છે. વય વિકાસ સાથેજ તેનો યૌવન વિકાસ થાય છે. તે હવે વૃદ્ધપણાના વધારે પણામાં અવતરણ કરતો નથી. કાળ તેના કપાળમાં રેખા અંકી કરી શકતો નથી. નવીન પ્રેમીની આંખમાં પ્રેમ પહેલાં સહજ જણાય છે, પણ તેના વાળ જેમ જેમ ધોળા થતા જાય છે તે તેમ તે સમજી શકે છે. મધમાખના ડંખના સિવાય મધ એક કરાતું નથી. ઘણાક પ્રેમશાસ્ત્રીઓ અનુભવના અદ્દભુત ઉદ્દગ કાઢી ગયા છે કે પ્રેમ પહેલાં સહજ જણાયો હતો પણ પાછળ ઘણા કષ્ટમાં પડવું છે !!"

"ઓહો ભાભી ત્યારે મારી શી વલે થશે ? હરિ સિવા મારો કોણ બેલી થશે ?"

* * * *

"હરી વિના હાથ મારો કોણ આવી ઝાલે,
બળતીને કોણ બુઝાવે આ ઝાળેરે રામા:—હરિ૦
ચારે પાસે દવ તો લાગ્યો બદન મુજ બાળે ( ર )
હરિ હીર હર્યું છે આજ કાળેરે રામા;—હરિ૦
રચી ને પચી હું રહેતી સગા સૌ વ્હાલે ( ર )
આઘા રહ્યા અભાગીઆ તે મને આવી પ્રજાળેરે:—હરિ૦
બની ગઈ બ્હાવરી હું ફસાણી પ્રેમ જાળે ( ર )
તારા વિના ત્રિકમા કોણ ઉપાધી ટાળેરે:—હરિ૦

આ પ્રમાણે કુંદન તથા તેની સહચરીઓ કુંજલતામાં લપાઇ વિનોદ કરી રહી છે, તેવામાં ગોમતી શ્વાસ ભરી દોડતી દોડતી ગોદાવરી ભાભી પાસે આવી; ને એકદમ વધામણી ખાધી.

" ભાભી ભાભી આપણે ઘેર કુંદનબ્હેનવાળા વર હીરાલાલ ભાઇ આવ્યા છે."

" જાઓ જાઓ મુઆં જુઠાં આમ મશ્કરીઓ શું કરવા કરો છો ? "

" ભાભી ભાભી તમારા સમ જો હું કાંઈ જુઠું બોલતી હોઉં તો ચાલો હું તમને બતાવું."

"આ મારાં વ્હાલાં નાનાં મોટાં સૌ કુંદનબ્હેનની મશ્કરી કરતાં ને કરતાં, કોણ જાણે કુંદનબ્હેનમાં શુંએ વશીકરણ ભર્યું છે કે જે કોઈ તેમને જુએ તે તરત આંધળા ભીંત થઇ જાય! કહીને ગોદાવરીભાભી અને ગોમતી બંગલામાં ગયાં: તેમની જોડે કેટલીક બીજી કુંદનની બ્હેનપણીઓ પણ હીરાલાલને જોવા સારૂ ઉમંગથી ધસીમસી બંગલામાં ગઇ; વાડીમાં એકલી કુંદન રહી; કુંદન હીરાલાલના આવવાની વધામણી સાંભળી હરખાઈ ગઇ: ને લાજની મારી લજવાઇ ગઈ, શરમાઇ ગઈ, છાનીમાની કદંબના વૃક્ષ તળે એક ડાળી ઝાલી ઉભી રહી, અને વાડીને ઝીણી આંખથી નિહાળવા લાગી; આમ બીજી બાજુથી હીરાલાલ બંગલાની છેક નાની બારીમાંથી બગીચામાં આવ્યો; અને ધીમે ધીમે બંગલાનાં પગથીઆં વટાવી કુંજમાં ફરવા લાગ્યો; કુંદનની બ્હેનપણીઓ તથા ભાભી આ વખતે લાગ વિચારી છાનીમાની આઘીપાછી થઈ ગઈ; હીરા-

લાલ ફરતો ફરતો છેક કુંદન જે કદંબના વૃક્ષ તળે ઉભી રહી હતી ત્યાં આવી પહોંચ્યો અને કુંદનને જોઇ મોહીત થઇ ગયો; અને તેનું મુખ કમળ નિહાળી તેના સૌંદર્યનું ગાન કરવા લાગ્યો;

* * * *

" પલક પલક પલટાય છે પ્રીતિ રંગ પ્રીતિ રંગ પ્રીતિ રંગ,
મલક મોહું મલકાય છે દેખી દંગ થાઉં દંગ અરે દંગઃ—"
હલક હાથ હિંદોળમાં ઝુલે આ દિલદાર,
અરધી મીંચે આંખડી સીંચે સ્નેહ જળધાર;
નવેલી વેલી જાણે હમણાં ઉગેલી પ્રેમઘેલી જમાલી છે;
રસવેલી રસીકડી અલબેલી પ્રીતિની હવેલી છે;
છલક છાતી છલકાય છે જીતુ જંગરે અનંગ મહાજંગઃ—૦"

" લાવ્ય એની પાસે જાઉં, છેક નજીક જઇ ઉભો રહુ અને એને કાંઈક કહું અને એના મનનો પાર લઉં !! આહાહા પ્રેમબાગ તારી લીલા તો ન્યારીજ છે. જ્યાં જોઉં ત્યાં પ્રેમનીજ ઔષધી પાથરી છે. એક બાજુ વિચારૂં કે પ્રેમની ઔષધી પાથરીજ, ત્યારે બીજી બાજુ હૈયું કબુલ કરે કે વ્હાલીજ પ્રેમની ઔષધી પાથરીજ ! અરે હીરાલાલ તું ભલે જો પ્રેમ બગીચામાં ચંદ્રા ચંદ્રની જ્યોત પણ ચંદ્રની જ્યોત તારી ઉદ્યોત સખી ચાંદની કયાં !? હર હર હર એકલી ચંદ્રજ્યોત, ચંદ્રજ્યોત ચંદ્રજ્યોત !

" અરેરે એકલી ચાંદની ઉદ્યોત, ચાંદની ઉદ્યોત, ચાંદની ઉદ્યોત, કયાં છે ચાંદની તારા ચંદની જ્યોત ? "

"જ્યાં ચાંદની ઉદ્યોત બસ બાળા ત્યાંજ ચંદ્રની જ્યોત !"

" અરે તમે કોણ ? કેમ અહીંઆં એકલા ? "

"ભલે અમે એકલા એકલા પણુછીએ પ્રેમ બાગના વેલા!"

" જાઓ શું કાંઈ થયા છો ઘેલા ? વેલા તો વ્હેલા વ્હેલા સુકાઈ જાય, એવા વેલાને કોણ ચ્હાય ? "

" અરે તમે છો કોણ ? જાણો નહિ વેલાનું જોણ છતાં વેલો નિંદો છો એ કોણ ? "

" અમે કોણ ? અમે પ્રેમબાગની કળી, જે કળી ફુલકળી અકાળે ફરી તે તમનેજ મળી ! "

" શું ફુલકળી ? સુંદરી થયાં છો ઘેલાં ફરી, જોડે બીજાને ઘેલાં કરી ! ફુલકળી જયાં નીચે ધરી, ઉપર પગ કાયા કરી, ત્યાં ફુલકળી કરમાઇ જાય, ચીમળાઇ જાય ખરી ! જાણે ખરે-ખરી વાસી કળીજ ખરી પડી, કોણ કહેશે કે તાજી કળી હમણાંજ ખરી ? "

" હ્યો ત્યારે અમે સુંદરી, પછી ? "

" હવે ખરેખરાં તમે સુંદરી ! ફાલ્યા વિના ફળી ફુલકળી મને મળી, બસ હવે તો સુંદરી કહે તેજ વાત ખરી, કે ફુલકળી ઉપર પગ કાયા ધરી ત્યાંજ ફુલકળી અકાળે ફળી પ્રફુલ્લિત થાશેજ ફરી ! "

" હવે નો સાચું બોલો તમે કોણ ? "

* * * *

" અંદીજન બાળા અમેરે પ્રેમે બાંધ્યા પંથીજન. "

પણ તમે કોણ ? "

પ્રેમીજન બાળા અમેરે પ્રેમે પીડાયા પ્રેમીજન. "

"ધન્ય બંદીજન પ્રેમી બાળા"
"ધન્ય પંથીજન પ્રેમી બાળા"

"કારણ ?"

અંદીજન પંથીજન પાળા, તન મન ધન છે
પ્રેમજીવનઃ—બંદીજન."

"ત્યારે તો !"

"મીલાવો મીલાવો નેણુ બાળા પ્રેમ રેણુ ને નેણુવાળા."
"બોલોને મીઠાં વેણુ બાળા પ્રેમ રેણુ ને વેણુવાળા."
"કાલાં શું થાઓ છેકજ કાલાં ?"
"છોડોને બંધ છબીલી બાળા !"
"છુટયા છુટયા આ બંધ"
"ત્યારે આપણુ બંને ભાઈબંધ."
"આવોને આનંદ વન, લ્હાવો લઈએ વ્રજચંદ."
"તાળી સાથે તાળી અદબ રહો વાળી."
"અમે વનમાળી."
"અમે વ્રજનારી."
"થેઈ તત્ત રાસ, પુરોને આશ."
"હજુ છું કુંવારી."
"પંથી પાળા પ્રેમી બાળા દર્શનમાં છે પ્રેમ પ્રસન્ન–બંદીજન."

"ઓહોહો વ્હાલા ! આમ કારમી પધરામણી ક્યાંથી કરી ? આજ તો દાસીને કૃતાર્થ કરી !!"

"કુંદન તમારા મામાએ અમરગઢથી એકદમ તાર કરી બોલાવ્યો અને એમના અંતરનો વિચાર તમારાં મારાં લગ્ન સંબંધી દર્શાવ્યો !!"

"પછી તમે શું કહ્યું ?"

" કાંઇ નહિ ! !

" ના મારા સમ સાચું કહો ! "

" મેં કહ્યું કે જે કાંઈ થાય તે રાયજીના હસ્તથી થાય તોજ ઠીક થાય ! એમની મરજી સિવાય જે કાંઈ થાય તેમાં બળાત્કાર કર્યો કહેવાય અને અન્યાય ગણાય ! તમારી જો ઘણી મરજી હોય તો મારી ના નથી પણ જે કાંઈ થાય તે રાજનગરમાં અને રાયજીના આંગણેજ થાય તોજ વિવાહ માંડયે. અને લગ્ન કર્યું કહેવાય ! આમ બારોબાર મોસાળમાં કામ થાય તોતો જગતમાં આપણા બંનેની હાશી થાય ! "

" પછી શું થયું ? "

" હા નાનું યુદ્ધ થયું. "

" એટલે ? "

" એટલામાં એજ કે મામાનો આપણું લગ્ન અહીંયાં કરવાનો ઘણોજ સખત અને અંતિમ આગ્રહ છે. તે જણાવે છે કે તમારે દુનિયાની પરવા ન રાખવી. દુનિયાની જવાબદારી હું મારે શિર વ્હોરી લઉં છું, ફક્ત મારા મનને તમારા મનની ખાત્રી કરવી હતી; તે મેં અત્યારે તમને અહીં બોલાવીને કરી લીધી, ઘરમાંથી પણ કુંદનના મનની ખાત્રી જાણી લીધી છે; ફક્ત બંનેની વચ્ચે રાયજીની પૈસા ખાવાની મુરાદ આડી આવે છે અને તેજ દુષ્ટ લાલસા તમને બંનેને વેગળાં કરે છે; માટે તમે માની જાઓ અને હું જ્યારે લગ્નગાળામાં તમને અહીં તેડાવું ત્યારે તમે તરતજ તમારા મિત્રમંડળ સહિત જાન લઈ વ્હેલા પધારો ! "

" પછી તમે શું જવાબ આપ્યો ? "

" મેં કહ્યું સારૂં, હું અમરગઢ જઈને વિચાર કરી બંદો-બસ્ત કરી તમને તારથી ખબર આપીશ. "

"હું....એમાંએ વિચાર કરીશ અને પછી જવાબ આપીશ ? જાઓ જાઓ તમેજ નગણાછો, ધુતારા છો ! "

" હાજ તો વાંકજ બધો મારો ! "

"જાઓ જાઓ કાંઇ નહિ. પુરૂષનાં હૈયાં વજ્રથી પણ વધારે કઠોર તે કઠોર ! આખરે પુરૂષ નઠોર તે નઠોરજ !! "

" ખરેખર નઠોરવેડામાંજ આમ જીંદગી બેહાલ કરી દીધી છે ! "

" એમને એમ ઓછા ઓછા બોલ બોલી મને રમાડી અને રંજાડી; હવે હું તમારૂં માનવાની નથી અને જરા પણ તમારાથી અળગી થવાની નથી; ભલે જગત્ જખ મારે અને માબાપ ફાવે તેમ મારા વિષે ધારે, પણ હું તો એકની બે નહિજ થાઉં. "

* * * *

" ઘન ગરજ્યાથી શું ગભરાએ નાજુક વેલી જાત ! "
" સ્નેહ વાત સાંભળતાં સુંદરી પડશો આમ પછાત ! "
" પતંગીઆં કરડીને પાંદડાં વેલીને વટલાવે છે, "
" પણ ભમરા વાંકી વેલીની કળી કળી ખીલાવે છે. "
" પતંગાઆથી પ્રકટ્યા ભમરા અસર એની આવે છે; "
" ભટકતા એવા ભમરાને તોય વેલી બોલાવે છે; "
" ગાંડીરે ગંતુર, "
" કેમ ચુકો ચતુર "

" કળી કળી અથડાય ભલે છો ભમરા ફેરા ખાયજ ખાય "
" કળી કળી અથડાય ભલે પણ ભમરે કારજ થાયજ થાય "
" નર ધુતારા નકારાને ગમતી આવી વાત "

" હવે હું તમારી પાસે છું, જેટલી ગાળો ભંડાય તેટલી .ળો ભાંડી લ્યો; જેટલો ઠપકો આપવો હોય તેટલો આપી લ્યો: કાંઇ કહેવું હોય તે તમામ કહી દ્યો, જે કાંઇ લડવુ વઢવું ાય તે તમામ કરી લ્યો, કશુંએ મનમાં ન રાખશો, તમામ ભરા હોય તે બધાએ ઠાલવી નાંખો !! "

" મારે તો બધું ઘણુંએ કહેવાનું છે; ઘણુંએ લડવાનું '; હું તો મુઇ ભોળી છું તે બધુંએ ભાખી નાખું છું પણ તમે પટી છો તે બધુંએ મનમાં રાખી મને ચપટીમાં ઉડાવો છો; ાને તો ઘણા ઘણા વિચાર આવે છે, બહુએ ઉભરા આવે છે .ણુ તમને જોતાંજ.કાંઈનું કાંઇ થઇ જાય છે; બધી મનની મન-ાં સમાઇ જાય છે; હૈયાની વરાળ હૈયામાંજ વેરાઇ જાય છે, કુ-ાની છાંયડી કુવામાંજ સમાઇ જાયછે; જ્યાં તમને જોયા કે તર-ાજ હું સ્તબ્ધ બની જાઉં છું. હું શું બોલું ? તમને શું કહું ? ેની મને કાંઈ સમજજ પડતી નથી. દિવસ રજનીનું કાંઈ ભાને ;હેતું નથી, માત્ર તાન તમારા વદનકમળનાં દર્શન કરવાનુંજ રહેછે."

" કુંદન જેવી તમારી દશા થાય છે તેવીજ મારી દશા થાય છે; " પ્રેમ અન્યો અન્યમાં સરખોજ છે " ( જુઓ ચિત્ર ૪ થું ) તેની ઉભય પક્ષે સરખીજ અસર થાય છે. જેવી મારા વિના તમારી ગતિ થાય છે તેવીજ તમારા વિના મારી ગતિ થાય છે, પ્રેમની કૃતિજ ચમત્કૃતિથી ભરપુર છે. તેની ખુબી

જાણવાને આપણી શક્તિ નથી. "

"અરે હું તો તમારા વાસ્તે ગાંડી થઇ, દીવાની થઇ; આખી સૃષ્ટિમાં અલેતી અને રખડતી થઇ ગઇ! નાનાં મોટાં દરેક જણાં મને બનાવી રહ્યાં છે. મારે બાપુકાં ઘરબાર છોડી મોસાળમાં આવી મામા મામીની છાંયડીમાં રહેવાનો વખત આવ્યો. તમારા કાજે હું મારૂં તમામ ભુલી ગઇ."

હું પણ તમારા વાસ્તે દીવાનો થઈ ગયો છું, અને જગતમાં હજાર જણાનો ઓશિયાળો થઈ ગયો છુ."

"વ્હાલા મનુષ્યના આત્મામાં જે ભૂષણો છે, પરમાત્માનાં જે સ્વરૂપ છે, તેમાં સર્વ જીવને સુખકારી ભૂષણ તથા સ્વરૂપ, પ્રેમ, અને દયા છે."

"કુંદન એ તમારૂં કહેવું વાસ્તવિક છે; પણ દયા અને પ્રેમ આત્માની બે જુદી જુદી વૃત્તિયો છે. એ બંનેની પ્રકૃતિમાં સરખાપણું તથા વિભિન્નતા દીઠામાં આવે છે. દયા પ્રેમની અંદર સમાએલી છે. દયા રૂપાના જેવી છે અને પ્રેમ સોનાના જેવો છે. દયા પ્રેમની પાસેની સગી છે તેને વાસ્તે કહ્યું છે કેઃ-
"Yio I pity you."

"હા મને પણ યાદ આવ્યું કે, "Oh-That's a degree to love." દયા અને પ્રેમમાં પારિવારિક સરખાપણું છે, "Pity's akin to love." પરન્તુ તેઓ વચ્ચે ઘણુંજ અસરખાપણું અને વૈલક્ષણ્યપણું છે.,,

"કુંદન દયા પારકાને પોતાનો કરે છે, અને પ્રેમ પોતાને પારકો કરે છે. દયાની આંખ નીચલી તરફ છે, પ્રેમ સર્વ-

દર્શી છે. જેમ ઉપર તેમ નીચે છે. દયા ગરીબને મલિન જુએ છે; પ્રેમ ઐશ્વર્ય તથા સૌન્દર્ય જુએ છે. દીનતા દયા ઉપજાવે છે. ખોટ તથા અયોગ્યતાજ પહેલાં દયાની દૃષ્ટિ ખેંચે છે. યોગ્યતા અને શ્રેષ્ઠતા, સત્ય અથવા કાલ્પનિક પ્રેમની ઉત્પત્તિ કરે છે. સંપદ પ્રેમની આંખને ખેંચે છે. ઉચ્ચતા તથા મહત્તાના ઉપર દયા ઉત્પન્ન થતી નથી, કારણ કે તેના ઉપર દયાની જરૂર હોતી નથી. ઉચ્ચતા તથા મહત્તાના ઉપર સહજ પ્રેમ ઉદય થાય છે, દયા મોટાને નાનો કરે છે, પ્રેમ નાનાને મોટા તરીકે દેખાડે છે; દયા અતિત તથા ભવિષ્યના વચમાં ઉભી રહીને પછવાડે જુએ છે, દયાની ભાવનામાં વધારે વર્તમાનકાળનો સંબંધ છે. દયાનો પ્રવાહ આ લોકમાં વ્યાપ્ત છે. દયાની દૃષ્ટિની સીમા પૃથ્વી છે. પ્રેમ અતિત કાળથી મુસાફરીનો આરંભ કરીને ભવિષ્યની તરફ વધે છે. પ્રેમની ભાવના ભુત, ભવિષ્ય અને વર્તમાનકાળમાં સંબંધ રાખે છે. પ્રેમનો પ્રવાહ આ લોકમાં અથવા પરલોકમાં વ્યાપ્ત છે. પ્રેમની દૃષ્ટિની સીમા નથી, સ્વર્ગ મૃત્યુ તથા પાતાળ સુધી તેની ગતિ છે.”

“વ્હાલા એમ જુઓ ત્યારે દયા જુદાપણું જુએ છે. પ્રેમ એનો નાશ કરે છે. પ્રેમ સમદર્શી છે, દયાની જોડે વિષાદનો નજીકનો સંબંધ છે. દયાનાં આંસુ દુઃખદાઈ છે. પ્રેમ હરખની સાથે પાસેના સંબંધથી બંધન થએલ છે. દયામાં પોતાને ભૂલી જવાતું નથી. પ્રેમથી પોતાને ભૂલી જવાય છે. દયામાં મોટામાં મોટું કામ દુઃખ દૂર કરવાનું છે. પ્રેમનું મોટામાં મોટું કામ સુખ વધારવાનું છે. દયા સકામ છે, પ્રેમ

નિષ્કામ છે. દયાનું પારિતોષિક કૃતજ્ઞતા છે. પ્રેમનો બદ
પ્રેમ છે. દયા નિરાશાની બ્હેન છે, અને આશા પ્રે
બ્હેન છે."

"કુંદન દયાવાન તથા પ્રેમી બંને કામ કરવાવાળા
બંને ત્યાગીઓ, વિરાગીઓ અને સન્યાસીઓ છે; બંનેનું
તથા યત્ન મંગળની તરફ છે. અમંગળની વિરૂદ્ધ છે. બ
ધીર વિનય, સહનશીલ તથા શરમાળ છે; બેઉ સ્વાર્થ વિ
ના છે, બેઉ અહંકાર વિનાના છે, બેઉ પરાક્રમી છે, બેઉ ર
સુથી ભૂષિત છે. ઉભય ઉશ્વાસના પ્રકાશ આંસુમાં છે. ઉ
યનું વ્રત પરોપકાર છે. બંનેની ફીકર પારકાને માટે
બંને પારકાની સત્તાથી પોતાને અને પોતાની સત્તામાં પ
કાને મિશ્રિત કરે છે. દયા ક્ષણકાળને માટે અને પ્રેમ હમેશ
માટે છે. ઉપર બે સુખથી સુખી છે અને પર દુઃખથી દુઃ
છે, બંને પારકાને આપવા ચાહે છે. પારકાની પાસે કાંઈ ૧
લેવા ચ્હાતા નથી. બંનેનું જુદાપણું એક પ્રકારે આણે
બંને સમાન વેદના અનુભવેછે, બંને જણા પોતાનું સુ
તુચ્છ કરે છે, પ્રાણ સુદ્ધાં આપવાને કહે છે, બંને ગુણ ગ્રા
છે, બંને મજબુત પ્રતિજ્ઞાવાળા છે. બંનેનું એક ઘર
એકજ કુટુંબના છે, પરંતુ જુદા જુદા સગા છે, અને જુ
જુદાં કાર્ય તથા જીવન કરીને બંનેના બહારના આકાર
અને ખાશિયતમાં આટલું જુદાપણું દીઠામાં આવે છે."

"વ્હાલા ત્યારે તો દયા અને પ્રેમધર્મ એ જીવનના મે
સહાયક છે. ધર્મમતના સંબંધમા નાના પ્રકારના મત ર

શકે છે; પરંતુ દયા તથા પ્રેમ છે, તે ધર્મ જીવનની વિકસિત અવસ્થાને સુગંધ છે. એ સંબંધમાં કાંઇ પણ મત ભેદ જોવામાં આવતો નથી. દયા અને પ્રેમ મુક્તિ મેળવવાની બે મોટામાં મોટી સીડી છે, જુક્તિ છે અને મુક્તિ છે; માટે વ્હાલા જો દયા અને પ્રેમ તમે અમારા ઉપર નહિ રાખો તો તમારા ધર્મ કર્મ સૌ નકામાં થઇ જશે કેમકેઃ—

" However it be seems to me,
'tis only noble to be good:
Kind hearts are more than coronets,
And simple faith than norman blood."

આ પ્રમાણે હાસ્યવિનોદના જ્યાં વારિધી રેલાય છે ત્યાં તરતજ રંગમાં ભંગ પડવાનો સમય આવ્યો; જોતજોતામાં હીરાલાલને બંગલામાંથી કોઇએ બોલાવ્યો. કે તરતજ હીરાલાલ ચમક્યો; ચમકતાની સાથેજ તેણે પાછળ ફરી બંગલા સામે દૃષ્ટિ કરી; કુંદને હીરાલાલનો હાથ પ્રેમથી પકડી રાખ્યો અને અધીરતાથી તથા આતુરતાથી પ્રેમભરી દૃષ્ટિએ હીરાલાલ ભણી જોઈ રહી.

" હયો કુંદન હવે મને જવા દો ! "

" બેસો બેસો જવાય છે. "

" મને અંદરથી બોલાવે છે, હવે રાજી થઇ રજા આપો !"

" હવે ક્યારે મળાશે ? "

" આજની રાત તો હું અહીંજ છું. "

" અરે હીરાલાલ ભાઇ, મામા બોલાવે છે, અંદર પધારો!"

"એ આવ્યો."

"લ્યો કુંદન હું જાઉં છું"

"હેં જશો ?"

"હા વ્હાલી જાઉં છું ! !"

"હેં હેં શું બોલ્યા ?"

"વ્હાલી હું જાઉં છું !"

"ઓહો મને ઘણે દિવસે વ્હાલી કહી ! ધન્ય ભાગ્ય મારાં ! આજ તો સોનાનો સૂર્ય ઉગ્યો ! હવે તો તમે મારા થશો એમ મને કાંક આશા પડે છે !"

"મારી વ્હાલી કુંદન હવે હું તમારોજ ! તમે મારાંજ ! હવે મારાથી ન્યારા નહિંજ થવાય ! !"

"ઓહો આતે સ્વપ્નું કે સાચું ? આજે તો આનંદનો સાગર રેલ્યો ! ! મારા વ્હાલા આજે આ દાસીને કૃતાર્થ કરી !" કહી કુંદને હીરાલાલના ચરણકમળમાં પડી પ્રણામ કર્યા. હીરાલાલે ઘણાજ પ્રેમથી અને ઉમંગથી આસ્તે આસ્તે કુંદનને ઉઠાડી ઉભી કરી; તેનો એક હાથ પોતાના ગળાની આસપાસ નાંખ્યો અને બીજો હાથ બાજુ પર લટકતો રાખી કુંદનને છાતી સરસી ચાંપી, પોતાના જમણા હાથે કુંદનનું વદનકમળ ઉંચું કરી તેને એક પ્રેમચુંબન કર્યું. ચુંબનના ચમત્કારની સાથેજ કુંદન હીરાલાલની કોટે બેલડીએ બાઝી પડી.

"હીરાલાલે કુંદનને અતિ પ્રેમથી દાબી રાખી અને પુનઃ ચુંબન કરી કહેવા લાગ્યો."

"વ્હાલી કુંદન હવે આ અખિલ વિશ્વમાં તું મારીજ ને હું

તારો; મારો પ્રાણ જશે તોપણ તારાથી કદાપી કાળે નહિ થાઉં ન્યારો !! ભવોભવ હું પરમાત્મા પાસે કુંદનજ માગીશ !!"

"ત્યારે નીશદિન હું સર્વદા મારા હીરાનીજ રાગી થઇશ."

એકવાર ફરીથી હીરાલાલે કુંદનને છેવટનું ઘણુંજ સ્નેહભાવથી ચુંબન કરી લીધું; ચુંબનની સાથેજ આઘેથી અવાજ આવ્યો કે:—

" ચેત ચકોરી ચિત્ત વિષે નિરખી લે શશિનાથ,
પાછળ પગ ભર આવતો ભરવા રાહુ બાથ. "

એકદમ કુંદન અને હીરાલાલ વિખુટાં પડી ગયાં; હીરાલાલ તરતજ ઉતાવળા પગલે બંગલા ભણી વળ્યો અને કુંદન મંદ મંદ પગલાં ભરતી કુંજમાંથી બ્હાર નીકળવા લાગી; જેવી બ્હાર નીકળી કે તરતજ ભાભી ગોદાવરી સામે આવી ખડી થઇ અને તરતજ કુંદનના ગાલમાં ચુંટલી ખણી કહેવા લાગી કે:—

" વાહરે વાહ મારાં ડાહ્યાં ડમરાં બહેન ભમરાને ફોસલાવતાં તો ઠીક આવડે છે કો, હું તો જાણતી હતી કે મારાં કુંદન બહેન કાંઈ નહિ સમજતાં હોય પણ કુંદન બહેન તો બધુંએ જાણે છે. "

" સારૂ સારૂ ભાભી હવે તમે જાઓ; વારે ઘડીએ મને શું બનાવો છો ? "

" હં....એમજ તો !! વાડીમાં મારાં બહેન લુંટાણું તેથીજ તો ! "

" ભાભી બળ્યા તમારા ઢંગ, મને તો વળી જરીયે દીઠા

નથી ગમતા હો !"

" મનેય તમારા ઢંગ નથી ગમતા મારાં બ્હેન ! તમારે રંગ તો કાંઈ ઓરજ પ્રકારનો છે હો !"

" અરે મુઓ રડ્યો રંગ ને ઉંધ્યો પીટયો ઢંગ !"

" પણ બહેન તમે પ્રસંગ તો ઠીક સાધ્યો હો !"

" શેનો ?"

" એનોજ તો:–"

*  *  *  *

" વન વગડામાં વ્હેની તું તો લુંટાણી,
મળ્યા દિલહર સુંદર દાણીરે;
તારી ભમ્મર ભિંજાણી, તારી વેણી વેરાણી
તારી ચોળી ચુંથાણી પ્રેમ રંગમાં–વન વગડામાં.
ફુલડીઆં ફર ફર ઉડયાં મારી વ્હાલી,
રસની ઝકોર રેલી ગાલે આવી લાલી:
પરસેવે થઈ સખી તું તો પાણી પાણી."
" હું છુ અબળા અજાણી, તને જાણી મારી
શાણી–તારી ભમ્મર૦
ગુલાબ ગોટા કાજે થઈ તાણા તાણી,
થાકે ભરાણી તું તો થકવીરે દાણી;
ઓળખ્યા ન્હેં વ્હાલી દાણી,
શાણી શરમાણી પછી તું તો પસ્તાણી–તારી ભમ્મર૦

" અરરર ભાભલી તેં તો મારો જીવ આપ્યો હો !!'

" હા બ્હેન હા....લ્યો ચાલો હવે બંગલામાં ચાલો બ. યાદ કરે છે ! "

" ત્યારે ચાલો ! " કહી નણંદ ભોજાઈ ટચાક મચાક કરતાં મંદ મંદ પગલાં ભરતાં અમરાઇ વાડીમાંથી નીકળી બંગલાનાં પગથીઆં ઉપર ચઢયાં. પગથીઆં ચઢતાં ચઢતાં ચતુર ભાભીએ કુંદનને કટાક્ષ કર્યું કે:–બ્હેન ! " વિયોગને અંતે સંયોગ કે સંયોગને અંતે વિયોગ ? "



# પ્રકરણ ૮ મું.

## સ્વચ્છંદી સધવા કે વકરેલી વિધવા?

### દોહરો.

કામની કાચ બીલોરની કંકણુ કેરી જાત,
સો નંદાતાં નીવડે આખર અવલ એકાદ.

સમુદ્રના તરંગ જેવો જેનો ચંચળ સ્વભાવ છે, સાંજ સમયનાં વાદળોના રંગ જેવું જેનું મન છે. અર્થાત્ ઘડી ઘડીમાં અવનવા રંગ ધરે છે. મનમાં એક પર પ્રેમ ધરે છે અને તજે છે, વળી બીજા પર ધરે છે; એ પ્રકારે કુંભારના ચાકડાની પેઠે જેનું મન હમેશાં ચળિત ત્રિભળ રહીને આનંદ પામે છે, એવી આનંદદાયીની અને મધુરવાદીની સુંદરીઓના પ્રેમની સાચી કસોટી એક વિરહ કે વૈધવ્યજ છે.

ભેખ ભજવે વિના ભાવ ભવસાગરે નાવ કાગળ તણુ સિંધુ ડોળે.
સ્વભાવ નરનારી નવ લહી શકે લેશ પણ અંધને આરીસો એય ખોળે:
અંધના ધંધ આંખ્યો છતાં આચરે બંધમાં વૈરીઓ મર્દ બોલે
એક ચાહન વરે ગુપ્ત બીજું ફરે થાય સંસાર સુખ શ્વાન તોલે.

સાધકો પરબ્રહ્મના પ્રેમથી તાપ તથા ટાઢમાં પોતાના તનને તાવે છે, શૂરવીર પુરૂષો સ્વામી સેવકના-ધર્મ વાસ્તે પ્રેમ ઉપર

પોતાની વ્હાલી કાયાને કપાવે છે, અને સાધ્વિઓ સ્વામીના પ્રેમથી પોતાના અંગને સ્વામીના શબ સાથે બાળે છે, એ રાતિએ જ્યાં પ્રીતિનું રક્ષણ થાય છે ત્યાંજ નીતિ, ધર્મ અને જીવનનું સાફલ્ય થાય છે.

* * * *

" જોબન કાયમ નવ રહે કદીએ સરીતા સમ વહી જાય.
ઉદય થતો દિનકર જે ગગને સાંજે અસ્ત તે થાય;
સંધ્યા કેરા રંગ સોનેરી પળ માંહી પલટાય,
કુસુમ ખીલ્યાં ઉપવનમાં જે ચાર ઘડીમાં ચુંટાય. "

" અરરર માડી મરી ગઈ, બળી ગઈ, છળી ગઇ, બળી આ જુવાની, મુઓ આ ઉનાળો. અને ટળ્યો, આ રહ્યો રંડાપો! હું તો કાયર કાયર થઈ ગઇ. આ રોયું જરા પણ મોંમાંથી હેઠે ઉતરાય નહિ. બારીએ જરા પણ ડોકીયું થાયજ નહિ; મારૂ પીટયું ઝાડે ફરવા કે પેશાબ કરવાએ બહાર નજ જવાય! કાંઇ ખારૂં ખાટું તીખું મીઠું નજ ખવાય! ધણી મરી ગયો તેમાં બિચારી સ્ત્રીએ શો ગુન્હો કર્યો? ઓહો કેવું મારૂં રૂપ! કેવું નાજુક મારૂં બદન! કેવા ઉત્તમ મારા વસ્ત્રાલંકાર અનેશ્રૃંગાર તે સર્વ જોતજોતામાં મારા ભાગ્યમાંથી ઉતરી પડયા! અરેરે અત્યારે હું એક સાધુડી જેવી થઈ રહી! કેવળ વેરાગણ બની ગઇ! પૂર્વજન્મનો વૈરી મારો પરણ્યો તેણે અધવચ નદીમાં પડી જંપાપાત કર્યો. રાંડ કાળછારી મારી શૌકયલડી શાન્તાએ તેમનો જીવ હર્યો! રાંડ મરતી ગઇ અને પાછળ પરણ્યાને મારતી ગઈ, અને જોડે મને પણ બાળતી ગઈ! હું ઉછરતી ફુલ

કળી, નાનીબાળ નવયુવાન બાળા તેનાથી આ રંઠાપાના લાળા કેમ જીરવાશે ! આ રોચો મદન રાત દિવસ ખાઈ પીને મારી કેડે પડયો છે; તેના ચાળા મારાથી શી રીતે સહન થશે ? હાય હાયરે બાપલીયા આ જુવાનીએ તો મને દીવાની કરી. અરેરે હવે તો મારાથી નહિ જીરવાય તે નહિજ જીરવાય ! ”

* * * *

“ જીરવાય નહિ જીરવાય નહિ માડી,
જુવાની આ જીરવાય નહિ:—૦
સહિઅર સમાણી મારી ચમન કરેને,
નીકળી પડે મારી આંખોરે
અદેખી નાર મને કરી કજોડે
મારો નાનો નાવલીયો કો ઝાંખોરે:—૦
વાયદો કર્યો ચાર વરસનો ઠુંકડો,
થશે જવાન એ હું ઘરડીરે;
ઉછળે જુવાની ના ડારો દેવાગે,
મન હું મરડી મચરડીરે:—૦
નાનો બાળ હું રાંડી અભાગે,
ખીલતી જુવાની છે માડીરે;
દુનિયા દોરંગી કંઈ કંઈ કહે છે,
હું ગાંડી થઈ દાડી દાડીરે:—૦ ”

ગો૦ મા૦ ત્રીપાઠી.

અરેરે આ ગુપ્ત દુઃખ તે કોને કહેવું ? આ જોબન શૂળ તે ક્યાં સુધી સહેવું ? મુઓ આર્ય ઘરસંસાર ને ઉધ્યો પરણેતરનો વ્યવહાર ! આ રોયાં મા બાપ તે શું કામ પોતાની પામર દીક-

સ્ત્રીઓને દૌકય ઉપર આપતાં હશે? એક રંડાતાં બે મરે અને જીવતાં સુધી એકે ન ઠરે! હરિ હરિ, પ્રભુ પ્રભુ, આવો અન્યાય તે આર્ય ઘરસંસારમાં સમાય! એક મ્યાનમાં બે તલવારો શી રીતે શોભે? એક પુરૂષ બે સ્ત્રીઓ કરે પ્હેરામણીના લોભે, અને નવીને તરછોડી જુની જોડે જઇને બેસે મોભે ત્યારે નવીનું મન શા સારૂં બીજા સાથે ન શોભે? પુરૂષ ધર્મશાસ્ત્રના સિદ્ધાંતને લોપી બીજી સ્ત્રી જોડે પ્રીતિ કરે, વખતે બીજી વરે અરે એકને મારી ઝુડી કાઢી મૂકી અસહ્ય અન્યાય આચરે, તે વખતે મા બાપ ઘરડા, મુરબ્બી અને ઠરેલા ગધેડા આંખ આડા કાન કરે અને સ્ત્રી વખતે જાણી બુઝી, બળાત્કારથી લાલચથી ફંદ ફરેબથી અન્ય પુરૂષની જાળમાં ફસી પડે તો પછી બધા વડિલોનાં પુંછડાં ભેગાં થઈ હાથમાં જોડા લઇ તેના માથા પર જડાય તેટલા જડે, તેને દુરાચરણી કહી મારવા નડે, અને તેને લાત લગાવી ચોટલો ઝાલી ઘરમાંથી બ્હાર તગેડી મૂકી જાહેરમાં લડે એ કયનો ન્યાય? એવો ન્યાય બ્રાહ્મણ કોમ સિવાય બીજી કોમમાં ભાગ્યેજ અપાય! મૂછ પર લીંબુ ઠેવી જે મા બાપ કન્યાધન રાજી ખુશીથી ખાય તેની કન્યા સારી શી રીતે થાય? કન્યાહીત કોરે મૂકી જે કેવળ સ્વાર્થનીજ સરિતામાં તણાય તેની કન્યા આખરે અનીતિમાંજ હણાય! વિભુ વિભુ હવે આર્ય ઘરસંસારમાં સડોજ પેઠો! હરિ હવે મારે શું કરવું! રંડાપો શી રીતે વેઠવો? આખરે મારે પુનર્લગ્ન કરવુંજ પડશે! પુનર્લગ્ન સિવાય મને શાન્તિ વળશેજ નહિ! મારા મનના વિકારો પુનર્લગ્નથી શાન્ત થશે! મારી મનોવૃત્તિ પુનર્લગ્નથી શાન્ત થશે! મારી

મનોવૃત્તિ પુનર્લગ્નમાંજ વિરામશે ! ખુણો પાળતાં હું મારી કાયા ગુમાવી બેસીશ, અને વખતે કાંઈનું કાંઈ કરી બેસીશ ! જ્યારે ત્યારે જુવાનીથી દીવાનાં થઈ અનાચારમાં પગ દેવાય તેના કરતાં છચોક પુનર્લગ્ન કરવું તેજ ઉત્તમ છે ! લોકો એક વખત બડબડીને રહેશે; વારે ઘડીએ સતાવ સતાવ નહિ કરે, અને છાનાંમાનાં હરતાં ફરતાં હજારો અપવાદ માથે મૂકી દેશે; માટે હવે તો ખુલ્લીરીતે અને પરમ શાન્તિથીજ પુનર્લગ્ન કરવું! ચાલ જીવ હવે નાતરે જવું ત્યારે દહાડા શા ભાગવા ! લાવ મારા લબાચા એકઠા કરી આજ સાંજે મારે ઘેર ચાલી જાઉં ! નહિ તો મારાં રોયાં મારાં સાસરીઆં મને રંડાપાના કષ્ટમાં પૂરી કરશે ! રોયાં અભાગીઆં ધરાઈને ખાન ખાવાએ આપતાં નથી ! એમના દીકરાને ચડપલઈને ફરી પરણાવ્યો. અને આ દીકરીને હવે જીવતી જોગન ચિત્તામાં રંડાપાનાં લાકડાંવતી બાળવી છે ! મારાં રોયાં હવે તમે તમારા હાથનાં કર્યાં હવે ભોગવા ! તમારા હાથ પગ સળગાવો ! હસી હસીને જે કાંઈ કર્યું તે રોઈ રોઈને ભોગવો ! હવે હું તમારી આમન્યામાં નહિ રહું ! હાય હાય માડીરે હું તો મરી ગઈ. આ રડયું જોબન તો ઝબકારા મારી રહ્યું છે ! અરરર પ્રેમકીડાએ મારૂં કાળજું કોરી ખાધું.

" ઝબકારા જોબન તણા જબરા નવ જીરવાય,
કોમળ કદળી કયમ સહે કોવાડાના ઘાય ! "

" અરે હવે તો નથી વેઠાતું, મરી ગઈ, માથું તપી ગયું, શરીર બળ્યું બળ્યું થઈ જાય છે, જીવ તલપાપડ થઈ જાય છે.

આખા અંગમાં લપકારા અને વેગ આવે છે. હાય હાયરે મને જોબન વીંછુડે ફટકાવી ! હવે શું કરૂં ? એ વીંછુડા હવે કોણ ઉતારે ! ?

*   *   *   *

" અરરરર માડીરે શૉકય ઉપર શીદ દીધી બાપ કરડે જોબન વીંછુડો.
હંબો હંબો વીંછુડો.
અરરરર માડીરે નાની બાળ રાંડી બાપ, કરડે જોબન વીંછુડો. હંબો૦
અરરરર લાગે અંગ લ્હાય લ્હાય, કરડે જોબન વીંછુડો. હંબો૦
અરરરર જીવ મારો જાય જાય, કરડે જોબન વીંછુડો. હંબો૦
અરરરર કોને કહું હાય વાત, કરડે જોબન વીંછુડો. હંબો૦
અરરરર કુવે પડી કરૂં ઘાત, કરડે જોબન વીંછુડો. હંબો૦
અરરરર પરણ્યે કેડ દીધો આજ, કરડે જોબન વીંછુડો. હંબો૦
અરરરર સાસરીઆંથી આવી વાજ, કરડે જોબન વીંછુડો. હંબો૦
અરરરર મોંત્રમ તેં માર્યો માર, કરડે જોબન વીંછુડો. હંબો૦
અરરરર દુઃખનો આવે ન પાર, કરડે જોબન વીંછુડો. હંબો૦
અરરરર જીવતી સળગાવી બાપ, કરડે જોબન વીંછુડો. હંબો૦
અરરરર છાની મારી સ્વાર્થ છાપ, કરડે જોબન વીંછુડો. હંબો૦
અરરરર રંડાપો વેઠ્યો ન જાય, કરડે જોબન વીંછુડો. હંબો૦
અરરરર રાતડી રંડે ન જાય, કરડે જોબન વીંછુડો. હંબો૦
અરરરર કાયા બાળે વિરહ તાપ, કરડે જોબન વીંછુડો. હંબો૦
અરરરર મરી ગઇ લાડીરે નરકે જાજો મા ને બાપ, ,, બો૦

કાંક ફેરફાર સાથે લોકકથાનક

અરરરર ભગવાન માંડીના દિવસ વિરહથી ન જાય. તો આ રાંડીના દિવસ વૈધવ્યથી શી રીતે જાય ? આ હૈયાની અકળામણ

શી રીતે સમાવાય ? એક તરફ જોબન અને બીજી તરફ
એક તરફ સસરા અને બીજી તરફ સાસુ, એક તરફ ર
અને બીજી તરફ પિયર, એક તરફ શૉક્ય અને બીજી
માવડીયો ધણી ! એક તરફ રંડાપો અને બીજી તરફ દુ
હવે મારી શી ગતિ! સુડી વચ્ચે સોપારી ! ધોબીનો કુતરો
ઘાટનો ને નહિ ઘરનો, સાપે છછુંદર ગળ્યું, ન ગળાય
મૂકાય ! હવે વિધવાનો કોણ બેલી ? તે બિચારી સર્વદા એ
નિરાધારનો આધાર કોણ ? તો એક કીરતાર. કીરતાર પણ
યુગમાં રમે સંતાકુકડી ! હવે બેલીમાં સુધારા સમાજ ! કે
મનને અનુસરવું અને સુધારા સમાજમાં જેમ દોરે તેમ
ભરવું ! ત્યા દાખલ થઇ પુનર્લગ્ન કરવું અને પછી મ
સ્વતંત્ર થઈ મન માને ત્યાં ફરવું ! જુવાની તો ચાલી જા
અને નાહક કાયા વૈધવ્યમાં બળી કરમાઈ જાય છે !

* * * *

" જાય છે જાય છે જાય છેરે આ જુવાની ચાલી જાય
પાણીનો રેલો ને આભલાની હારો જેવી જુવાની ચાલી જાય
નાનો નાવલીયો ને ઘરડાની નારતી જુવાની ચાલી જાય
પિયુ પરદેશ વસ્યો એવી માંડીની જુવાની ચાલી જાય
કંથે છાંડેલી એવી રાંડી સમ માંડી તણી જુવાની ચાલી જાય
સાસુ સંતાપે ને માવડીઓ કંથ એની જુવાની ચાલી જાય
સધવા રૂવે ને રૂવે વિધવાએ એમ એની જુવાની ચાલી જાય

ગો૦ મા૦

આ પ્રમાણે મદોન્મત્ત થયેલી કાન્તા બડબડી ચ

હીંચકા ઉપર હીંચકા ખાવા લાગી; નીચે તેની સાસુ હીંચકાના કચવાટથી કચવાઇ જઈ કાન્તાને ભાંડવા લાગી અને જોડેના ખંડમાં કાન્તાના સસરા બેઠેલા હતા તેમણે કાન્તાના ચળેલા, છકેલા અને ગાંડા ઘેલા ઉદ્ગાર સાંભળ્યા અને મનમાં બળી ગયા. ભાનુશંકરનું મરણ થવાથી ભાનુનાં માબાપ બિચારાં, અકારાં, ઓશિયાળાં, ગરીબડાં અને અભાગીઆં થઇ ગયાં, તેમની હરેક આશા પાણીમાં મળી. શાન્તાના મરણથી તેઓ ઉપરથી જો કે દિલગીરી દર્શાવતાં હતાં; પણ અંતરમાં અંદરખાનેથી પ્રસન્ન રહેતાં હતાં. ચાલો એક પાપ ગયું, એક કાશ ગઇ; ઘરમાંથી મંદવાડનો ખાટલો ટળ્યો, એક જણનું ખર્ચ ઓછું થયું, છોકરાને નસીએ બે હાથી બંધાએલા તેમાંનો એક ઓછો થયો; છોકરાને નિરાંત થઈ અને ઘરમાંયે શાન્તિ થઇ, કકળાટ ઓલવાઇ ગયો; શૉકયોના ઝગડા દૂર થયા અને આપણે નિરાંતવાં સુખાળવાં થયાં. આવા પ્રકારના વિચાર લાવી તેઓ કાંક સંતોષ રાખી ફરતાં હતાં; પણ અક્કરમીના પડીયા કાણા અને નસીબ બે ડગલાં આગળનું આગળ તે પ્રમાણે એમના કરમે ભાનુશંકરને આપઘાત કરવાની વેળા આવી. ભાનુના મરણ પછી કાન્તા ઘણીજ ફાટી ગઈ; હદ બહાર જતી રહી. તેને ખુણો પળાવતાં તેની સાસુને ઘણીજ મુશ્કેલી નડી, અને છેવટે કાન્તાએ આમન્યા તજી સાસુ સસરાની સામે છચોક બોલવા માંડયું, એટલે ભાનુનાં માબાપ ત્રાસ પામી ગયાં; અને છેવટે થાકી કંટાળી કાન્તાનું નામ લેવું મૂકી દીધું. કાન્તાએ પણ ખપજોગ બોલવું ચાલવું રાખ્યું

અને આખો દિવસ મેડામાં રહી પુસ્તક વાંચતી ગાતી
હીંચતી; તેનાં સાસુ સસરાનો તો અશકજ ઠંડો થઇ
જ્યાં સુધી શાન્તા જીવતી હતી, ત્યાં સુધી શાન્તા દો
માતી નહોતી અને તેનામાં ડગલે ડગલે અવગુણ, છ
અને વાંક દેખાતા હતા; તેને જરા પણ જંપીને બેસ
નહોતાં અને રાત્રે પણ તેને સૂવા સરખાંએ દેતાં નહોતાં.
દિવસ કળકળ કરી મૂકતાં, અને તેને પજવી મારતાં;
રીને રાત્રે બાર બાર વાગે સૂવા મોકલતાં, રાતના ત્રણ
તો તેને ઉઠાડી ઘંટીએ બેસાડતાં. આવું આવું અસહ્ય
શાન્તાએ જીવન અંત સુધી સહન કર્યું; છેવટે તેનામ
પણ કામ કરવાની શક્તિ ના રહી ત્યારે તેને શૉકય
શૉકયની શૂળી ઉપર વીંધી, અને છેવટે જ્યારે તે મરી
બિચારી મસાણમાં જઈને ઠરી. ભાનુની માએ ભાનુની ન
ઘરમાં આવ્યા કેડે શરૂઆતમાં તો ઘણોજ રોફ અ
બેસાડવા માંડયો; છેવટે સમશેરી અને જહાંગીરી પણ
વવા માંડી; પણ કાન્તાએ બધું ધોઇ પીધું અને આંખ
ફેરવી સાસુને ન્યાય આપી દીધો. સાસુ છેવટે જખ મા
રીને શાન્ત થઇ અને ખુણે ખોચરે ભરાઇને દાંતીયાં ક
બડબડવા લાગી. સસરાજી પણ શાન્તાને વખત આવ્યે
ચુકતા નહોતા; તે પણ કાન્તાનો રોફ અને દમામ
બકરી બેં થઇ ગયા. સાસુ સસરો જો કાન્તાને કો
કારણસર અગર વાંક સારૂ એકાદ બે વેણ કહેતાં તો
બે વેણનાં બાર વેણ ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે આપતી હતી

છેવટે રિસાઈને પિયર ચાલી જતી હતી; અગર પાડાપારોશીને ઘેર ભરાઈ સાસુ સસરાની હદ બહાર નિંદા કરતી હતી.

જમાનાના પરિબળમાં આર્ય ઘરસંસારનું બંધારણ ધીમે ધીમે તૂટવા લાગ્યું, આમન્યાનો નાશ થવા લાગ્યો. કુલાચાર ઘસાવા લાગ્યો, વિવેક સંતાઈ ગયો અને સહનશીળતા તો તદ્દન નાશ પામી! આર્ય ઘરસંસારની અધોગતિ થવાનાં કારણો શોધીએ છીએ તો વિબુધ જનો કારણોમાં સુધારો, અંગ્રેજી કેળવણી, સ્વતંત્રતા, ફેશન અને જમાનો એ પ્રમાણે જેમ માને તેમ મન સૂઝયાં કારણો બતાવે છે; કોઈ પણ ધડો લેવા લાયક કારણ મળી આવતું નથી, કોઈ એક સાધારણ આર્ય કુટુંબમાં આપણે દૃષ્ટિપાત કરીશું તો આપણને ત્રિવિધ સ્વભાવવાળા વિવિધ સંસ્કારવાળા, વિવિધ વિચારવાળા અને વિવિધ આચારવાળા માણસો દૃષ્ટિગોચર થશે. દરેકનાં વર્તન વિચિત્ર અને વાંધાભર્યા દરેકને લાગશે. ધણીનું વર્તન ધણીઆણીને નહિ ગમે અને ધણીઆણીનું વર્તન ધણીને નહિ ગમે; છોકરો બાપમાં હજાર દોષ જોશે અને તેને ઝટ મરવો તાકશે; વહુ સાસુમાં હજાર અવગુણ જોશેજ અને ઝટ જુવારૂ માંડવા તાકશે; માબાપ દીકરાને ઉડાઉ જોશે, બાયલો ગણશે અને તેની પાસેથી તમામ પૈસા ટકા પોતાની પાસે આવે અને પોતાના હાથથી તમામ ઘરવ્યવહાર ચાલે એવી ઈચ્છા કરશે. ભાઈ બ્હેનમાં હજાર ગણો સ્વાર્થ જોશે અને તેજ માવતરને સમજાવી સમજાવી મીઠું મીઠું બોલી સૌ ફોસલાવી ખાય છે એમ માનશે અને બ્હેન ભાઈમાં ઘણાક દોષ જોશેજ; ભાઈ

સાવ નમાલો થઈ ગયો છે, દરેક રીતે ભાભીને વશ થઇ ગયો છે અને ભાભીનુંજ પાયુ પાણી પીએ છે. તમામ રળ્યું ખપ્યું ખાનગી રાખી સ્ત્રીને દરદાગીના કરાવી દેછે એવુંજ માનશે! આ પ્રમાણે વિચિત્ર હાવ ભાવ અને વર્તન આર્યકુટુંબમાં માલમ પડી આવશે. બાપ છોકરાને નિસાળે ભણાવશે પણ છોકરો શું ભણે છે તેની તપાસ નહિ કરે; મા છોકરીને શીખામણ દેશે, મારી ઝુડીને સાસરે મોકલશે, પણ છોકરી સાસરામાં રહીને શો ધંધો કરે છે અને સાસરીયાંને કેવી રીતે ઠારે છે તેની જરા દરકાર નહિ કરે; સાસુ વહુને જોશે કે તરતજ આંખમાં ઝેર ભરાશે, અને જરા પણ તેને જંપીને બેસવા નહિ દે; પણ વહુને પિયર મોકલતી વખત અથવા બહાર કે જમવા મોકલતી વખત વહુ કયાં જઈ આવી, કેટલો વખત લાગ્યો, કેટલા દિવસ રહી અને પીયરમાં રહીને શું કર્યું તેની તલમાત્ર તપાસ નહિ કરે. આવી આવી વિચિત્રતા દરેકના ઘરમાં ભરાઈ રહી છે: કોઇને કાંઇ પણ કોઈથી કહેવાતું નથી. કોઇને બ્હેનપણી બગાડે છે, તો કોઇને પાડોશી બગાડે છે, કોઇને માબાપ બગાડે છે તો કોઇને સોબત બગાડે છે, કોઇને સંસ્કાર બગાડે છે તો કોઈને આચાર બગાડે છે, આ પ્રમાણે કાંઈનું કાંઇ ચાલ્યાંજ કરે છે. એક ઘરમાંજ એક મહાદેવને માને, બીજો માતાને માને, ત્રીજો કૃષ્ણને માને, ચોથો પીરને માને અને પાંચમો નિરંજન નિરાકારને માને. એક સતાનની તો, બીજો આર્યસમાજી, ત્રીજો પ્રાર્થનાસમાજી તો ચોથો બ્રહ્મસમાજી!!!

આવી રીતે અદ્ભુતતા વિવિધ મત વિવિધ વર્તન આ-ચેોના ઘરસંસારમાં ચાલી રહે છે. કોઇ પણ પ્રકારનું કર-કસરનું, ધર્મનું, વિવેકનું, નીતિનું અને સહનશીળતાનું ધોરણ માલમ પડી આવતું નથી. જેમ જેને પવન લાગે અને જેવો રંગ લાગે તે પ્રમાણે ચાલ્યાજ કરે છે. આ પ્રમાણેનુંજ ધોરણ ભાનુના ઘરમાં ચાલતું હતું; એથી કોઈના પર કોઈનો પણ દાબ પડી શકયો નહોતો.

જ્યાં સુધી ભાનુના ઘરમાં શાન્તા હયાત હતી ત્યાં સુધી ભાનુનું ઘર કાંક કરકસરથી ચાલતું હતું. દળવા ખાંડવાના પૈસા ખરચવા પડતા નહોતા અને તમામ રાંધણું સીંધણું તથા ઘરવ્યવહાર ઘણીજ કરકસરથી ડહાપણથી અને વિવેકભર્યો ચાલતો હતો, પણ શાન્તાના મરણ પછી તમામ ઘરની સત્તા કાન્તાના હાથમાં આવી હતી; કાન્તા જેમ આવે તેમ કરતી અને મન ન્હાય તેમ રાંધતી અને ખાતી પીતી હતી. દળવા ખાંડવા તો કોઇ દિવસ પણ તે બેસતી નહોતી; વખતે કોક દિવસ જ્યારે શાન્તા કામ કરતાં થાકતી અને જો તે બોલા-વતી, તો તે વખતે પણ તે સાફ નાજ કહી દેતી હતી. આ બાબતમાં સાસુ સસરાની તે જરા પણ તમા રાખતી નહોતી. કાન્તાનાં લગ્ન અને ભાનુની મરણક્રિયામાં ભાનુનાં માબાપને ઘણુંજ ખર્ચ થઇ ગયું હતું, અત્યારે ઘરની સ્થિતિ ઘણીજ નરમ દશા પર ચાલતી હતી. આજકાલ દળવા ખાંડવાના પૈસા ખરચી શકાય તેમ નહોતું. ભાનુની હયાતીમાં રોજ ઘરમાં બે વખત સવાર સાંજ શાક થતું હતું; અને સાંજરે વાળુ કુમળી

થતું હતું; અર્થાત્ સવારમાં દાળ ભાત રોટલી શાક અથાણું પાપડ વગેરે ખવાતાં હતાં અને સાંજરે રોટલી શાક દુધ ખીચડી વગેરે ખવાતાં હતાં; પણ ભાનુના મરણ પછી તમામ ઓછું થઈ ગયું હતું. દુધ તો છેક બંધ થઈ ગયું હતું; શાક સાંજે જરા જરા થતું હતું, દાળ ભાત પણ બીજે ત્રીજે થતાં હતાં અને ઘી પણ વપરાશમાં ઘણું ઘટાડી નાખ્યું હતું; એકંદરે ઘરની સ્થિતિ પણ ગરીબાવસ્થામાં આવી ગઈ હતી. આ જકાલ કાન્તાનું મન ધાર્યું ખાવા પીવામાં થતું નહોતું એટલે કાન્તાને અને સાસુને વારંવાર બાઝવું પડતું હતું; એક દિવસ પણ કંકાસ વગર જતો નહોતો.

કાન્તાને મેડામાં હીંચકા ખાતી જોઇ તેની સાસુ શિવલક્ષ્મીને આંખમાં કરકર આવી અને એકદમ તેને નીચે બોલાવવા વિચાર કર્યો; તેના મનમાં છેવટે સારી રાતે ઠસી ગયુ હતું કે, કાન્તા વહુને વધારે છુટ આપવાથી ખોટુ પરિણામ આવશે, અને તે છેવટે પિયર અને સાસરા બંનેની આબરૂ પર કોયલા ઘસશે; તેથી તેણે દિવસે દિવસે કાંક કાન્તાને વધારે અંકુશમાં રાખવા ઠરાવ કર્યો હતો. આ વખતે તેણે તરત હીંચકા સાંભળી ઘાંટો પાડયો.

" કાન્તા ! " કાંઈ પણ જવાબ મળ્યો નહીં.

" અલી કાન્તા " જરાક ઘાંટો પાડીને બોલાવી છતાં પણ બોલી નહિ.

" હે કાન્તા ! " મોં બગાડીને બોલાવી પણ હા નાને ઉત્તર મળ્યોજ નહિ. "

" અલી કાન્તા, ઓ બહેરી, અલી નવી, કેમ રાંડ સાંભળતી નથી ? "

" શું છે ?" ગુમાનમાં અને રોફમાં ધીમે રહીને જવાબ કાન્તાએ આપ્યો !

" તો રાંડ ક્યારની તને નીચે બોલાવ બોલાવ કરૂં છું, કેમ સાંભળતી નથી ? "

" પણ છે શું ? કહી નાખોને, બરાડા શાને પાડો છો ?"

" આ નીચે આવીને આ ડાંગરનો ઘાણ પડયો છે તે જરા ખાંડી નાખ ! "

" એ ખંડાવી લ્યો વેચાથી, મારાથી ખંડાશે નહિ, મારૂં તો માથું દુખે છે ! "

" ત્યારે આ પાંચ શેર ઘઉં પડયા છે તે જરા ધીમે રાગે ઘંટી તાણી દળી નાખજે ! "

" દળાવી લ્યો વેચાથી ! મને તો છાતીમાં સણકા આવે છે ! "

" તને ભલા ખાંડતી અને દળતી વખતે સણકા આવે છે; મોટા ધોરા ખાતી વખતે તો કાંઇ થતું નથી; તે વખતે તો આકડો અને ધંતુરો બધુંએ ઉઠાવી જાય છે, અને કામ કરતી વખતે તાવ આવે છે કેમ ? "

" એ તાવ તમને આવે, મને અમ્મા કરે, સમજ્યાં બાઈજી જરા માનમાં રહેજો નહિ તો જોયા જેવી થશે ! "

" અલી તું શું જોયા જેવી કરીશ ! ? "

" ત્યારે બોલી જુઓ એટલે ખબર પડશે; સાસુજી હું

નહિ પેલી શાન્તા, હું તો છું કાન્તા એ યાદ રાખજો !"

"એટલે તું મોટા કુળવાનની અને ધનવાનની દીકરી તે મારે શા કામની ? તારૂં કુળ અને તારો પૈસો તને ગંધાય ! મારા કામમાં તે શું આવવાનો ?"

"ત્યારે ઘર જોતી વખતે આંધળાં થયાં હતાં ?"

"આ રાંડે મારા છોકરાને ખાધો, મારી મોંઘી અને ડાહી વહુને ખાધી અને હવે મને અંધાપો આપવા બેઠી; રાંડ જરા લાજ, બોલતાં વિચાર કર !"

"તમે બોલતાં વિચાર કરો ! નહોતાં જાણતાં કે છોકરાને નવી પરણાવીશું ત્યારે ખર્ચ વધશે ?"

"એટલે તને દળવા ખાંડવાનું એ ન કહેલું ?"

"ના, સમજયાં."

"ત્યારે હવે કોણ ખાંડશે મારો બાપ ?"

"વેચાથી કરાવો ?"

"પણ પૈસા કયાંથી લાવું ?"

"ના હોયતો ઘંટડી વગાડો, નહિતો હાથે ઘંટી ફેરવો !"

"ઓ મારા બાપ, આ વહુએ તો ગજબ કરવા માંડયો. હાય હાય મા મારી શાન્તા આ કાન્તા કરતાં હજાર ગણે દરજજે વધારે સારી, ડાહી, આમન્યાવાળી અને સહનશીલ અને આતો છેક ચળેલી ! રાંડ ભણેલી એટલે કોઈને ગણેજ નહિ; દરેકને તરખલા તોલે માને !"

"એ સારી વહુને પણ નઠારી ગણી શૉકયની શૂળી ઉપર વીંધી, તમે શું સારૂં કર્યું છે ? તે તો બિચારી મરી

એટલે છુટી, જગત તરી ગઈ !"

"અરે ભગવાન હવે મારી શી વલે થશે ? આ ઘડપણ કેમ જશે ?"

"રોઈ રોઇને !"

"લે હવે ડાહી થા. આમ છેક ફાટી ન જા. જરા નીચે આવી ઘંટી ફેરવ !"

"એ ફેરવો તમે !"

"ત્યારે તું શું કરીશ ?"

"હું રાંધીશ અને ખાઇશ !"

"રાંડ હવે તો ડાહી થા ! તું રાંડી કાંઈ સમજ !"

"રાંડી એટલે હું શું કુવામાં જઈને પડું ? એતો જગતમાં જેમ થતું આવે છે તેમ થાય છે; મેં તો કાંઇ તમારા દીકરાને મારી નાખ્યો નથી ને !?"

"ઓ ફાટેલી, આમ છેક ચળી ન જા ! બેસ ઝટ ઘંટીએ !"

"એ જ્યારે ઘંટીએ બેસારવાની હતી ત્યારે શું કામ જખ મારવા તમારા દીકરાને ફરીથી પરણાવ્યો ?"

"એટલે નવી વહુ તું થઈ તેથી કાંઇ કામ તું નહિ કરે એમ ને ?"

"એ ચોખ્ખી ના !"

"ઓહો આતે શું કહેવાય ? ક્યાંઈ જગતમાં નવી વહુ કામ કરતી હશે ?"

"તમે જાણતાં નથી; જો ન જાણતાં હો તો આજથી મારા દાખલાથી જાણી લેજો !"

"રાંડ બોલતી બંધ થા; નહિ તો તારી જીભજ તાણી લઈશ!"

"હવે છાનાંમાનાં લવારો મૂકીને જે કરતાં હો તે કરો અને છાસની દોણી ભરો!"

"ઓ તારીની! આ નવીની તો વાતજ વધી ગઈ; જરા શરમા, છેક વંઠી ન જા; નહિતો મારા ઘરમાં પોષાઈશ નહિ!"

"એ તો હુંએ જાણું છું!"

"શું તારા બાપનું કપાળ જાણે છે? આમ ચપ ચપ નાને મોઢે લવ લવ કરે છે તે જરા જીભડી ખેંચી રાખ નહિ તો એક લાત મારી ઘરમાંથી તગેડી મૂકીશ."

"એ કોરટ તૈયાર છે!"

"જા રાંડ સરકાર દરબાર ચડજે! તું એજ કરવાની છું! વહુ તમે અંતે નીકળી જવાનાં છો એ ખાત્રી રાખજો!"

"તે વિના તમારી આંખો નહિ ઉઘડે!"

"રાંડ આટલી ભસ ભસ કરે છે પણ ઝટ હેઠે આવી ઘંટીએ બેસે છે?"

"તમને એકવાર તો કહ્યું કે, હું ઘંટી ખાયણીએ નહિ બેસવાની?"

"ત્યારે આટલા દિવસ સુધી મારી શાન્તાએ દળ્યુ ખાંડયું તે સૌ વૃથા ગયું?"

"ગયુંજ તો."

"ઓહો ધન્ય છે તેને! મેં તેને ઘણુંએ દુઃખ દીધું હશે પણ બિચારી કોઈ દિવસ મારા સામું બોલી નથી!"

"તેનોજ તમે એને સારો બદલો આપ્યો છે."

"મેં શું કર્યું છે?"

"કાંઈ નહિ; બિચારીને મરતાં સુધી મારી, છુંદી, શૉક્યની શૂળી ઉપર વીંધી અને તેને ધરાઈને ધાન પણ ખાવા ન દીધું; હવે શું બદલો આપવો બાકી રહ્યો છે?"

"હવે જરા મોંમાં જીભ ઘાલ, એણે બધું કામ કર્યું ને તું કેમ ના કરે?"

"એ તો ફાવે તે કરે, પણ હું કાંઈ ન કરૂં?"

"કારણ."

"કારણ એજ કે શાન્તા પંથ વરને પરણેલી ને હું તો બીજ વરને પરણેલી સમજ્યાં?"

"બીજ વરની પરણેલી તો તમામ ઘરનો ભાર માથે લઈને ફરે અને બધું કામ કરે સમજી?"

"કાંઈ નહિ, એ પંથ વરની પરણેલી ઘરમાં કામ કરે અને બીજ વરની લ્હેર કરે!"

"એવું તે કયાંઈ થતું હશે?"

"એ લોકો ગાય છે તે ભૂલી ગયાં? જ્યારે ઘરમાં આવીને કામ કરવું હશે ત્યારે રાંડ શું કરવા જખ મારવા શૉક ઉપર આવશે!"

"ઓ મારા બાપ તને નવગજના નમસ્કાર! રાંડ અત્યારે ગાવા ઉભી થઈ!"

"બઈજી સાંભળો, સાંભળોઃ—

*  *  *  *

" દાદા મોરા પંથ વર નવ જોશો જો,
પંથ વરની પરણી મહા દુઃખ પામશેરે લોલ;
દાદા મોરા બીજ વર તો જોજો જો,
બીજ વરની પરણી મહાસુખ પામશેરે લોલ.
પંથ વર તો ભોંય સુવારે સોટડીએ ચમકાવે જો,
પંથ વરની પરણી મહા દુઃખ પામશેરે લોલ;
બીજ વર તો લાડલડાવે ઓબલીએ ખુબ ખવરાવે જો,
બીજ વરની પરણી મહા સુખ પામશેરે લોલ. "

" ઓ રાંડ ગધાડી જરા લાજ લાજ, હું તારી બ્હેનપણી નહિ, પણ તારી સાસુ ! "

" હુંએ તમને સાસુ ધારીનેજ સંભળાવું છું ! "

" ઓ મારાં માબાપ હવે હું તને કાંઇ નહિ કહું; મે જખમારી, હવે મારો છાલ છોડ ! "

" ત્યારે તમને કોણ બોલાવે છે ? નાહક મને શું કાર પજવો છો ? જો તમે ઝાઝી મારી પત્તર ફાડશો તો હું તમાર ઘરમાં નહિ રહું ! "

" ઓ મારા બાપ, તે હું ક્યારનીએ જાણું છું ! "

" ત્યારે જાઓ મારૂં નામ ન દેશો ! " આ પ્રમાણે સાસુ વહુ સારી રીતે ખખડયાં, લઢયાં અને તઢાકો કરી અન્યો અન્ય રિસાઈ ગયાં. કાન્તા ધબધબ કરતી મેડે ગઇ અને સાસુજી બડબડ કરતાં જખ મારી કામ કરવા મંડયાં; ડોસા કકળતા નીચે આવ્યા અને ડોશીને ખુબ ધમકાવી, અને તેને કાન્તા

જરા પણ નામ ન દેવાનું કહ્યું, અને છેવટમાં જણાવી દીધું કે જો તું કાન્તાની ઝાઝી હાડછેઠ કરીશ તો અંતે તે નીકળી જશે અને આપણી આબરૂ પર કોયલા ઘસશે માટે તેને જેમ ફાવે તેમ આપણા ઘરમાં રાખીને મનસ્વી કામ કરવા દેવું . ઝાઝી પત્તર તેની ન ફાડવી; આ પ્રમાણે ડોસાએ ડોસીને સમજાવી; શિવલક્ષ્મી બિચારી રહી ગઇ અને ખુણે બેસી ડુસકાં ઉપર ડુસકાં ખાવા લાગી, ડોસા હાથમાં માળા ઝાલી એક કોરે બેસી પ્રભુ સ્મરણ કરવા લાગ્યા; અને કાન્તા મેડીમાં જઇ પોતાનાં લુગડાંલત્તાં એકઠાં કરી ટૂંકમાં ભરવા લાગી. લુગડાં ભરતાં ભરતાં ધીમે ધીમે સાદે ગાવા લાગી;

*    *    *    *

" સુખ ને સાહ્યબી નથી રે લખીઆં,
કીરતારે આરે નસીબમાં;
કદીઅલ દુખડાં ક્યાંથી રે જમશે,
પામર જીવડો દીબમાં:-૦
અમૃત કુંપો અકર્મીને મળીઓ,
પીધો ન આખર ભોંયજ ઢળીઓ;
સાંસા પડયા રે શરીરમાં,
નિસાસા નયણાંના નીરમાં.
ઝાંખીને મરનો હાય જીવલડો
ઝુરી ઝુરી જીવન જીભમાં:-૦

તમામ લુગડાં ટૂંકમાં પેક કરી કાન્તાએ કપડાં પહેર્યાં અને સંધ્યા થાય એટલે ઝટ પિયર ચાલી જાઉં એ વિચાર

કરી થોડોક વખત બેઠી ને સંધ્યાની વાટ જોવા લાગી. સાસુએ નીચે સગડી સળગાવી શાક વઘાર્યું અને વાળુની તજવીજ કરવા માંડી. ડોસા પણ બિચારા જે માળા ઉપર માળા ફેરવતા હતા તેમને પણ કકડીને ભૂખ લાગી એટલે માળા નીચે મૂકી પરસાળમાં આંટા ફેરા કરવા મંડયા; કેમકેઃ–

' ભૂખ લગી જબ કશું ન સુઝે, જ્ઞાન ધ્યાન રહે રોટીમાં;
કહત કબીરા સુન ભાઈ સાધુ, આગ ધરો એ પોથીમાં. "

તે અનુસાર ખાવા સારૂ તલપાપડ થઇ રહ્યા !

સંધ્યા ધીમે ધીમે પથરાવા લાગી; ઘેર ઘેર દિપકજ્યોત પ્રગટાવા લાગી, નાનાં મોટાં દરેક જણા ધીમે ધીમે ઘરમાં દાખલ થવા લાગ્યાં; જોતજોતામાં સંધ્યા વ્યતિત થવા લાગી

* * * *

" સંધ્યા સુંદરી લાલ વસ્ત્ર ધરીને જાણે પધારે અહીં
સંદેશો રવિરાયને સતિ તણો કહેવા ત્વરાએ વહી;
ખેંચી કિરણ ઉતાવળો ધસમસ્યો ભાનુ વહે મંદીરે,
ઉણો થાય પ્રકાશ ખાસ અવનિમાં નિસ્તેજ દિસે નીરે, "

કાન્તા ધડબડ ધડબડ કરતી ટ્રંક લઇ નીચે આવી અને એકદમ પરસાળ વટાવી ચાલવા માંડયું; કાન્તાને ટ્રંક લઈ જતી જોઈ સાસુએ પૂછયું.

" અલી શીદ જાય છે ? "

" મારે પિયર ! "

" ઓહોહોહો એમાં શું મોટો રિસાકો ચઢી ગયો કે ઝટ લઇને ચાલવા માંડયું ? "

" કાંઈ નહિ હું તમને વધારે પડું છું તેથી હું મારે પિયર જાઉં છું ! "

" આ તારીની આતો મીંયાંની ભેંસને ડાબુ કેમ કહેવાય ? આ જરા ખાંડવા દળવાનું કહ્યું એટલે પિયર જવા વહુ તૈયાર થયાં. "

" હશે ત્યારે જ્યારે મારે ખાંડવું અને દળવું હશે ત્યારે હું તમારે ઘેર આવીશ ! "

" ત્યારે ઠીક બાપા તને ઠીક લાગે તેમ કર ! અમે કાંઈ તને જવાનું કહેતાં નથી ! નાહક અમને પજવીશ નહિ ! તારા મનનું ધાર્યું કરે છે અને પાછળથી દોષ અમને દે છે. એવું ના કરીશ ! તારે પિયર જવું હોય તો જા; પણ જઈને એમ ન કહીશ કે સાસરીઆંએ કાઢી મૂકી ! "

" ઠીક ત્યારે હું જાઉં છું ! "

" ભલે તારી મરજી. "

કાન્તા સપાટા બંધ ટ્રંક લઈ ઘર છોડી પિયર ભણી વળી. ભાનુનાં માબાપ કાન્તાનું આવું વર્તન જોઈ સ્તબ્ધ બની ગયાં; બંનેની આંખમાંથી ઝળઝળીયાં આવી ગયાં; છેવટે ભાનુની માના મુખમાંથી ઉદ્‌ગાર નીકળી પડયા કે " આતે સ્વચ્છંદી સધવા કે વકરેલી વિધવા ? "



# પ્રકરણ ૯ મું.

## પુનર્લગ્નનું પારણું કે અનાચારનું બારણું ?

દોહરો.

ભણ્યા ઘણું પણ નવ ગણ્યા, ધર્મ નીતિનું જ્ઞાન;
વરાવે વિધવા હોંશથી, માની મોટું માન.

અતિશય હદ બહાર સ્ત્રીઓને છુટ આપવી, મોનાં માગ્યાં લુગડાંલત્તાં અને ઘરાણાંગાંઠાં પહેરાવવાં, ઈચ્છાનુસાર સ્ત્રીને ગમે ત્યાં ભટકવા દેવી, મન ગમતાં ખાનપાન લાવી હાજર કરવાં, ધાર્મિક અને નૈતિક સંસ્કારહીન કેવળ પોપટીઆ કેળવણી આપવી, અને ઘરસંસાર વ્યવહારથી તદ્દન વિમુખ રાખી નોકર ચાકરથી કામ ચલાવી લેવું એ માત્ર સ્વહસ્તે પોતીકા મુખ ઉપર કોયલા ઘસવા સમાન છે.

કાળે પડી હતી નારીયો પડદે ન જોતી આંગણું,
ચટકા કરી ચાલે હવે છતમાં મળ્યું છુટાપણું;
અરધું ઉઘાડી શિર પટીયાં પાડી જાય બજારમાં,
પિચકારી મારે પાનની હિંડે પુરૂષની હારમાં.

ભાવ વિનાની ભક્તિ, અનુભવ વગરની જુક્તિ, હેત વિનાનું મન, શક્તિ વગરનું તન, કંઠ વગરનું ગાન, નીતિ વગરનું જ્ઞાન, પૂંછ વિનાનો મોર, આંખ વિનાનો ચોર,

:જનતા વિનાની સંગત, બુદ્ધિ વિનાની રંગત, વર્ષા ાની દામની અને ચંદ્ર વિનાની જામની જેમ સાક્ષાત રિપુ તેમ અંકુશ વિનાની કામની કેવળ કાળી નાગણી છે.

*        *        *        *

ભામનીઓ ભારત દેશનીરે, નિજ ધર્મ તણો લહી મર્મ;
સદ્‌ગુણ સેવો સૌ પ્હેલડોરે, જેથી સફળ થશે સૌ કમ.
અતિ હીતકર આ દેશના અસલ સમયના ચાલ,
પેસાડયાં તેમાં તમે અહિત ભરેલાં સાલ.
તેથી તુટયો તમ દેશનોરે, કાંઇ તત્વ તણો શુભ થંભ;
શાસ્ત્રતણો સેતુ તોડીનેરે, કર્યો ઐરક મત આરંભ—ઃ
પિયર પનોતી પણ સ્ત્રીઓ સેવતી સાસરવાસ,
પિયર પનોતી હાલ તો ગણે પતિને દાસ.
એવી રીતે આ દેશમાંરે, ચાલ્યો દંપતિનો શુભ ધર્મ:
ત્યાં પ્રજા કયાં થકી સાંપડેરે, જે કો સમજે દેશના મર્મ—૦
બાળલગ્નમાં મગ્ન થઇ વરયોડે ધરી વ્હાલ,
ન્યાત વરા કરી વિણ ગજે ઘર ન કરો બેહાલ.
ઘર વેચાવી વરને કદીરે, જર હિણુ કરો ન જરાય:
મિથ્યા મોટાઇમાં નવ મરોરે, તોજ આ ભવસિંધુ તરાય—૦
બળતી ચ્હેમાં પતિ પુંઠે પડતી તેના પુત્ર,
ચઢતા તોપ ખડગ મુખે સમજી શરીરને સુત્ર.
વિધતા કેરૂ વ્રત પાળતીરે, તેના સુત અહતા સમશેર:
વિધવાલગ્નો ને નાતરાંરે, તેની વેજા કરતી કેર—૦
મનુકુળ અંદર અવતરી ન ચહો પશુનો પંથ,
સારૂં એ ભણતર ભણો એજ સુગુણનો ગ્રંથ.

સંધવી સાચી મતિએ દીપેરે, કોટી વિઘા તણે શીર મોડ;
શણગાર સાચો પતિવ્રત તણોરે, જેની કંઇએ જડે નહિ જોડ-૦"

ન૦ પુ૦ સંઘવી.

એમ આબાદી તુમ બરબાદી ઉક્ત આભૂષણવાળા આબાદ અમદાવાદમાં આજ કાલ એક અદ્ભુત પ્રકારની ચર્ચા સર્વત્ર ચાલી રહી છે. વિપ્ર કોમના એક અગ્રેસર આગેવાન ફાધર વિલિયમ પુરૂષોત્તમરાયજીની સાઠી બુદ્ધિ નાઠી એ અનુસાર પોતે પોતાની ચોથી અવસ્થામાં સ્વાર્થ ચોથ ઉજવવા તૈયાર થયા છે. વડીલોની ઉજવળ કીર્તિની લોથ વાળવા ઉભા થયા છે. અત્યારે તેમના વિચારમાં આડે આવનાર કોઈ રહ્યું નથી; એમ માની તરતની રાંડેલી બાળવિધવા પુત્રી બાળા કાન્તાનું પુનર્લગ્ન કરવા નાતરૂ કરવા ધાર્યું છે. વૈભવ અને સાહ્યબી સદાયે એમનીજ સાથે પળશે એમ ધારી વૈભવ વધારવાની મુરાદમાં છેવટના એક વખત ફરીથી વધારે વારના કોયલા ઘસવા તૈયાર થયા છે. પાંચ હજાર રૂપીઆની કોથળી પટારામાં મૂકી વિધવાવિવાહ બજારમાં સુધારા ગધેડા ઉપર બેસી જમાનાની ટોકરી વગાડતા બજારનો રસ્તો કાપતા નીકળ્યા છે. મણીલક્ષ્મી અને કુંદન પર કુસુમના સંખ્યાબંધ પત્રો તથા તાર છુટયા છે. મામા અમીધરે પણ આ ભવાડો ભાવનગરમાં રહીને પોતાના મિત્રો મારફતે સાંભળ્યો છે. સર્વે જણાં રાયજી પર અણગમો બતાવી આંખ આડા કાન કરી શાપ અને ધિક્કારનો વરસાદ વરસાવી રહ્યાં છે. કેશરી ડોસો ઘડપણમાં ડાટ વાળવા ઉભો થયો છે, અને પોતાનુંજ ધાર્યું કરે તેવો ક્રૂર તથા નરા-

ધમ છે એમ માની કોઈ તેની વચ્ચે પડવા હીંમત ધરતું નથી. સુધારા સમાજના એક વંઠી ગએલા છાકટા મેમ્બર છેલશંકર વકીલ સાથે કાન્તાનું નાતરૂં કરવા રાયજી તૈયાર થયા છે. છેલશંકર પણ ચાર પાંચ વરસથી રાંડેલો છે; તેની વિચિત્ર અને દુરાચારમય વર્તણુંકથી તેને કોઇ કન્યા આપતું નથી, તેથી રાયજીનું મોઢું કોયલાથી ભરી કાન્તા સાથે પુનર્લગ્ન કરવા તૈયાર થયો છે. આજ સાંજના રાજનગરના પ્રખ્યાત નાતરાગૃહમાં કાન્તા અને છેલશંકરનાં પુનર્લગ્ન થનાર છે; તેની સાથે મી. મધુકરે પણ કાશી અને કલ્યાણદાસનું નવીન વણીક જોડું પુનર્લગ્ન કરવા સારૂ ઉભુ કર્યું છે. આખા શહેરમાં આ બે નાતરીઆ વિવાહની વધામણી ચારે કોર ફેલાઈ રહેલી છે. બાગ બગીચા, ચૌટાં, ચકલાં બ્રીજ અને સર્વ સ્થળે આ પુનર્લગ્નની ચર્ચા જોશભેર ચાલી રહી છે. જેમ જેને ફાવે તેમ પુનર્લગ્નની વિરૂદ્ધમાં અને તરફેણમાં પોત પોતીકા વિચારો દર્શાવ્યા કરે છે. કાન્તાનાં સાસુ સસરા પણ કાન્તાનો નાતરીઆ વિવાહ થવાનો સાંભળી હેબક ખાઇ છાતીફાટ કલેશ અને રૂદન કરવા મંડયાં છે, અને ઉપરા છાપરી રાયજીને આ કાળુ કર્મ નહિ કરવા સારૂ કહેણુ મોકલ્યાં છે; રાયજી તમામ કહેણુ હોઈયાં કરી જઇ મુંછે સુધારાનાં બે લીંબુ લટકાવી દમામમાં દમભેર હરવા ફરવા લાગ્યા છે અને પોતાનોજ કક્કો ખરો કહેવરાવવા સારૂ તાલમેલ રચવા મંડયા છે.

અત્યારે સમય સાંજના સાડાચાર વાગવાનો થયો છે, અને નાતરીઆલગ્ન રાતના નવ વાગતાં થનાર છે. આખા

શહેરમાં એક છેડાથી તે છેક બીજા છેડા સુધી નાતરીઃ વિવાહની વિચિત્ર વાતો થઇ રહી છે; અત્યારે વિકટોરીઃ ગાર્ડનમાં પણ આજ ચર્ચા હવા ખાનાર છેલાણી સેલા યુવકમંડળમાં ચાલી રહી છે. કેટલાક વિરૂદ્ધ અને કેટલ તરફેણમાં વાક્બાણ ઉડાવ્યા કરે છે.

"મી. સુરેન્દ્રરાવ, નવિન વિચારોએ નખ્ખોદ વા નાખ્યું છે. નવી સભ્યતાએ હીંદુઓનાં તનમન અને ધનમાં એ તો ગુપ્ત વિષ ઉમેરવા માંડયું હતું અને હજી ઉમેર્યા કરે છે તેની અસર દેખતાં વિચારકોને ઘણે વર્ષે સ્પષ્ટ રીતે હાનિકા નીવડેલી જણાય છે અને જણાશે; પરંતુ આંધળા વિચારકે ' ડફ્ગરને ગંધ સહી ' એ નિયમ પ્રમાણે તે નવી સભ્ય અને નવા વિચારોની હિમાયત કરવામાં મહત્વ જણાય છે

"મી. રાજેન્દ્રરાવ તમારૂં કહેવું તદ્દન રાઇટ ખરૂં પુરાણી વાતો નષ્ટ થઇને નવી બાબતો ઘુસી ગઈ છે. આ પોતે વિલાયતી થઇ ગયા નથી તો પણ આપણા ઘરમાં વિ યતીપણું ઘુસાડયા કરીએ છીએ. મુસલમાનોના રાજ્યમાં શીઓ ફારસી અરબ્બી ભણી રાજકર્ત્તાઓની બોલી ચ શીખી ગયા હતા, પણ તેમનાં ઘર તો સારી રીતે હીંદુજ મુસલમાની સભ્યતાએ તો હીંદુઓની બાહ્ય બાબતોમાં ફાર કર્યો હતો, પણ પાશ્ચિમાત્ય સભ્યતાએ તો હીંદુએ ઘરમાં પેશી દેશીપણાનો સંહાર વાળવા માંડયો છે."

"મી. સુરેન્દ્ર, એ નવી સભ્યતાએ સ્વતંત્રતાનો કર્યો છે. વ્યાપાર અને કારીગરીને ધુળ મેળવી છે; નવી સભ્ય

અમારા સાહિત્યનો પણ નાશ કરી દેત પણ અમારા ધર્મે તે સાહિત્યનું રક્ષણ કર્યું છે. સુધારા અને ફૅશને આપણા સામાજીક બંધ ઢીલા કરી નાખ્યા છે, તે અનાદિ કાળના નિયમોની પાછળ ખાઈ ખણુશીને મંડયા છે. આપણે બધા તેના દાસ થઇ પડયા છીએ."

"પરફેકટલી રાઇટ મી. રાજેન્દ્રરાવ યુ આર ! સાહ્‌લુ આપણને કોઈ પણ બાબત ઉપર વિશ્વાસજ નથી. શું આપણને આર્યોના જાતિ ભેદમાં વિશ્વાસ છે ? સે નો, ના કહો. આપણને હિંદુ ધર્મ ઉપર વિશ્વાસ છે ? કહો ના. ત્યારે આપણને શા ઉપર વિશ્વાસ છે ? કહો કોઇ ચીજ ઉપર નહિ ! !"

"મી. સુરેન્દ્ર, આપણી સ્ત્રીઓ સ્વાભાવિક રીતેજ ફેરફાર પસંદ કરનાર નથી; તેથી જો કે પુરૂષો તો ઇંગ્રેજ બન્યા છે, છતાં પણ ધર્મે સ્ત્રીઓના ખોળામાં જઇને આશ્રય લીધો છે. સ્ત્રીઓ આટલી કોમળ આજ્ઞાંકિત અને સરલ હોવા છતાં પણ તેઓએ અદ્યાપિ લગી પાશ્ચિમાત્ય સભ્યતા, સુધારો અને ફૅશનને પોતાની પાસે ફરકવા ન દીધી; સ્ત્રીઓએ આપણા જાતિ ભેદની રક્ષા કરી છે પણ હવે પાશ્ચિમાત્ય પોઝીશન સભ્યતાએ સુધારો તેમનામાં ઘુસવા લાગ્યો છે."

"મી. રાજેન્દ્ર સ્ત્રીઓને નવી કેળવણી આપવાને કેટલાએ વરસથી દોહડાહ્યા જક્કી સુધારકો હિમાયતની બુમો પાડી રહ્યા છે, પણ તેમણે તેવોજ પાશ્ચાત્ય માર્ગ ગ્રહણ કર્યો છે. પાશ્ચાત્ય શિક્ષાથી જો પુરૂષોને લાભ થયો હોય તો સ્ત્રીઓને પણ અવસ્ય થાય ખરો; જો પુરૂષોએ પાશ્ચિમાત્ય શિક્ષણથી પોતાની જાતિય

યોગ્યતા પ્રાપ્ત કરી હોય તો આપણે તેનો આદર સત્કાર કરીએ, પણ જો એ આડંબરી ઠાઠમાઠથી અને રીત રસમથી આપણી સ્ત્રીઓનું આર્યપણું નષ્ટ થઇ જાય તો આપણે તેને નવગજના નમસ્કાર કરી દૂર ભાગવું એજ બહેતર છે."

"ભાઈ સુરેન્દ્ર, આર્યબાળાઓને, છોકરીઓની નિશાળો કન્યાશાળાઓ નિકળતા પહેલાં માતા અને દાદીમાઓથી નિઃસ્વાર્થતાનું શિક્ષણ મળતું હતું. જે ગુણો હાલ ચોપડીઓનાં પાનાં ઉપરજ લખેલા પડ્યા રહે છે, તે ગુણો આગલા સમયનાં અનાયાસે મળતા હતા. તે વખતની સ્ત્રીઓ તે ગુણોની પ્રાપ્તિનાં કારણ અને નામ નહોતી બતલાવી શકતી, તોપણ તેઓમાં સ્વાભાવિક રીતે ઉદારતા સમાયલી હતી. જો આત્મ સમર્પણ અને પરોપકાર કરવાથી નરનો નારાયણ થઇ જાય છે, તો તેવા ગુણ આર્યસ્ત્રીઓમાં સ્વભાવસિદ્ધ હતા. ઘણી બાબતોનો ભોગ આપીને આર્યો જે ગુણ ખરીદવા ઇચ્છે છે તે ગુણ સ્ત્રીઓમાં સ્વાભાવિક રીતેજ હતો. આપણે સ્ત્રીઓને અવશ્ય કરીને શિક્ષણ આપવા ઇચ્છીએ છીએ અને આપણે સૌ સ્ત્રી કેળવણીના મજબૂત હિમાયતી છીએ પણ સાંપ્રત કન્યાશાળાના શિક્ષણથી આપણી સ્ત્રીઓના પૂર્વોક્ત ગુણ નષ્ટ થવા ન જોઇએ તેજ આપણો હેતુ છે."

"રાજેન્દ્રરાવ! રોગ પિછાન્યા વગર ઔષધ કરવા જેવી પ્રવૃત્તિ સાહસિક સુધારકોએ કરી મૂકી છે. પુરૂષો અને સ્ત્રીઓના લાક્ષણિક ગુણોનો નાશ થઇ ફેશને, સ્વતંત્રતા, અનાચાર અને સ્વછંદીપણાના અનિષ્ઠ સંસ્કારો બેસી ચૂક્યા છે, હવે આપણા

કલાપા અને બખાળા આક્રંદ-રૂદન સમાન વૃથા છે; ચલો મિત્ર ચાલો જરા આપણે બ્રીજ પર આંટો મારી આવીએ !” કહી સુરેન્દ્ર અને રાજેન્દ્રરાવ વિક્ટોરીયા ગાર્ડન છોઠી પુલ ઉપર ગયા; પુલ ઉપરની કમાનો પર પણ યુવકોનાં ટોળે ટોળાં બેઠાં હતાં; અને આજનાં થનારાં નાતરીયાં લગ્ન સંબંધી ચર્ચા કરી રહ્યા હતા. મી. સુરેન્દ્ર અને રાજેન્દ્રરાવ પણ કમાન ઉપર ધીમે રહીને ચઢયા અને ટોપી ઉતારી સોનેરી ચશ્માં ચઢાવી ગપાટા સપાટા છાનામાના મુંછમાં હસતા હસતા સાંભળવા લાગ્યા.

“ મી. વીરમિત્ર ! આ પણ સુધારાનું સાલ્લુ નોનસન્સ હમ્બગ જોયું ? એક કેળવાએલી મેટ્રીકયુલેટેડ કુલીન કુટુંબની અને ગ્રેજયુએટ હસબન્ડની વાઈફ સ્ત્રી પોતાનો ધણી મરી જતાં રીમેરેજ કરવા તૈયાર થઇ છે !”

“ મી. રતનલાલ આજકાલ સુધારાનો પવન બહુ વિચિત્ર રીતેજ વાયા કરે છે. બિચારા ભાનુ ગ્રેજયુએટના મરણ કેડે તેની સ્ત્રી કાન્તા પેલા છેલશંકર વકીલ સાથે નાતરૂં કરવા આજે તૈયાર થઈ છે. શિવ, શિવ, શિવ, આ પણ એક જમાનાનો જુલમ છે.”

“ હા યાર જુલમ છે. સાલ્લી ભણીગણીને પોતાનાં પિયરીઆં અને સાસરીઆંના નામ પર મેંશ લગાવા તૈયાર થઇ ગઈ છે ! આવી એક દુષ્ટ સ્ત્રીના પાપે હવેથી સ્ત્રી કેળવણી પર તિરસ્કારનો વરસાદ વરસશે, અને કન્યાશાળાના બારણે તાળાં દેવાશે ! !”

“ ના ના એમ તે શું થાય ! શું એકના પાપે કન્યાશાળાના

બારણે તાળાં દેવાય ? કહી નહિ. શું બધી સ્ત્રીઓ ભણીગણીને આવી બેવકુફ નીવડે છે ? નેવર કહી નહિ ? પણ મિત્ર હવેથી કન્યાઓની નીતિ રીતિ અને શિક્ષણ પર જતે દિવસે ખાસ કરીને ધ્યાન અપાશે ! આ કાન્તા એકલી દુષ્ટ છે એમ નથી પણ આખું કુટુંબ સુધારાના વાયરે ચઢેલું છે. તેના બાપ ભાઇઓ અને સઘળું ફેમીલી સુધારાનું ચુસ્ત હિમાયતી છે. બાપીકા સંસ્કાર દીકરીમાં ઉતર્યા છે.”

“હાજ તો, તે વિના તેણી એકલીથી નાતરે જવાય ? મિત્ર એ નાતરીઆ વિવાહમાં કાંક ઉંડા અને ગુપ્ત પેચ અને ભેદ હશે ! રાયજી ડોસો પેચ વગર રીમેરેજ કરે તેવો નથી. મારા બેટાનો હાથ ખુબ ભરાયો હશે, અને માંહી કંઇ કંઈનાં પેટ ટાઢાં થયાં હશે; ત્યાર વિના છેલબટાઉ અને રાણી મોહીનાની જોડી તૈયાર થાય નહિ !”

“મારા દીકરા પેલા છેલબટાઉ વકીલનું પાણી થયું હશે! કાંઇ એક જણથી પુનર્લગ્નની ઢોલકી બજાવાય તેમ નથી; એતો અંદર છાનાં છપનાં અને જાહેર કાંઈ કાંઈ રમકડાંઓ સામેલ રહ્યાં હશે; બધું આજ રાતના જણાઈ આવશે અને તરતજ બધો ગોટાળો છાપાના પાનીઆમાં છપાઈ બહાર પડશે !”

“મી. સુરેન્દ્રરાવ જુઓ સાંભળો, આખા શહેરમાં આની આજ ચર્ચા ચાલ્યાં કરે છે !”

“મી. રાજેન્દ્ર ! આ ચર્ચા કાંઇ નજીવી નથી પણ આ ચર્ચાના ધોરણ પર તો આખા આર્યઘરસંસાર વ્યવહારનો આધાર રહેલો છે.”

" મિત્ર જુઓ હવે પેલી નામીચી જુની ટોળી આવે ! સાંભળો તેના તડાકા પણ અજબ હશે ! "

" બહુ ભણ્યા શાસ્ત્રીઓ ભીખ સુખેથી માગે,
અંગ્રેજી ભણી ભીખતાં શરમ બહુ લાગે. "

" જોયું મિત્ર સાંભળ્યા તેમના ઉદ્ગાર ? અંતરમાં કેવી જબરી ઇર્ષા છુપાવી રાખી છે ? "

" વ્યાપારી તણો શ્રમ અને વેષ જે સાદો,
તે ગમે ન અમને ભભક તણો શીર લાદો. "

" મારા બેટા મોંઘમ ચાબુક કેવી ચમકાવે છે ? "

" પિંજરના પંખી સમી દીશા નવ સુજે,
જોખમ વ્યાપારે જોઇ ચરણ બહુ ધ્રુજે. "

" જેવી ઉંદર બિલાડીની પ્રીત એવી નવા તથા જુના વિચારવાળાની રીત ! "

" તકલેદી તન આ ચા કાફીનું ચણીયું,
તે કામ ન આવે કાંઇ કૉલેજથી હણીયું. "

" જોઇ કેવી આડકતરી રીતે આપણી હાંસી કરે છે ? મારા બેટા ઇનડાઇરેકટલી ઠપકો આપણને આપે છે ! "

" બહુ વધ્યા ડોકટરો વકીલ દેશ નિર્ધનીયો,
જે જામેલ જુના લાભ તેમણે લણીયો;
બહુ ભડકે ઘર ઘર પ્હેરી ડીગ્રીના ચણીયા,
કરી નોકરી ચાકરી નાશ બની બહુ રણીઆ. "

" જોયું ભાઇ કેવી તીખી મીઠી મશ્કરી નવા વિચારવાળાઓની કરે છે ? "

" ભાઈ જમનાશંકર, આ કેળવણીએ તો આર્યોનું સત્યાનાશ વાળી નાખ્યું."

" ભાઈ હવે યુનિવરસીટી શું કરે ? કેળવણી શું મરે? આખા ગામને શી રીતે ઠેકાણે નાખે ? એ તો બિચારી યુનિવરસીટી ગ્રેજ્યુએટોને ધીમે ધીમે ડીગ્રીના ઝભ્ભાની જોડે એક નાની સરખી ઝોળી પણ આપતી જાય છે."

" શું કરે ? શ્રમ પ્રમાણે જ્ઞાન પ્રમાણે અને ભણતર પ્રમાણે ફળ ન મળે ત્યાં હૈયાં શી રીતે ઠરે ?

" કાવ્ય રસો શું તરશ છીપાવે, ભાષા ભાખરી કામ ચવાય;
તર્ક તેલથી બળે શું દીવા, ગણિત અંગ પર શું ઓઢાય !
પઠન તણું ફળ ધન નવ મળતાં તન મનમાં જન સૌ ધીખાય,
શીખામણ તો છે સાચી પણ એ સંતોષજ કયમ શિખાય ? "

વિદ્યાર્થીજીવન પત્ર.

" મિત્ર તેમની ટીકા જમનાને બંધબેસ્તી છે, એટલે આપણે સાંભળ્યા વગર ચાલે તેમ નથી."

" સુરેન્દ્ર ! યાર જો જો પેલા બે જણા રાયજીના સગા જેવા કોઈ આવે છે; તે કાંઈ આવેશમાં આવા તડાકા ફડાકા ઝુડતા જણાય છે. ચાલો આપણે ધીમે રહીને તેમની પુંઠ પકડીએ. તેમના તડાકામાં કાંઈ કાંઇ નવીન જાણવાનું જડી આવશે !"

" હા ચાલો તમારૂ કહેવું ખરૂં છે, આપણે આમ આડકતરી રીતે ઉતરી જઇને પછી ધીમે રહીને તેમની પાછળ પાછળ જઈએ !"

" હા ચાલો." કહીને બંને મિત્ર કમાન પરથી ઉતરી

પડયા અને પાછળ ચકરાવો ખાઇ ધીમે ધીમે તેમની પાછળ રસ્તો માપવા લાગ્યા.

"ભાઇ કરૂણાશંકર અંતે તમારા કાકા રાયજીભાઈએ તો વડીલોના નામ પર કોયલા ઘસવા માંડયા !"

"હા, ભાઈ તે ઘણુંજ અનિષ્ટ કાર્ય કરવા તૈયાર થયાછે; અમે બહુ તેમને સમજાવ્યા પણ એકના બે તે થતા નથી !"

"હરિ હરિ હરિ 'વિનાશકાળે વિપરિત બુદ્ધિ' 'સાઠી બુદ્ધિ નાઠી.' તે પ્રમાણે તેમનો પણ વિનાશકાળ પાસેજ આવેલો લાગે છે !"

"તે વિના વિધવા દીકરીનું નાતરૂં કરવા તૈયાર થાય નહિ !"

"હવે એમાં શું રાયજી ખોટું કરવા તૈયાર થયા છે કે તમે બધા ભેગા થઈને તેમની પાછળ ભસ ભસ કરો છો ! ઘેર ઘેર માટીના ચુલા છે. બાળવિધવાઓ વખત મળતાં પાછળથી કુછંદે ચઢી ખરાબખસ્ત થાય છે અને માબાપની તથા સાસરીઆંની આબરૂ ધુળ મેળવે છે, તે તમે જાણો છો તો બિચારા રાયજી પોતાની બાળવિધવા દિકરી કાન્તાને પુનર્લગ્ન કરી સારે રસ્તે ચડાવે છે તે શું ખોટું કરે છે ? જમાનાને જાણીનેજ તે પાણી પહેલાં પાળ બાંધે છે સમજ્યા ?"

"હશે હવે જે કરશે તે ભોગવશે; પણ કહો કેશવલાલ તમે તમારી સ્ત્રી કમળાને કેમ ભણવા મોકલતા નથી ? બપોરના તમને સારી રીતે વખત મળી શકે તેમ છે ! તે બિચારાં અભણ છે, મારા સમજવા પ્રમાણે જો તમે તેમને મોકલો તો

અન્ય કેળવાએલી સુંદરીઓના સમાગમથી તેમને કાંઇક લાભ થાય અને તેથી તમે પણ સુખી થાઓ ! ”

“ મણિભાઇ ! મારી સ્ત્રી અભણ છે, તેથી મને સહજ અસંતોષ રહેતો હશે એમ તમારી ધારણા જણાય છે; પણ ખરૂં જોતાં તેમ નથી. એક ભણેલી ભામનીના ભરથાર ભોળા ભાઇની ભીતર વેદના જ્યારે જ્યારે હું યાદ કરૂં છું ત્યારે મને સ્પષ્ટ સમજાય છે કે મારી અભણ સ્ત્રી મને પરમ આનંદ આપનારી છે.”

“ મી. કેશવલાલ ! શું કેળવણી નહિ પામેલી સ્ત્રીની યોગ્યતા કેળવાએલી સ્ત્રી કરતાં પણ તમે અધિક માનો છો?”

“મીસ્ટર, તમે સ્ત્રીની યોગ્યતાનું ધોરણ ફક્ત ભણવા ઉપરજ રાખતા હો તો હું કહું છું કે મારી સ્ત્રી માત્ર લખતાં વાંચતાં શીખેલી નથી એટલુંજ; નહિ તો તે ભોળાભાઇની ભાગીરથી જે હેડમીસ્ટ્રેસછે તેના કરતાં તો હજારગણી કેળવાએલી છેજ.”

“ ત્યારે જે સ્ત્રી ભણેલી ન હોય તે કેળવાએલી હોઇ શકે એમ કહેવાનો તમારો હેતુ છે, તે શું તદ્દન ખોટો નથી ? કેમકે ભણવાનું નામજ કેળવણી છે, કેળવણી કાંઈ ભણવાથી જુદી નથી. ”

“જે સ્ત્રીઓ ભણેલી નથી હોતી, તે તે સ્ત્રીઓ ઘણી ખરી વાતે ફક્ત લખવા વાંચવા સિવાય કેળવાએલી હોઇ શકે છે; પણ જે જે સ્ત્રીઓ ભણેલી હોય છે, તે સ્ત્રીઓ બધી વાતે કેળવાએલીજ હોય છે એમ કાંઇ નથી; કેમકે લખતાં વાંચતાં શીખવું એ સર્વ પ્રકારની કેળણીમાં મોટું મદદ કરનાર સાધન રૂપ છે ખરૂં, તોપણ તે એક જાતની પોપટીઆ પંડીતાઇજછે.

મનુષ્યને વ્યવહારમાં કે પરમાર્થમાં જે જે પ્રકારના વિષયો તથા પ્રાણી પદાર્થોની સાથે સંબંધમાં આવવું પડે છે, તે તે વિષયોને સર્વોત્તમ રીતે અનુભવી શકાય અથવા તે તે વિષયો અને પ્રાણી પદાર્થો પ્રતિનાં યોગ્ય કર્તવ્ય સાધી શકાય તેવી અંતઃકરણની સ્થિતિ કરવી, તેવું વૃત્તિયોનું વલણ કરવું, તથા ઇંદ્રિઓને તેવો અભ્યાસ આપવો તેનુંજ નામ કેળવણી છે; અથવા બીજી રીતે કહીએ તો કોઈ પણ વિષયના સંબંધે મનુષ્યના મન તથા તનને ઉત્તમ સ્થિતિવાળુ કરવું તેનું નામ કેળવણી છે. ઘણીએ ભણેલી સ્ત્રીઓને વાત કરતાં કે રસોઈ કરતાંએ આવડતું નથી. સગાં સંબંધી સાથે કેવા પ્રકારના પ્રેમ અને સલુકાઈથી વાતચીત કરી તેમને સંતોષ આપવો તે સ્વપ્ને પણ જાણતી નથી; કેવાં પ્રેમ વચનો વદી પતિ હૃદયને પ્રેમમય કરવું એતો તે બાપડી સમજતીજ નથી, એટલુંજ નહિ પણ પતિવ્રતાની મહત્તા કેટલી છે તેમજ પતિ આજ્ઞા પાલન કેમ કરાય તે આહિક, ઐહિક અને પારલૌકિક સુખના સાધન રૂપ સ્વધર્મ સમૂળગા પણ અનુભવતી નથી, તો પણ વિશેષમાં ભણેલી પણ ભમેલી ભામની પોતાના ભણતરની સહાયતાથી ખડીઆ, કલમ અને કાગળના સંયોગથી ક્વચિત્ પતિને કે ગમે તેને છેતરવાનો છળ કુશળતાથી કરી જાણે છે; તેથી ઉલટું અભણ સ્ત્રીઓ, સ્વજન અને પરજન સાથે બોલાવાના વિવેકને, સ્વાદિષ્ટ અને ગુણકારી રસોઈ કરવાના કામને, પતિવ્રતાના ધર્મને પતિ પ્રેમ પ્રાપ્ત કરવાની કળાને તથા અન્ય બાબતોને શ્રેષ્ઠ પ્રકારે અનુભવે છે. હવે આપ કહો કે કઇ સ્ત્રીને કેળવાએલી ગણવી ? ”

" ત્યારે સ્ત્રી પુરૂષમાં કાંઇ પણ ભેદ રાખ્યા વિના પ શ્ચાત્ય રીતિ પ્રમાણે સ્ત્રીઓને સ્કુલો, કૉલેજો અને યુનિવ સીટીઓમાં કેળવણી આપવાનો જે રિવાજ સાંપ્રત સમયમ ચાલે છે તે શું ખોટો છે ? "

" સ્ત્રીઓને પુરૂષોની સાથે તેમના જેવા વિષયોનો અ ભ્યાસ કરાવવો, પુરૂષોની બરાબર ડીગ્રીઓની પરીક્ષાઓ પા કરાવવી અને તેમનું સ્ત્રીપણું ટાળી સ્વતંત્રતા પુરૂષપણું આપ તેમને બજારમાં અને હવા ખાવા જતાં સાથે ફરવા લઈ જ શેકહેન્ડ કરવી, બોલી ચાલી અને પહેરવેશમાં વિચિત્રતા દશ વવી, પુરૂષની સમાનજ તેમને સર્વ પ્રકારની છુટ આપવી બધું સ્ત્રી કેળવણીનું સ્વરૂપ અને એ લક્ષણો જેનામાં જોવા આવે તે સ્ત્રી કેળવાએલી કહેવાય ! ? હું તમને હમણાં ક ગયો તેમ સ્ત્રીઓના પહેરવેશ, મનોવૃત્તિઓ, રીતભાત વ રેમાં વિચિત્રતા દાખલ થાય અને તેઓ કેવળ અંગ્રેજ પુરૂષોનું અનુકરણ કરે તેનું નામ સ્ત્રી કેળવણી નથી; પણ રીતે ચાલવાથી સ્ત્રી જાતિથી સુખી થવાય પોતાના કુટુંબ નાનાં મોટાં સર્વ જે પ્રકારે પ્રસન્ન અને સુખી થાય એવા પ્ર રની મનોવૃત્તિઓ, રીતભાત અને પહેરવેશ થાય તથા તે નસમાજને પૂજ્ય થાય એવાં સદાચરણવાળી થાય તેનું જ ન સાચી સ્ત્રી કેળવણી અને જેનામાં તે લક્ષણો જણાય તે કેળવાએલી કહેવાય, બાકી બધું વનિતા વૈકલ્ય કહેવાય.

" શું સ્ત્રીઓને લખતાં વાંચતાં શીખવવામાંજ સઘળા દોષોનો આરોપ કરો છો કે જેથી તેમને તે પ્રકા

શિક્ષણુજ આપવું નહિ ? "

" હજુ સુધી મારા કહેવામાં એવું તો કાંઇ આવેલુંજ નથી કે સ્ત્રીઓને બિલકુલ લખતાં વાંચતાં શીખવવુંજ નહિ; પણ મારા કહેવાનો તો એવો હેતુ છે કે સ્ત્રીઓને લખતાં વાંચતાંતો અવશ્ય શીખવવુંજ જોઇએ; પરંતુ લખતાં વાંચતાં શીખવ્યા પછી તેમને સાંપ્રત સમયની નવીન પદ્ધત્તિથી જે ટ્રેઈનીંગમાં ટ્રેઈન કરવામાં આવે છે, તેમ થવાનીજ માત્ર જરૂર નથી અને તેમ થાય છે તેમાંજ લોકોને અરૂચિકર તથા અહિતકર દોષો સ્ત્રી તત્વમાં ઉદ્દભવ પામે છે. સ્ત્રીને વિદ્યા ભણાવવી કેળવવી એતો જરા પણ દોષરૂપ નથી; પણ સાંપ્રત આડંબરી અને ઠાઠમાઠ ભરેલી સ્ત્રીશિક્ષણ પદ્ધતિ અને તેના હેતુ ચાલુ જમાનામાં બરાબર બંધબેસતા નથી. "

" એમ મોંઘમ તોપના ગોળા ગગડાવે કાંઈ કામમા ન આવે; બરાબર તમારા કહેવાનો ભાવાર્થ ખુલ્લી રીતે જણાવો. "

" મારા મહેરબાન તો જરા કાન ઉઘાડી સાંભળો. સ્ત્રીઓને લખતાં વાંચતાં સુધીનું જ્ઞાન પ્રાપ્ત થયા પછી નીતિ ધર્મની કેળવણી આપવાની ખરેખરી જરૂર છે; પણ તેમને અક્ષરજ્ઞાન થયા પછી ઇતિહાસ, ભૂગોળ વગેરે વિષયોનું જ્ઞાન આપવું એ કાંઇ બહુ ઉપયોગી નથી. મારી પડોશમાં કેટલીક સ્ત્રીઓ આખી રાત ગ્યાસતેલના દીવા બાળીને બેસે છે તથા અકબર હેનરી અને વિલીયમનાં ચરિત્ર ગોખી ગોખીને મોંઢે કરે છે; ફ્રાન્સ અને ઉત્તર અમેરિકાની સામુદ્રધુનિઓ, અખાતો અને નદિઓનાં નામ બરાડા પાડી મુખ પાઠ કરે છે. હવે કહો,

આ ચરિત્રો અને ભૂગોળનાં ગામડાંઓ સ્ત્રીઓને શા ઉપયોગ
છે ? પોતિકા ઘરની વ્યવસ્થા કરવામાં ગૃહિણી તરીકે સંસ
વ્યવહારમાં સગાંવ્હાલાં સાથે વર્તવામાં, તેમજ પોતાનાં બ
ળકોને ઉછેરવામાં અને સુશીલ માતાનાં સદ્‌ગુણી, સુખી ત
સદાચારી બાળકો નીવડે તેવી કેળવણી આપવામાં કેવી રી
કામમાં આવશે તે સમજી શકાતું નથી. વિદ્યા ભણવાથી જ્ઞા
થવાય છે, તેથી કોઇ અભણ સ્ત્રીઓ પોતાના પતિ સાથે અ
વેક અને તોછડાઇથી વર્તે છે તેમ પેલી ભણેલીઓએ તો નહિ
વરતવું જોઇએ; પણ આપણે તેથી તદ્દન ઉલટુંજ જોઇએ છીએ
ધણીએ ભણી ગણી પંડિતા બનેલી સ્ત્રીઓ પોતાના પતિ
અવજ્ઞા કરી તેને મૅડ ગાંડો થઇ ગયેલો કહે છે અને ફાવે તે
વર્તન ચલાવી જીંદગી પૂરી કરે છે. ઉચ્ચ કોમની સ્ત્રીઓ
જેમના સ્વામીનાથ ઘણાખરા ભાગે ભણેલાજ હોય છે, તેઓ
ભણીને પોતાના ભરથારને પોતાના વિદ્યાજ્ઞાનથી વ્યવહાર
સ્હાયકારક થઈ પડે એતો જાણે સંભવિત છે; પણ કોઈ કુંભ
હજામ, ઘાંચી મોચી ને માળીની સ્ત્રીઓ કે જેમના ધણી ઘણ
ખરા ભાગે અભણ હોય છે અને બાપડા પોતાની જાતના કા
ધંધા કરી ગુજારો કરે છે, તેમની સ્ત્રીઓ ઉક્ત પ્રકારે ભણ
ગણીને પંડિતાણી થાય, પછી તે પોતાના ગમાર, અભણ અ
મહેનત મજુરીનો હલકો ધંધો કરનાર ધણીની સાથે શી રી
સંસાર ચલાવે ? બાઈ તો નવિન પદ્ધતિ પ્રમાણે રાગ તાલ સા
ગાતાં અને નાચતાં શીખેલાં હોઈ અંગ્રેજી રાગનાં ગીત મો
કરી લટકાળાં ચટકાળાં બની ગયાં હોય છે; આખા ભરતખ

અને ઈંગ્લાંડની ભૂગોળ, ઇતિહાસ, ફ્રાન્સનાં જોવાં લાયક સ્થાનોનાં નામ, હીંદુસ્થાનની હવા ખાવા લાયક શિતળ ટેકરીઓનાં નામ તથા સોયો, ટાંકણીઓ, દીવાસળીઓ અને સ્ટીલપેનો બનાવવાનાં કારખાનાંની સંપૂર્ણ માહિતી મેળવી સર્વ વિદ્યામાં કુશળ બનેલાં હોયછે, તે હવે પોતાની નાતના પરણેલા ધણી ઘાંચી, મોચી કે કુંભાર જોડે કેવી રીતે ઘરસંસાર ચલાવશે તેનો કાંઇક ખ્યાલ કરો ! વિદ્યાથી વિનય આવવો જોઇએ પણ હાલની કેળવણીથી વિલાસીપણું આવે છે અને તેથી ઠાઠમાઠને પસંદ કરનારી તેમજ વૈભવવિલાસ ભોગવવાની ઈચ્છા રાખનારી ભણેલીગણેલી ઘાંચણ કે મોચણને અલબત પોતાનો ધણી અને તેનો જાતિ કસબ પસંદ નહિજ પડવાનો અને આવી રીતે દંપતી સંકટનું એક પૈડું નીકળી જવાથી તેમનો સંસાર સુધારવાનો નહિજ પણ અવશ્ય બગડવાનોજ! આ બાબતનો પૂરતો વિચાર કરનારા સુજ્ઞોને સહજ સમજાય તેમ છે.

એક આર્યબાળા કે જેને લગ્ન થયા પછી સાસરે જવાનું અને ત્યાં અપરિચીત સ્વભાવનાં અને અજાણ્યાં માણસોમાં સહવાસ કરવાનો છે, તેને ઓરંગજેબનો ઇતિહાસ કે બેન્જામીન ફ્રાંકલીનનું ચરિત્ર શીખવવાથી શો લાભ થવાનો ? તે બાળાને તો પતિવ્રતા સીતા, સાવિત્રી, અનસૂયા અને દમયંતી જેવી પ્રાતઃસ્મરણિય સતી સાધ્વીઓનાં સુચરિત્રોજ સદા શીખવવાં જોઇએ; કે જે તેનો સંસાર સુધારવામાં કામ લાગે; તેમજ એક આર્યવિધવા કે જેને વિવિધ વિષયો અને મોજ-

મઝા માણનાર માણસોથી નિસંગ રહી વૈધવ્ય ધર્મમાં અ
કુળ સંગ અને સ્થળનું સેવન કરી પોતાની જીંદગી સુવિ
અને સદાચારમાં પૂર્ણ કરવાની છે, તેવી વિધવાને કૉલે
કૉલેજ શા કામનું છે ? એક વિપ્ર ક્ષત્રી કે વણિકની કન્
સ્કુલમાં કે કૉલેજમાં ડ્રીલ કે ડ્રોઇંગ જેવું ફૅશનનો પવન
તેવું શીખવવામાં આવે તો તે પછી પોતાના બાળકોને સ્વ
પરાયણ કેવી રીતે કરી શકશે વારૂ ? આટલા ઉપરથી [
થાય છે કે સ્ત્રીઓને નિરૂપયોગી એવું ઘણું શિક્ષણ શાળા
અને કૉલેજોમાં આપવામાં આવે છે. દેશકાળ અને પાત્ર
રેનો કોઇ પણ પ્રકારે વિચાર કે ભેદ રાખવામાં આવતો ન
તેથી સ્પષ્ટ થાય છે કે હાલની સ્ત્રીશિક્ષણ પદ્ધતિમાં ઘણી
ભીર પ્રકારની ખામીઓ રહેલી છે. જો આર્યબાળાઓને તે
આર્યત્વમાં સ્થિત રાખવાના હેતુથીજ સ્ત્રીશિક્ષણ ખાતુ ચે
રીતે ચલાવવામાં આવતું હોય તો તેમને ટાપટીપવાળા
તેમના સંસાર વ્યવહારમાં નિરૂપયોગી વિષયોનું જ્ઞાન અ
વાની કશી આવશ્યકતા જણાતી નથી; તેમને પોતાના
ખીઓની સમક્ષ કે નાટકશાળામાં ગાવા નાચવા જવાનું
નથી, તેમને નથી આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરવાની કે
લડાઇમાં લડવા જવાનું, તેમજ આર્યસંસારના બંધ
પ્રમાણે તેમને રળવાનું કે કુટુંબ પોષણ કરવાનું કે નો
કરવાનું કાંઇ નથી ! તેથીજ કરીને સ્ત્રીઓને કેળવણી ત
શીખવવામાં આવતાં સંગીત, ભૂગોળ, ખગોળ, ઇતિહ
દશાંશ અને અપૂર્ણાંકના હિસાબો સર્વ નિરૂપયોગી છે. તે

પહેરવેશ અને રીતભાતમાં વિલક્ષણતા અને સ્ત્રી પુરૂષના સરખા હક્ક એટલે સ્વતંત્રતાના નામે સ્વછંદતાના વિચારો વગેરેનાં અયોગ્ય શિક્ષણનાં કારણોથી તેમજ તેમને દરેકને મહેતીજી બનાવવા જેવું જ્ઞાન આપવું એ પણ નિરર્થક છે. સમજ્યા મારા મહેરબાન! હવે મારો હેતુ ધ્યાનમાં આવ્યો? હું કાંઈ સ્ત્રીકેળવણીનો વિરોધી નથી પણ ચુસ્ત હિમાયતી છું; આ તો જ્યારે કાન્તા પુનર્લગ્ન કરવા તૈયાર થઇ છે ત્યારે ઘણાક વિબુધોના અંતરના વિચારો બહાર પડવા લાગ્યા છે; જો કે તેમાં ઘણા વ્યાજબી પણ હશે અને ગેરવ્યાજબી પણ હશે; કેટલાક એકપક્ષી હશે અને કેટલાક સર્વપક્ષી હશે; દુનિયાને જેમ લાગશે તેમ કડવી મીઠી ટીકા કરશે સમજ્યા?"

"હાજી આપનું કહેવું હું તમામ સમજ્યો!!"

"ગામ ગપાટા સપાટા આ પ્રમાણે સંધ્યાકાળ વ્યતિત થતાં અંત ઉપર આવવા લાગ્યા. ધીમે ધીમે યુવકમંડળ વેરાવા લાગ્યું. સુરેન્દ્ર અને રાજેન્દ્રરાવ પણ પ્રસ્તુત ગપાટા સાંભળી છક થઈ ગયા. તે બન્ને મિત્રો મંદ મંદ પગલાં ભરતા ભરતા અને જમાના સંબંધી ટીકાઓ કરતા કરતા નાતરાગૃહ તરફ વળ્યા.

બરાબર સાડાઆઠનો અમલ થતાં એક રબરટાયરની લેન્ડો ગાડી મી. ફાધર વિલિયમ પુરૂષોત્તમરાયજી અને તેના ફેમીલીને લઇ કમ્પાઉન્ડમાં દાખલ થઈ. રાયજી અને તેનું ફેમીલી ગૃહમંદિરમાં દાખલ થતાં હુરરેનો જયઘોષ મચી રહ્યો. તાળીઓ અને થેન્કસના જબરા ઉદ્‌ગાર થઇ રહ્યા!! આશરે

દશેક મીનીટ વ્યતિત થઇ કે તરતજ મી. મધુકર, કાશી અને કલ્યાણદાસને લઇ મંદિરમાં દાખલ થયો; તેની સાથે મી. છેલશંકર વકીલ પણ પોતાના ફ્રેન્ડ સહિત હાજર થયા. બૅન્ડના સરોદો ધમકારા બંધ વાગવા લાગ્યા; જોતજોતામાં નવ વાગ્યાનો અમલ થયો; જ્યાં ઘડીઆળમાં નવનો રણકાર થયો કે તરતજ એકદમ મંદિરમાં શાન્તિ પથરાઇ ગઇ અને પુનર્લગ્નના કામની શરૂઆત થઇ. દરેક જણા પોતપોતાના આસન પર છાનામાના ચુપાચુપ બેસી ગયા. મી. સુરેન્દ્ર અને રાજેન્દ્રરાવ પણ ચૂપચૂપ આ નાતરાના સાજનમાં સામેલ થઇ ગયા, અને હવે શું થાય છે તે બારીકાઇથી નિહાળવા લાગ્યા. શરૂઆતમાં સુધારાસમાજના પ્રમુખ મી. પરમોદરાય ઉભા થઇને પોતાના બુલંદ અવાજથી સાજન મ્હાજનને પ્રબોધવા લાગ્યા.

"મહેરબાન બાનુઓ અને ગૃહસ્થો! આજની રળીઆમણી અને ખુશનુમા રાત્રીએ આપણી સમાજના જાણીતા અને માનીતા સુધારક મી. પુરૂષોત્તમરાયજી પોતાની બાળવિધવા પુત્રી કાન્તાલક્ષ્મીનું પુનર્લગ્ન સાહસિક સુધારક મી. છેલશંકર વકીલ સાથે કરવાના છે અને મી. મધુકર તેમના મિત્ર નંદલાલભાઇની બાળવિધવા પુત્રી કાશીબાઇનું પુનર્લગ્ન મી. કલ્યાણદાસ સાથે કરવાના છે. હું આશા રાખું છું કે તમે સઘળા આ ખુશકારક સમાચાર સાંભળી બહુજ ખુશી થશો અને અંતઃકરણપૂર્વક આપણી સમાજનો વિજય ઇચ્છી આ નવીન સુધારકોને થેન્કસ ધન્યવાદ આપશો! સેકેટરી સાહેબ

ી. હરિબાઈઆઈને સમાજના ધોરસ્તા અને સગવડ મુજબ નહીં થતા અગાઉ સમાજના મુખ્ય મુખ્ય નિયમો વાંચી ંભળાવશે અને ત્યારબાદ પ્રમાણપત્ર તથા પ્રતિજ્ઞાપત્ર આપી ીન બેહાંઓની સહીઓ લેશે ! ! "

" મહેરબાન સન્નારીઓ અને સજ્જનો ! સદરહુ સમા- 'ના નિયમો નીચે પ્રમાણે છે. પહેલો નિયમ એ છે કે, સમા- 'ના દરેક મેમ્બરે અર્થાત્ સ્ત્રી પુરૂષના જોડામાંથી બને તો ંને જણાંએ અગર એક જણે જ્યારે સમાજ મળવાની હોય ારે અવશ્ય કરીને હાજર રહેવું. બીજો નિયમ એ છે કે, પર- ્લા પુરૂષે પરણેલી સ્ત્રીની દરેક રીતે તબીયત સાચવવી અને મની સ્ત્રી સમાજમાં છુટથી હરી ફરી શકે તેમાં જરાએ વાંધો વો નહિ. ત્રીજો નિયમ એ છે કે, પરણેલા જોડામાંથી પ્રમુખ 'ની મદદ પુનર્લગ્નનાં કામ સારૂ માગે તેણે પોતાના અંતઃક- ણપૂર્વક બનતી તમામ મદદ કરવી. ચોથો નિયમ એ છે કે, રેક મેમ્બરે સમાજના હક્ક જાળવવાને જુના જમાનાના હિમા- તીઓ સાથે મજબૂત લડત લડવી અને સમાજનો દરેક બા- તમાં વિજય ઇચ્છવો. પાંચમો નિયમ એ છે કે, પરણેલા ાડામાંથી જો કોઇ પણ સ્ત્રી અગર પુરૂષ મેમ્બર સમાજની રૂદ્ધ વર્તણુંક ચલાવતો માલમ પડશે તો તરત તેને બાતલ રવામાં આવશે. છઠ્ઠો નિયમ એ છે કે, પરણેલા જોડાએ હમેશાં ીતે રહેવું; છતાં વાંધો પડે તો તેણે તરતજ એક વાંધાની રજી સમાજમાં મોકલી સમાજ મારફતે વાંધો પતાવી અને અને સમાજની શિખામણ ચિત્તાવવી. પ્રમુખ સાહેબની

આજ્ઞા મુજબ સમાજના મુખ્ય મુખ્ય નિયમો કાન્તાલક્ષ્મી અને છેલશંકર વકીલ તથા કાશીબાઇ અને કલ્યાણદાસને વાંચી સંભળાવ્યા છે; હવે તે સાહેબો પોતીકી સહી આ પ્રતિજ્ઞાપત્ર અને પ્રમાણપત્રમાં આપવા મહેરબાની કરશે ! ! " આ પ્રમાણે કહી સેક્રેટરી સાહેબે પ્રતિજ્ઞાપત્રનાં ફોર્મ કાન્તા અને કાશીબાઇને આપ્યાં અને તેમની સહી લઇ લીધી, જોડે સાક્ષીઓની સહી પણ લીધી. ત્યારબાદ સમાજની વચ્ચોવચ કાન્તા અને છેલશંકર વકીલ તથા કાશી અને કલ્યાણદાસ દરેકના હાથમાં પુષ્પોના હાર આપી ઉભાં રાખ્યાં અને પ્રમુખે ઈશ્વરના સોગન લેવરાવી વેદના આશિર્વચનનો ઉચ્ચાર કરી હસ્તમેળાપ કરાવરાવ્યો; દરેક મેમ્બરે નવીન જોડાંને તાળીઓના ગગડાટથી અને થેન્કસના ઉદ્દગારોથી વધાવી લીધાં અને તેમના ઉપર ચોગરદમથી પુષ્પોનો વરસાદ વરસ્યો. થોડીકવાર થઈ કે તરતજ કાશીબાઇનાં સગાં રોતાં કકળતાં ધમચકડી મચાવતાં સમાજમાં દાખલ થયાં અને બૂમરાણ મચાવી હાહાકાર જગાવી દીધો.

" મરી ગયોરે બાપલીયા, દીકરી કાશલી તેં ઘર ઘાલ્યુંરે બાપ ! ઓ મારા દીયર મધુકર તેં મારૂ જડામૂળ કાઢયુંરે બાપ ! હાય હાયરે મારાં ધોળામાં ધુળ પડીરે બાપ ! ઓહોહો....હો ! ઓ દીકરી તેં અવળા ધંધા કર્યાંરે બાપ ! ! "

" અરે આ શું હમ્બગ ! કાશી કાશી કહીને કોણ પોક મૂકે છે ? "

" અરે ઓ મારી દીકરી, રાંડ છોકરી કાશલી હાલ ઘરે

હાલ ઘરે ! ઓ પુનર્લગ્નની પૂંછડીબા, પુનર્લગ્ન કરવાં બેઠાં છો તે ઘરે હાલો ઘરે!ઓ મારી ભાણુકી તારાથી તે નાતરે જવાય!"

"ઓ તારીની આ મારા મામા અત્યારે અહીં ક્યાંથી આવ્યા ? નક્કી કોઇ અદેખા ખટપટીઆનું કામ ! અરે સિ-પાઇ આ ડોસાને દૂર કરો ! !"

"અરે ચલઓ ડોસા દૂર ખસ ડોબા ! રાભા નકામી ભસ ભસ મૂકી દે ! !"

"અએ ઉલ્લુ આતો સુધારાની સમાજ છે. કાં કાયદો બાયદો જાણે છે કે નહિ ? યાદ રાખજે હોં વધારે બોલીશ તો જેલમાં જવું પડશે ! કાયદો સમજ કાયદો ! !"

"વૉય કાયદાની કોથળી ? મારી બેટીએ કાળી ડગલી પહેરી એટલે થઇ મોકળી ! હાલ, હાલ દૂર જા ! ઓ દીકરા કાશલી આ તેં શું કર્યું ? બેટા તું રાંડી એટલે ફરીથી માંડી થાય એ સારૂ કહેવાય કે ? હાલ્ય પાછી હાલ્ય પાછી ! !"

"અરે આ ડોસો તો દીવાનો થયો છે ! એ જાણુતો નથી કે આ સુધારાની સમાજ છે. અરે દીવાના ડોસા શીખ શીખ જરા સુધારો શીખ, અરે જરા ઠીક બોલતાં શીખ !"

"ઓ મારી ભાણુકી ! રાંડી માંડે એ તે સુધારો કે કુધારો ?"

"અરે ડોસા હું તો ફરીથી પરણી, મેં તો પુનર્લગ્ન કર્યું; ચાલ હવે દૂર થા ! સિપાઇ આ ડોસાને બહાર કાઢો !!"

"હત્ત તારા સુધારામાં ધુળ પડે ! તારા ભણુતરમાં વાટ ઉઠે અને તારા ડહાપણુમાં લાલબાઈ પડે, ગોઝારી કાશલી, તું

માસ નશીબમાં ક્યાં થાળી મૂકી હતી ! ઓ બાપલીઆ ઠીકરીએ ડાટ વાળ્યોરે બાપ ! ઓહો....હો હો ! ! ”

“ મહેરબાન ગૃહસ્થો અને બાનુઓ ! આજથી આ કાન્તા અને છેલશંકર વકીલ તથા કાશીબાઈ અને કલ્યાણદાસભાઈ આ સમાજનાં મેમ્બર થયાં છે; તો તે સાહેબો આ સમાજને ટેકો આપવાને માટે બે શબ્દો બોલી પુનર્લગ્નનો પુનરોદ્ધાર કરશે એવી હું આશા રાખું છું ! ! ”

“ મહેરબાન ગૃહસ્થો અને બાનુઓ ! હું કાશીબાઈ તમારા શુકનને માન આપી પુનર્લગ્નને વાસ્તે જે કાંઈ ગાંડુ ઘેલું બોલું તે સાભળવા આપ સાહેબ કૃપા કરશો એમ હું આશા રાખુછું. ગૃહસ્થો ! આપણે ઘણા દિવસથી પુનર્લગ્ન નહિ કરવાના અધમ રિવાજથી પીડાઇએ છીએ. આ અધમ રિવાજ શાસ્ત્ર પ્રમાણે છે કે નહિ તે આપણે તપાસી શાસ્ત્રના નિયમ પ્રમાણે વર્તવા, અને આગળ વધવા, પગલું ભરીશુ ! ! પુનર્લગ્ન એટલે ફરીથી પરણવું. આ પુનર્લગ્નનો ચાલ આપણામાં અસલથીજ છે, અને તે માટે આપણા પુરાણની કથાઓના મજબૂત દાખલાઓ મળી આવે છે. જુઓ, નળરાજા વનવાસ ગયો અને તેનો પત્તો ન લાગ્યો ત્યારે દમયંતીએ પુનર્લગ્ન કરવા સારૂ ફરી સ્વયંવર રચવા વિચાર કરેલ હતો ! બીજું જ્યારે રાવણ મરી ગયો અને મંદોદરી રાંડી ત્યારે રામચંદ્રે મંદોદરીને બિભિષણ સાથે વરાવી; ત્રીજું એજ પ્રમાણે વાલીની સ્ત્રી તારાને સુગ્રીવ સાથે પરણાવી; વળી વધારે વિચાર કરીશું તો જણાશે કે પુનર્લગ્ન કરવામાં બિલકુલ બાધ નથી. દ્રોપ-

દીને પાંચ પતિ હતા, છતાં તે સતિ ગણાતી હતી; હવે તમે સૌ વિચારો કે દ્રોપદીને પાંચ પતિ છતાં સતિ કેમ ગણાઈ? આમ ઉંડા ઉતરતાં એમ માલુમ પડે છે કે દ્રોપદી પાંચે પતિને સરખી રીતે ચ્હાતી; તો તેવીજ રીતે એક સ્ત્રી અનેક પતિ કરે પણ બધાને સરખી રીતે ચ્હાય તો તે પણ સતિજ ગણાય !!"

" થેન્કસ, થેન્કસ, યુ આર પરફેક્ટલી રાઈટ, રાઈટ, થેન્કસ, શાબાશ, શાબાશ, તમારૂં કહેવું તમામ ખરૂં છે!!"

" મહેરબાન પ્રમુખ સાહેબ અને ભાઈ બ્હેનો !

આ કાશીબાઈએ જે ભાષણ આપ્યું તે વિષે હું બે શબ્દ બોલવા માગું છું. હું કાશીબાઈના મતને બિલકુલ મળતી નથી જો કે આગલા જમાનામાં પુનર્લગ્નો થતાં હતાં ખરાં; પણ તે જ્યારે પતિ મરી જાય અને તેનાથી જો વિધવાધર્મ ન પળાય તોજ તે કરવામાં આવતાં હતાં અને તેવીજ રીતે કાશીબાઈના કહેવા પ્રમાણે મંદોદરી અને તારા વિભિષણ અને સુગ્રીવને વરી હતી. બીજું કાશીબાઈએ દ્રૌપદીનો દાખલો આપ્યો, તેમાં તેમણે દર્શાવ્યું કે એક સ્ત્રીએ એકથી વધારે પતિ કરવાજ. તો મારે બોલવું જોઇએ કે અલબત સ્ત્રીએ મન ગમતો એક પતિ કરવો; પણ નહિ કે કાશીબાઈના કહેવા પ્રમાણે એકના અનેક કરવા!! દ્રૌપદીએ પાંચ પતિ કર્યા એ શાસ્ત્રની વાત મારે માન્ય છે, તો એ દ્રૌપદી અગ્નિમાં પડતું મૂકી શુદ્ધ અગ્નીશુદ્ધ જીવતી બહાર આવી હતી એ વાત પણ તમારે માનવી જોઇએ ! કારણ કે એક વાતને માનવી અને બીજી ન માનવી એ તો અન્યાય કહેવાય. તો હવે હું જણાવું છું કે આ સમાજના પુનર્લગ્ન

કરેલ જોડામાંથી ગમે તે કોઈ બાઈ આવી અગ્નિમાં પડતું મૂકી જીવતી બહાર નીકળે તો તમે સ્ત્રીઓ એકના અનેક પતિ કરો નહિ તો અસલથીજ જેમ વિધવા ધર્મ ચાલતો આવ્યો છે તેમ તે ધર્મ તમે પાળો અને તમારી જાતને દીપાવો એવી મારી નમ્ર પ્રાર્થના છે ! ! "

" સીટ ડાઉન; સીટ ડાઉન ! શેઈમ ! શેઈમ ! શરમ, શરમ, બેસી જાઓ ! "

" થેન્કસ, થેન્કસ, ગો ઓન, સ્પીક ઓન ! શાબાશ, શાબાશ ચલાવો બોલો ! "

જોત જોતામાં ધન્યવાદ અને ધિક્કારનો વરસાદ વરસી રહ્યો; સમાજમાં જબરો શોરબકોર થઈ રહ્યો અને થેન્કસ, શેઇમ, ડીસગ્રેઈસ અને હુરરેના ગંભીર અવાજ છેક ગગન સુધી પહોંચી ગયા; લોકો ધમાધમ કરતા બહાર નીકળવા લાગ્યા અને જેને જેમ ફાવે તેમ બોલવા માંડયું ! પ્રમુખે શાન્તિ સાચવવા સારૂ જબરો પ્રયત્ન કર્યો; પણ નિષ્ફળ ગયો છેવટે સુધારકો થાકીને ચુપ બેસી રહ્યા અને જુના વિચારની હિમાયત કરનારા ગૃહસ્થો તિરસ્કાર બતાવવા એક પછી એક કમ્પાઉન્ડ છોડી બહાર જવા લાગ્યા. ઉછરતા નવીન અને જુના વિચારના યુવકો કમ્પાઉન્ડમાં બથમબથા આવી ગયા; માંડ માંડ લોકોએ તેમને છોડાવ્યા અને સમજાવી સમજાવીને તેમને રસ્તે પાડયા; છેવટે રસ્તે જતાં જતાં તેઓ બોલ્યા કે " આ તે પુનર્લગ્નનું પારણું કે અનાચારનું બારણું ? ! ! "

ભાગ ત્રીજો સમાપ્ત.

ભાગ ૪ થો

# કુંદન અને કુસુમ.

સોલ એજન્ટ

હરગોવનદાસ હરજીવનદાસ

બુકસેલર.

પાનકોર નાકા—અમદાવાદ.

શ્રી પરમાત્મને નમઃ

શ્રી નવલ

# કુંદન અને કુસુમ.



ભાગ ૪ થો.

આધુનિક આર્ય ઘરસંસારનું પ્રતિબિંબ,

અથવા

સુધારાનો સાર કે ફૅશનનો માર ?



## પ્રકરણ ૧ લું.

અર્ધાંગનાનો ત્રાસ કે વારાંગનાનો વિલાસ.



દોહરો.

અણુલ તોપણ ભામની, અજવાળી પણ રાત;
ડાહ્યો પણ દારૂડીઓ, અંતે જાત કજાત.



સંગતિ ઉપરજ શોભાનો આધાર છે, તપેલા લોઢા ઉપર જળનું બિન્દુ પડે તો તે તત્કાળ નાશ પામે છે, એજ બિન્દુ કમળપત્ર ઉપર હોય તો મોતીના દાણા જેવું શોભી રહે છે, એજ

બિન્દુ સ્વાતિ નક્ષત્રમાં સમુદ્રની છીપની વચ્ચે પડયું હોય તો સુંદર મુક્તાફળ બંધાય છે, અર્થાત્ ઉત્તમ મધ્યમ અને અધમ ગુણની પ્રાપ્તિ સંગતિની પાત્રતા ઉપર આધાર રાખે છે.

ખાખ છે ખાન દાની અધી તેહની જુગતી જેની નહીં જાર પામે,
રાખ છે શાખ દસભાર વિસ લાખની ઠીક કરી ના રહે નારી કામે;
ધિઃક અધિકાર દરબારને ડેલીઓ ધિકતી જ્યાં રહે પત્ની ધામે,
લાજને લાયકી રદ બધી તેહની વ્યર્થ વ.માંગીને જેહ કામે.

જે પુષ્પમાં સુગંધી હોય ત્યાંજ ભમરાઓ ભમે છે, જે સરોવરમાં જળ હોય ત્યાંજ હંસ બેસે છે, જ્યાં લીલું ઘાસ હોય ત્યાંજ ઢોરો ચારો ચરવા દોડી આવે છે, અર્થાત્ જ્યાં સ્વાર્થ સરે તેવું હોય તેનીજ પછવાડે માણસો વીંટાઈ વળે છે; બાકી તેના તેજ માણસો હોય પણ જો પોતાનો સ્વાર્થ પાર પાડવાને તેઓ અશક્ત બન્યા હોય તો તેમનો કોઇ ભાવ પણ પૂછતું નથી.

* * * *

" જાણો તો વશીકરણી વિદ્યા જાણજો,
અબળા સૌ જે સબળ થશો સંસારજો:
મંતર જંતર તંતર જૂઠાં ભામણાં,
જીભે મીઠાં મન મીઠાં સુખ સારજો—૦
જાપ અજપ પ્રીતિ નામ જપો મનથી તમે,
વ્રત પતિ સેવા તન મનથી સચવાયજો;

દીક્ષા લ્યો રતિ પતિના સાચી નિર્મળી,
માગો વર પર સુખમાં ભેદ ન થાયજો.—૦
પ્રેમ તણો રસ ઝીલ્યો સીતા રામ શું,
એ રસ પીધો ગોપી શ્યામ શરીરજો;
સાવિત્રી મીરાં સર્વે એમાં મળ્યાં,
દ્રૌપદી તારા મંદોદરી સતિ શિરજો.—૦
દોરી પ્રેમ તણી જગજીવન જાણજો,
એણે બાંધ્યાં નવ છોડયાં છોડાયજો;
રૂપ રંગ રસ સાંખ્યા ઉખડે સેંજમાં,
અંગ પડે પણ પ્રેમ નહીં પલટાયજો—૦
પ્રેમ થકી જગ ભાસે સઘળું એકમાં,
એક રસે દૃઢ ભક્તિ ભજે ગુણવાનજો;
મૂરખ પ્રેમ મણીનું તેજ ન ઓળખે,
અથડાઈ મરતાં પણ ન લહે સાનજો.—૦
વશ તેને પ્રભુ જે રસ જાણે પ્રેમનો,
વૃક્ષ જંન્તુ જગ જનનો તે શો ભારજો;
વિષ અમૃત ઝટ અગ્નિ શીતળ ઉકળે,
એવાંને મુજ વંદન વારંવારજો.—૦ ”

આત્મનિમજ્જન.

“ અરે પ્રભુ મારા જેવી રાંક રામા ઉપર આ શો ગજબ
ખનાં વાદળ ઉપર વાદળ ! એક કુટેવ ભૂલાવતી નથી ત્યાં
બીજી ત્રણ કુટેવ સામટી સ્વામીનાથને લાગુ પડે છે. ઉપ-
ર આપી આપીને હારી, વિનવણી કરી કરીને વાજ આવી,
ળા પાથરી પાથરીને થાકી અને છેવટે ઝાઝું કહેતાં માર

ખાઈ ખાઇને પણ ત્રાસ પામી, તોપણ એ ભગવાન તો એના એજ રહ્યા !! સુધારાના સંગમાંથી કાઢતાં ફૅશનના ફંદમાં ફસાયા અને ફૅશનના ફંદમાંથી બચાવતાં ઉલટા અવળા લપમાં પલટાયા ! અરેરે હવે તો દારૂ અને ગુણકા બંનેના દુરવ્યસનમાં સપડાયા ! છાકટા વહીગએલા અને નીકળીગએલા વર્ણપાર વર્ણસંકર ભાઈબંધોની સોબતે ચડી ઉલટા દીનપ્રતિદીન અનાચારમાંજ અથડાવા લાગ્યા ! પહેલાં તો મારી સાથે પણ હસી ખુશીથી કાંઇ વાતચીત કરતા, વખત આવે ઠઠ્ઠા મશ્કરીથી ખીલાવતા પણ હતા, હવે તો સાવ મારા સામું પણ જોતા નથી. બસ આખો દીવસ હૅાટલમાં દોસ્તદારો સાથે ભટકવું અને રાતે મોડા ઘેર આવી ખાધું ન ખાધું કરી ગુણકાને ઘેર નાચ મજરો જોવા સારૂ જવું અને ત્યાં જઇ ખુબ રંગપાણી ઉડાવી રાત્રે રસ્તામાં અડબડીઆં અને લથડીઆં ખાતા ઘેર આવવું, એજ હવે એ શીખ્યા છે ! પ્રભુ આવી વિચિત્ર લીલા તારી શી ! આવી કુટેવો એમને શી રીતે લાગી ? હરિ હરિ ! બી. એ પાસ થએલા ગ્રેજ્યુએટને આવું લપ કયાંથી વળગ્યું ? જે સ્વપ્ને પણ સંભવે નહિ તે અનુભવે આવી પડયું ! હર હર હર પરમાત્મા આ બધું બી. એ સુધીનું જ્ઞાન બૅાટલમાં બાળ્યું; તમામ સંસ્કૃત લીટરેચરનું ધાર્મિકપણું હૅાટલમાં વટાળ્યું અને બ્રાહ્મણપણું પવિત્ર બ્રહ્મતેજ કંદોઈના સેવગાંઠીયા અને મારવાડીનાં ભજીઆમાં ઉડાળ્યું ! વકીલની ઉજ્વલ કીર્તિ રંડીબાજીમાં ધુળધાણી કરી ! તમામ નીતિ રીતી ધર્મ અને આર્યત્વ સુધારા, ફૅશન અને રંગમાં રોળ્યું ! ઘેર માંદાં

માબાપ રોગથી પીડાઈ તરફડીઆં ભર્યા કરે અને એ બહાર તાળીમિત્રોના સંગમાં લ્હેર કરે! અરેરે આતે શો જુલમ! જમાનાનો કેવો કાળો કેર! આ નવ વાગ્યા પણ હજુએ ન આવ્યા! શી રીતે ઘેર આવે? ઘેર ગોઠતું હોય ત્યારેને ઘર સાંભળે! એમનો જીવ ઘરમાં હોય ત્યારે ઘર સાંભળેને! આ રાંધી રસોઈ ટાઢી થઈ ગઈ; પણ હાય....એ ન આવ્યા! હું મુઈ અપાર ઉમંગ લાવી આતુરતાથી અને ભાવથી રૂપાળી રસોઇ કરૂં પણ ભાવનાં ભોજનીયાં એમનાં એમ ઠરી જાય, કરમાઇ જાય અને બગડી જાય પણ એ મંગળમૂર્તિ ન આવે તે નજ આવે! આવી અવળી ટેવ પડી તે કયમ કરીને ટળે! આવા ઢંગ તે શી રીતે જાય! હું તો થાકી, એમનાથી વાજ આવી, પ્રભુ તોબા, પણ એમને લાજ નજ આવી.

* * * *

રાંધી રસોઇ અવી થાય ટાઢી
વ્હાલા તણી ટેવ સદાય આડી
જાણે સદા કંથ થઇને અનાડી
મારી દુખી થઉં હવે દાડી દાડી "

આ પ્રમાણે નિસાસા ઉપર નિસાસા નાખતી સાધ્વી કુસુમ ઝરૂખામાં આવી બારીનું બારણું ઝાલી મધુકરની વાટ નિહાળવા લાગી; આવી સ્થિતિમાં ઘણીવાર સુધી તે ઉભી રહી, છેવટે દશ વાગવા આવ્યા પણ મધુકર સાહેબનાં દર્શન તો નજ થયાં; એટલે કંટાળી અમુઝાઇ એક શેતરંજી પાથરી આડી થઈ; પાડોશમાંથી પોતીકી સ્થિતિને અનુસરતું એક મધુરૂં ગાન

સંભળાવા લાગ્યું; કુસુમ ગાન સાંભળવામાં કાંક કાંક તલ્લીન થવા લાગી, જોડે જોડે નિંદ્રાને પણ જરા જરા ભેટવા લાગી !

" વર્ષા ૠતુ સમીપ આવે
પતિ વિયોગી હું નારજો
સખી કોઇ સમજાવજો
પિયુડો પરદેશ જાય—વર્ષા. "

આએ મારા જેવી ભાગ્યશાળી લાગે છે ! આનું જીવતર પણ મારા જેવું ઓશિયાળું જણાય છે; ઠીક,

" મેઘરાજા જયમ ચાતકી ઉપર
અમૃત રસ જળધાર ઉતારે
કેશ છુટા છોડી સરિતા દોડી
સાગર સ્વામીને મળતી જો—પિયુડો. "

આ ગાંડી અમથી આકાશ પાતાળમાં ઉડતી જણાય છે, નકામી બાવળને બાથ ભરતી લાગે છે ! હાથે કરીને પોતીકી કીંમત કરાવવા પ્રયત્ન કરતી જણાય છે.

" પૂર વેગે પડે વર્ષા ધારા
નદી સરોવર પૂર અપારા
ત્યમ ત્યમ જાગે વિરહ જવાળા
તરફડીને મરતી જો—પિયુડો, "

" આમ બરાડા પાડે કઠોર હૃદયના નઠોર નાથને દયા નજ આવે ! એતો ઉલટા ખુશી થાય ! હાડીયાને મન હસવું અને દેડકાનો પ્રાણ જાય પણ અવળચંડા સ્વામીનું હૃદય તો દયા નજ ખાય ! ! "

" ચપળા ચમકે ગગન માંહી
હૃદય મારું ધડકે જો
પિયુ વિયોગે જીવ નિરાશ
તલપી દાસી મરતી જો—પિયુડો."

તારે મરવું હોય તો ખુશીથી મર ! એમને ક્યાં દરકાર આર્યસંસારમાં નારીની ખોટ નથી ! એ નારીની તો છે ખાણ ! !"

" સ્નેહ ગિરિવરને વાદળીનો
મળતાં ત્યારે લ્હાવો લેતાં ચુંમનનો
મોર કળા કરી આનંદનાં આંસુ
આપી પ્રિયા હરખાવે જો—પિયુડો."

ભોગ તારા, પાઠ બરાડા નિરાંતે! કાંઇ ધંધો તો જોઇએને!"

આ પ્રમાણે કુસુમ ઉપાલમ્ભ આપવા લાગી, એટલામાં નો અવાજ આવ્યો ! " ખોલો "

" એ ઉઘાડું ! "

" ખોલો તાકીદસે ખોલો ! "

કુસુમ શ્વાસ ભરી એકદમ બારણું ઉઘાડવા નીચે ઉતરી સાહેબ બહાદુર મી મધુકરજી આજે રોજના કરતાં ત્રણ કુસુમના નયન મોડા સુધી તણાવી છેવટે ધમ પછડા ા જુવાનીનું જોર દાખવતા બારણાની સાંકળ ખખડાવવા ા ! !

" અરે ખોલો જલદીસે ખોલો ! "

" અલ્યા ભુંડા જરા ઘોડો તાણી બાંધ, ઉઘાડે છે ! "

આ ઘાંચજાની પેઠે ચાલતાં ઘરડાં વચ્ચમાં બોલી ઉઠયાં, અરે ખોલો ! ”

“ અલી કુસુમ ઝટ ઉઘાડને બાપા મારા તો કાન ફુટી ગયા ! ”

“ એ ખોલાને ઝટ ઉઘાડી ઘરમાં દાખલ કર, નહિ તો તીસરી કરશે ! ”

“ હયો આવો પધારો, ઉઘડતાં ઉઘાડતાંમાં મિજાસ જતો રહ્યો; રડી ત્રણે નીસરણી મારે તો ઉતરવીને, કે તમારા અવાજ સાંથે મારે ચોકમાં ભુસ્કો મારી ઉઘાડવું ! ”

“ અલ્યા મધુકર હવે તો મૂરખા સમજ ! ! ”

“ બી ક્વાઈટ યુ ડોન્કી, અમ નહિ ખોલા તુમ ખોલા!”

“ મેર મારા રોયા બાપને ખોલા કહેવાય, જરા તો લાજ!”

“ હોલ્ડ યોર ટંગ યુ ઠચરી નહિતો મારેગા ! ”

“ હયો હશે હવે તમે તમારી મેળે ઉપર ચડો ! તમે બધાં બોલવું રહેવા દો નહિતો વાત વધી પડશે ! ! ”

“ શું એના બાપનું કપાળ વધી પડશે, આતો બી. એ થયો એટલે માબાપને ગાળો ભાંડતો ધમકાવતો થયો ! ! ”

“ હાં....ઓલ રાઈટ....પેટમ ઈટ ગ્રેજ્યુએટ, બી એ એટલે તમામ લોકો મારાથી બીએ એવો હું ગ્રેજ્યુએટ બી. એ સમજ્યા સુ મેન ! ”

એ અમે તો કયારનાએ સમજ્યાં છીએ; જો સાંભળ તારા જેવા બબુચક બેવકુફ કિદલ અને ઉછડેલ બી. એ. ને વાસ્તે છાપામાં એક કવિતા આવી છે, જો.

## ૨૨૫

## કવાલી.

" બીએ કો કુદ લે બીલ્લે લગાદી ડોકમેં ઘંટા,
તુરંગોકે ફીએ ફીલ્લે લગાદી ડોકમેં ઘંટા:-૦
કહીં હોદોંકો હોંસીલે હવા ખાતા રહે હરદમ,
જખ્મે કર જર લીયા ઝખ્મા રહી ફીર ગોખમે ઘંટા:-૦
કલર હયે કોટ ના ધોતી ન પેજામાં હયે પેન્ટલુન,
ફસે ફૅશનકે ફંદેમે સલામી શોખમેં ઘંટા:-૦
લગાકે તનપેં તાઉસકે પરોંકે કુદતે કૌએ,
પડે દો કોમકી લાતે નીભાતે નોંખકી ઘંટા:-૦
બનાનેં હયે બુઝર્ગોંકો કહીં બીલ્લે પુલીશ ફૅસો,
ચશમ ફુટે ચશમસેં ક્યા મીલી હય મોખમેં ઘંટા:-૦
લગા પરકો પરદોકી અકલકી નકલ કરતે હયે,
બડી જહેમતસેં ડાલી હયે ગલેકી તોખમેં ઘંટા:-૦
ગઇ સબ ગાલકી લાલી હુવા તન ખુનસે ખાલી,
મીલે ના નુર મરદોંકા જવાની જોખમેં ઘંટા:-૦
બિચારી જોરૂકી દેખો જલાકે ખૂબ જીંદગાની,
બનાદી મેમકી સુરત બજે ઝુરોખમેં ઘંટા:-૦
બી. એ. કો કુદને વાલે બુઢાપા લે જવાનીમેં,
હજારૂ હો ગયે અંધે અરે હાય ચશ્મમેં ઘંટા:-૦
ન હિંદીમેં મઝા દેખા ફીરસ્તાનોકી હૉટલમેં,
ઉડાતે બ્રાન્ડીકી બૉટલ દીખાતે લોકમેં ઘંટા:-૦
ફુંડે કયા ખાકમેં ફત્થર ભગાતે ભોંકતે કુત્તે,
બડે બીલ્લે બી. એ. પાતે બજાતે ચોકમેં ઘંટા:-૦

કહે મંદિર મસ્જીદકી સભી તોફાનકી તાલીમ,
ધરમકો માર દે ધપ્પા ધરોંકી ધંદીમેં ધંટા:—૦
મહીકાંઠા ગેઝેટ.

"વી કવાએટ વી કવાએટ યુ ડફર ડોન્ટ બોધર માય હેડ ફોર નથીંગ ! અરે ચુપ રહો, મારૂં માથુ ન ફોડાવો !"

"એ માથુ તો હવે ફોઠશે સુધારો ! ફેશન ગરદન પકડીને કર લેશે ત્યારે કાંઈ પણ ઉધારો નહિ ચાલે ! જ્યારે જમાનાની ઝાડુ પડશે ત્યારેજ તમારા જેવા અર્ધદગ્ધની આંખ ઉઘડશે !"

"હ્યો હવે ઉપર ચાલો ! આ નકામી માથાફોડ શી ? હ્યો હેંડો મેડે ચડો." કહી કુસુમ મધુકરને બળ કરી પરાણે મેડે ઘસડી ગઈ; મધુકર પણ બડબડતો બડબડતો ઉપર ચઢયો. ડોસા વિકૃતહાસ અને ડોશી ધનલક્ષ્મી પણ દાંતીયાં કરતાં મોં વકાસી બેસી રહ્યાં. મધુકર રાતોમાતો થઈ મેડામાં આમતેમ આંટા મારવા લાગ્યો; કુસુમ પણ હાથથી મિજાશજ ગયેલો જોઈ છાનીમાની એક ખુણામાં લપાઈ રહી. છેવટે હરફર કરતાં થાક લાગ્યો ત્યારે મધુકર હીંચોળાખાટ ઉપર બેસી હીંચવા લાગ્યો. કાંક શાન્ત પ્રકૃતિમાં મધુકરને જોઈ લાગ તપાસી કુસુમે વાત કરવા માંડી.

"હ્યો હવે કૃપા કરી કપડાં કાઢશો ! જમવા ઉઠશો ? આ રાંધ્યુ તો બધું ટાઢુ ગોરૈયા થઈ ગયું !"

"ભોગ તારા !"

"ખરેખર ભોગ મારાજ છે. છે કાંઈ તમારે પંચાત ?"

"એ મારે તો માથા ઉપર ટોપી અને આ ઘરની લગામ

તને સોંપશે!"

"એટલે હું શું કરૂં મરૂં!! હું તે કેટલાનું સાંભળું? જે આવે તે મને ઠોંસો ધાલે!"

"નસીબ તારાં, હું ક્યાં કહું છું કે તું બધાનું સાંભળ. જે કોઇ કહેવા આવે તેને એક એક ધોલ ધરી દેને!!"

"વાહ વાહ, પછી બહુ સારી આબરૂ નીકળશે હો!"

"જહાન્નમમાં ગઇ તારી આબરૂ. ચલાવ ભાત્રા પીરસ, મને તો ભૂખ લાગી છે!"

"આ બધાં કારસ્તાનજ ભુખનાં છે. એ જો બરાબર લાગતી હોય તો તરતજ વહેલા વહેલા ઘેર પધારો!!"

"એ ગભરાઇશ નહિ, બંદાને વાસ્તે હૉટલ તૈયાર છે!"

"તમારા હૉટલમાં દેવતા મૂકે, મારા રડયા હૉટલેજ બધો દેશ બગાડી નાખ્યો!!"

"લે હવે લાંબી ટુંકી જવા દે, અને જેમ થતું હોય તેમ થવા દે!"

કહી મધુકરે એક પછી એક એમ કપડાં ઉતારવા માંડયાં; છેવટે પહેરવાનું અબોટીયું કુસુમ પાસે માગ્યું; આમ કુસુમે ભોજનની થાળી પીરસી પાટલો ઢાળી પાણીઆણી ભરી બધું તૈયાર કર્યું.

"આ અબોટીયું કયાં બળી ગયું?"

"અરે ખમ્મા કરે અબોટીઆને! આમ બળયું બળયું શું કરો છો."

"તો ઇડીઅટ ઝટ અબોટીયું શોધી આપ!"

" જરા ધીરા થાઓ મારા વ્હાલા, લ્યો હું શોધી આપું !" કહી કુસુમ આખા મેડામાં અબોટીયું શોધવા લાગી; પણ અબોટીયું જડયું નહિ, છેવટે અબોટીયું સાહેબની ખુરશી તળેથી નીકળ્યું; તે સાહેબે લઈ પહેર્યું અને ઝટ પાટલાપર બેસી ગયા.

" જરા હાથ પગ તો ધુઓ કે એમને એમ રોટલા-સ્નાન કરવા બેસી ગયા ? "

" આ સાલ્રી ધરમડીએજ દેશનું સત્યાનાશ વાળ્યું. ચાલ રાંડ ચુપ થા; ચાલ નથી ધોતા હાથ પગ, તું કોણ મને કહેનારી ? "

" બળ્યું આમ વાતવાતમાં ચીડાઈ શું જતા હશો ! લાવો હું હાથ પગ ધોઇ નાખું." કહી કુસુમ એક લોટામ પાણી લાવી અને એક કથરોટ લાવી.

" લ્યો આ કથરોટમાં તમારા ચરણ મૂકો ! "

" આનું એ મગજ આજ ચસ્કી ગયું જણાય છે; એ સ્ટુપીડ હું તે કાંઇ દેવલો બેવલો છું ! "

" એ મારે મન તો તમે દેવથી પણ અધીક છો ! લ્યે હવે લાવો પગ હું મારા હાથથી ધોઉં." કહી કુસુમે મધુકરના હાથ પગ ધોયા; હાથ પગનું પાણી જે કથરોટમાં પડ્યું તે તમામ લઇ પી ગઈ અને પછી મધુકરને હાથમાં વીંઝણો લઇ પવન નાખવા લાગી; મધુકર પણ નીચુ જોઇ ઝાપટવા લાગ્યો અને કુસુમ પંખો કરવા લાગી, મધુકરને કાંઈ પણ કદર કુસુમના પવિત્ર પ્રેમની ન થઇ.

વ્હાલા આમ વાતે વાતે શું કામ ખીજાતા હશો ? આગ

હસકે ઠસકે માબાપને છણકા થતા હશે. ગરીબ બિચારાં ડોસા ડોસી તમારી હાડ છેડથી છેક અરધાં થઈ ગયાં; એમની સેવા ચાકરી કરવાને સમયે તમે તેમને નાહક વિના વાંકે સંતાપ્યા કરો છો, તે તમે ઠીક નથી કરતા! જુઓ જુવાની તો ચાર દીવસની ચાંદની છે!"

"હાં....માટેજ તેની ખરી મઝા માણવી! જે ઇન્સાન જુવાનીમાં દિવાનો થતો નથી તે તદ્દન નાદાન હેવાન છે!" કહી મધુકરે હાથ ધોઇ નાખ્યા; તરતજ કુસુમે પાન બીડી તૈયાર કરી સોપારી કાતરી કાચની રકાબી તેમના આગળ ધરી. મધુકરે પાન સોપારી ખાધી અને પછી ચીરૂટ સળગાવી હોં ચકા ખાવા લાગ્યો; આમ કુસુમ પણ વાળુ કરવા લાગી.

"મારા મરીનાનાં કપડાંનો સુટ શેમાં મૂકયો છે?"

"આ સામેની ટ્રંકમાં છે અને આલપાકાનો સુટ પેલા કબાટમાં છે!"

"મારા રૂશીયન લેધરના બૂટ શેમાં છે?"

"હું હમણાં કાઢી આપું છું. અત્યારે મ્હાર કયાં જવું છે?"

"મારે જરા કામ છે!"

"પણ આજ તો શુકરવાર થયો!"

"એટલે!"

"કલબ બંધ હશે, નાટક પણ નહિજ હોય તો પછી કયાં જવું છે?"

"તેની તારે પંચાત!"

"હાસ્તો!"

" એટલે તું મારી શેઠ એમને ! "

" ના મારા વ્હાલા હું તો તમારી લુંડી ! "

" તો પછી ટકટક શાને કરે છે ? "

" તો વ્હાલા આજે દશ વાગતાં તો તમે આવ્યા; હવે અગીયાર વાગશે, તો પછી હવે તમે કયાં જવા ધાર્યું ? "

" મન મ્હાય ત્યાં, તું કોણ મને પૂછનાર ! "

" એટલોએ મારો અધિકાર નહિ કે ? "

" બિલકુલ પણ નહિ ! "

" અરે પણ આટલી મોડી રાતે તમે કયાં જશો ? કોઇ સાહ્યા માણસ આમ તમારી પેઠે મધરાત સુધી બહાર ન ભટકે હો ! "

" પણ બંદા તો ભટકવાના ! "

" ત્યારે હવે હું એકલી શું કરૂં ? "

" હાથમાં માળા લઇ પ્રભુનું ભજન કરો ! "

" મારો તો કાંઈ પણ હક્ક દાવો તમારા ઉપર નહિ ને ? સદાય મારે કરમે છતા સ્વામીનાથે વિજોગ ! આખો ભવ ભટકવામાં જવાનો ! ? "

" બસ અમે તો લાલ લોક મન મ્હાય ત્યાં મ્હાલીએ ! "

" બહુ સારૂ, જેવી તમારી મરજી ! તમને જેમ યોગ્ય લાગે તેમ કરો; અમારાં અમે ભોગવીશું ! " કહી કુસુમે એકદમ હાથ ધોઈ નાખ્યા અને મધુકરનાં કપડાં તથા બૂટ કાઢી આપ્યાં; ગરીબ કુસુમની આંખમાં આંસુ આવી ગયાં; પણ મધુકરને કાંઈ પણ અસર થઇ નહિ; મધુકરે તમામ કપડાં

હેરી લીધાં; કુસુમે બૂટ પહેરાવ્યા, ટોપીને બ્રશ મારી હાથમાં આપી, પાછળથી કોટને પણ બ્રશ મારી સાફ કર્યો અને રૂમાલમાં સેંટ નાખી હાથમાં આપ્યો. મધુકરે બરાબર ઠાઠમાઠ કરી ખુંખારો કર્યો અને મૂછોનાં અણીઆં ઉંદરની પૂંછડી સમાન ઝીણાં બારીક આંબળી આકાશ ભણી ઉંચાં કર્યા અને હાતે હાથમાં આયનો લઈ મોં જોવા લાગ્યો.

"હવે હવે ચાળા મૂકી દો !"

"કેમ બરાબર ટેસબંધ ડ્રેસ થયો છે ને ?"

"હવે બધું ટેસમાં ને ટેસમાં બેઠ્યું; હવે તો કાંક ડાહ્યા થાઓ ! અતિમાં મઝા નહિ ! દુનિયામાં દરેક કાર્યની હદ હોય છે; અતિ સર્વ ખોટું.

* * * *

"અતિ ગર્વથી રાવણે રીદ્ધિ હાણી,
સીતા કષ્ટ પામી અતિ રૂપવાળી;
પતાળે દબાયો બળિ પુણ્ય દાને,
અતિ સર્વ ખોટું જુઓ ગ્રંથ જ્ઞાને."

"તારા લવારાની તલમાત્ર પણ અસર મને નહિ થવાની સમજી દીવાની ?"

"પણ તમે અત્યારે જાઓ છો ક્યાં ? એ તો કહો, પછી મને જવું હોય તો જાઓ !"

"એ બંદા અત્યારે મોંઘાજાનને ઘેર જાય છે, સમજી ?"

"જરા બોલતાં લાજો !"

"એ તું લાજ તું !"

"તમે લાજો!"

"તારામાં એવા શા રામ કે તારો ધણી ગુણકાને ઘેર જાય!"

"જેને કુશકા ખાવાની ટેવ પડી હોય તે કુશકાજ ખાય!"

"એ તું ખા કુશકા, અંહા તો પકવાનમાંજ મારવાના ભુસ્કા."

"નાથ વિચારો, સમજણ રાખો, ડાહ્યા થાઓ, ગુણકાને ઘેર જઇ કોઇ સુખી થયું નથી એ સૂત્ર હમેશાં યાદ કરો!"

તો બેવકુફ ગુણકાને ઘેર જવાથીજ મનુષ્યને માણસાઇ પ્રાપ્ત થાય છે. અગાઉ મોટા મોટા ડાહ્યા પુરૂષો પોતાના ઉછરતા બાળકોને હુંશિયારી આપવા સારૂ વારાંગનાને ઘેર મોકલતા તેટલા સારૂ 'वारांगना राज्य सभा प्रवेश' એ સૂત્ર મોટા પંડિતોથી લખાયું છે!

"એ બધુંએ તુત જુઠું. પરનારી નર્કનીજ બારી!"

"અરે પરનારી એજ પ્રેમની અટારી!"

"નાથ પરનારીમાંજ નાચનારા કંઇક કાળની નાકે અધવધ રણમાં નથાયા!"

"અંતે જગતમાં નામના તો થઇ!"

"શેની ધુળની નામના; નામનાવાળા કંઇક ખુવાર થયા પરનારીની યારીની નામનામાં, અને અંતે થયા બદનામના ને નામના!"

"છટ્ નોનસેન્સ."

"ગરીબનું કહ્યું માનો નહિ તો પસ્તાશો; પછી પાછળથી કંઈએ સુધરશે નહિ; બુંદની બગડી હોજથી નહિ સુધરે!"

"પરનારીની મઝા તો કાંઈ ઓરજ છે! એનો દોર પરણી નારીમાં નજ મળે!"

"પરણી નારીમાં જે કાંઇ સાચુ સુખ મળે તેનો સોમો અંશ પણ પરનારીથી નજ વળે!"

"એવફુફ પ્રેમનો બજાર તો જુદોજ છે!"

"પ્રેમનો બજાર પરણેતરના પવિત્ર વ્યવહારમાંજ છે!"

"એ વ્યવહારમાંજ કલેશ અને દુઃખ છે, જેનો હું પ્રત્યક્ષ અનુભવ કરૂં છું!"

"એ કલેશ અને દુઃખ તો વ્યભિચારમાંજ છે!"

"પ્રેમના બજારમાં વ્યભિચાર છેજ નહિ!"

"મન અને દીલના વિમળ આચારવિચારમાંજ પ્રેમનો બજાર છે બાકી બધો વ્યભિચાર છે!"

"પરણેતરના વ્યવહારમાં હરદમ ઇર્ષા અને આંસુજ રહે છે તેમાં પ્રેમ હોતોજ નથી!"

"પ્રેમની પવિત્ર ગ્રંથી પરણેતરની સાથેજ ગંઠાએલી છે."

"પરણેતરની સાથે તો મારફાડ અને ઠંડાબાજીજ જોડાએલી છે!"

"એટલે જગતથી અવળુ દૃષ્ટાંત તમે સાબીત કરવા માગો છો તે કદાપી કાળે સાબીત થશે નહિ, પ્રેમના બજારમાં વ્યભિચાર છેજ નહિ એવું કહેનારા ખાંડ ખાય છે અને અંત હાથે કરીનેજ પાયમાલ થાય છે!"

"પરણેતર તો એક લાકડે માંકડુ વળગાડવાની બાજી-ગરની બાજી છે, અર્થાત્ સર્વદા તેમાં ઝગડાની માયાની ઇંદ્ર-જાળ રહેલી છે!"

"એવું તો તમારા જેવા મનફ્રર અંકુશ વગરના અને સુધરેલા યુવાનો કહેશે!"

"ખરેખર હું સત્ય કહું છું કે પરનારીમાં સુખ છે અને પરણી નારીમાં દુઃખ છે!"

"પરનારીમાં મોહ છે અને પરણી નારીમાં પવિત્ર પ્રેમ છે; પ્રેમ સર્વદા અચળ, અડગ અને કાયમ રહે છે અને મોહ વખત જતાં દુનિયાના વ્યવહારથી ઓછો થઇ ઉતરી જાય છે અને અંતે સદન્તર નાશ પામે છે!"

"પ્રેમનું પિછાન મોહથી થાય છે અને તે મોહ પરણી નારીમાં જેટલા જોઇએ તેટલા પ્રમાણમાં નહિ હોવાથી પ્રી-તિનું સત્ય સ્વરૂપ પિછાની શકાતું નથી; અને પરનારી સર્વદા મોહનો ભંડાર હોવાથી પ્રીતિનું ઉત્તમ પિછાન ત્યાં જલદી થાય છે!"

"મોહ નાશવંત છે અને પ્રેમ અમર છે!"

"પણ મોહ વિના પ્રેમ ઓળખાતો નથી માટે પરના-રીમાં મોહ સારૂ અથડાવું પડે છે; અને છેવટે પરનારીના મોહથી પ્રેમની ખરી ખુબી ભોગવાય છે!"

"આવા કપોળ કલ્પિત સિદ્ધાંતો આર્યધરસંસારના આચા સુખનું સત્યાનાશ કાઢશે! આવો અવળો વિતંડાવાદ તમારા દીલની મલીનતા દર્શાવે છે!"

"મૂરખ, પરનારીમાં ભાવ છે અને પરણી નારીમાં રૂશણાં છે!"

"એ રૂશણાંથીજ ભાવ ઓળખાય છે અને એ ભાવ-ભાવથીજ પ્રેમ પ્રાપ્ત થાય છે!"

"એ રૂશણાંથી પરણી નારીને અચ્છી રીતે મેથીપાક મળે છે; અને ભાવ તો પરનારીની આંખના પલકારામાંજ પ્રગટ થઈ રહે છે!"

"એ ભાવ નહિ પણ ઝેર!"

"એ બધું તમારામાં! ત્યાં તો મેરે માશીક, મેરે પ્રાણ, મેરે જાન, મેરે નવ્વાબ, મેરે સરકાર, મેરે ખાવિંદ, મેરે દિલ-દાર એવાં સાકરીયાં ગળ્યાં ગળ્યાં મીઠાં મીઠાં વચનોનો વર-સાદ! બસ ઘડીક ગયા કે આનંદમાં ગરકાવ! સ્વર્ગનું સઘળું સુખ, પ્રીતની તમામ મઝા અને મોહિનીની મધુરી મીઠાશ પરનારીના પાસમાંજ આવી મળે છે!"

"બહુ ભણીને અંતે આવો અવળો સાર કાઢયો! વિદ્યાની પાત્રતા પરનારીમાંજ પીછાની! નીતિના સિદ્ધાંત પરનારીમાંજ શોધ્યા?"

"જી હા; જે કાંઇ મેં જોયું તેમાં સારામાં સારૂ પરના-રીમાં જોયું!"

"આટલા દીવસ સારામાં સારૂ સુધારામાં જોયું; પછી ફેશનમાં જોયું, અને હવે પરનારીની યારીમાં જોયું; છેવટે તમારૂં મનડુ તો પરનારીમાંજ મોહ્યુ ને?"

"એ પરનારીમાં રસ છે અને પરણી નારીમાં આંસુ છે!"

"આંસુ વગર રસ ચખાતો નથી; આનંદથી રસ ઉડી જાય છે !"

"એ બળુચક રસ તો આનંદથી ઉલટો બમણો તમણો વધે છે; આંસુથી તો રસ ગળી જાય છે ! આંસુના વાસવાળી પરણી નારી છેડા વાળી ધણીનાં છાણીયાં લેછે, અને આનંદ-વાળી પરનારી પોતાના યારને જોતાં પલકમાં ફીદા ફીદા થઈ ફીદાગિરીનો વરસાદ વરસાવી રસને છલકાવી નાખે છે !"

"ત્યારે તમે તો હવે પરનારીના હિમાયતી થયા; પણ વ્હાલા એટલુંજ યાદ રાખજો કે જે પુરૂષ પરણી નારી પરહરી પરનારીને ચ્હાય છે, તે પુરૂષ ગોળ મૂકી ખોળજ ખાય છે.!"

"અરે તેજ સુખથી ધાનની વિવિધ વાની બનાવીને ખાય છે. પરણીના રોટલા અને પારકીનાં ઘેબર ! પરણીનાં પાણી અને પારકીનાં દુધ ! પરણ્યા પુરૂષની કીંમત પરણી ના જાણે પણ પારકી તેની ખરી મૉજમઝા માણે !"

"પરણીના રોટલા સદાય નભે અને પારકીનાં ઘેબરાં ચાર દીવસની ચાંદની ! પાસે હોય ધનમાલ તો પારકી સદા પ્રેમમાં ગુલતાન નહિ તો અલ્લા એક બદામ લાત મારી ઓટલા પર કાઢી ઘડીકમાં કરે બેહાલ ! પરનારીના સંગી ધાનની ધુળ કરીને ખાય છે પૈસે ટકે હેરાન થાય છે ઇજત આબરૂથી જાય છે અને ટકાના તોલુ થઈ વિના મુલે બજારમાં હરાજ થાય છે !"

"નર તો ભ્રમર છે. ત્રાંબાના ઘડા માંજ્યા એટલે સાફ; અજવાળ્યાં કે ઉજળા ! વિવિધ પ્રકારનાં સુગંધીદાર કુસુમોના માલીક ભમરાજ છે ! એને સુમનની શી દરકાર ? જ્યાં સુગંધી

ત્યાં ભમરો !"

"ઘર ઘરના ઉમરે ભટકનારા ભમરા આખરે કમળમાંજ કેદ થાય છે અને હસ્તી પદે ચંપાઈ પ્રભાતે પ્રાણુ રહિતથઈ પરલોકમાં જાય છે! ભમરો ભમતીજાત છે. તેનું દૃષ્ટાંત નરને લાગુ પડતું નથી !

"અરે ભમરો તો રસ અને પરાગનો ભોગી ! કાચી કળીને કાજ જીવન પ્રાણુ આપનાર એક ફક્ત ભમરો છે, અને તેની કદર કરનાર ફક્ત એક કળી છે !"

"એ કળીને છેતરનાર પણુ ભમરોજ છે. એક ઘડીકમાં છેહ દેતાં ભમરાને લાજ ન આવે !"

"એ ભમરા ભમાવનાર કળી છે ! ભમરો તો બિચારો ભોળો છે કેમકે:–

"ભાન તજી ભમરો ભમે, કાચી કળીને કાજ:
નમન કરી વિનવે કળી, દે રસ વ્હાલી આજ,"

"નમન તો નફ્ટપણાનાં ! જ્યાં સુંધી ગરજ ત્યાં સુધીજ નમન કેમકે:–

"એક તજી બીજે ભમે, ભમરો ભમતી જાત;
કાયા સોંપે કારમી, કળી જપે દીન રાત."

"અરે ભમરો તો ઉમાલી છે. ગુલાબનો નવાબ છે ! દુલો દીલનો દીલબર છે ! કમળ દીલદાર સરકાર છે ! આખા પ્રેમનગરનો નગરશેઠ એજ ભમરો છે. પ્રીતિધન પ્રેમીને ધીરનાર ભમરો છે !"

"તમે ભમરાને પ્રેમનગરનો નગરશેઠ કહેતા હો તો

સુઓ એ નગરશેઠ પાકયો પત્થર માને પેટ આખા ગામની એંઠ અને નાકનું ગંધાતું લીંટ !"

"તું તારે ફાવે તેમ બોલ પણ નર ભ્રમર છે !"

"કાળો નાગ નાણાથી ભરેલા ભંડાર ઉપર બેસી ખુશી થાય પણ એને કુબેરભંડારીની ઉપમા અપાય ? નજ અપાય કાળો કાગડો મોતીના ઢગલા ઉપર બેસી મોતીની ચાંચ ભરી ભલે હરખાય પણ કાગનો હંસ તે નજ કહેવાય !"

"તારા જેવા પતંગીઆ કમળની પાંખડી ઉપર બેસી કમળ જોઇ ફુલાઈ જાય પણ પતંગીઆ તે ભમરો નજ થાય !"

"કસ્તુરીમાંથી કાંદાનો વાસ નીકળે ત્યારે એ કસ્તુરી કોનું મન હરે ? સુખડમાંથી એરંડાનો વાસ નીકળે તો પછી સુખડનું કોણ તીલક કરે ?"

"માટીથી જો વજ્રનો ચુરો થાય પાણીથી પત્થર પીગળી જાય અને તુંબડાથી જો સાગર તરાય તોજ એ વાત થાય !"

"એવા ખોટા દાખલા જવા દો? પરનારી નર્કની બારી એ સૂત્ર હંમેશાં યાદ કરો ! ભમરાને નગરશેઠ બનાવવાની આકાશ પતાળની વાત મૂકી દો ! બાવળને બાથ ન ભરો ! ધુમાડાના બાચકામાં અંતે ધુમાડોજ !"

"પતંગીયું ભલે દીવા પાસે જાય અને દીવાને ખાંઉ ખાંઉ કરી ખુશી થાય પણ અંતે પતંગીઆનો તો જીવજ જાય બાકી દીવાને તો કાંઇ ન થાય !"

"આમ ઝાઝું બોલે મગજ બગાડી બેસશો આ શું લવારો ? ભમરો શું ? નગરશેઠ શું ? પરનારીની હિમત શી ? તમારે તો

આવા અવળા ધંધા શું કરવા કરવા પડે ? કોઈ સાંભળશે તો વર્ણમાંથી કાઢી નાખશે ! ગમાર ગુણહિણા નફ્ફટ અને કુલાંગાર મનુષ્યના મોંમાંથી કડવાં ઝેર જેવાં વેણ નીકળે તેમ અત્યારે તમારા મોંમાંથી નીકળ્યાં કાનમાંથી કીડા ખરે તેવાં વેણ તમે ઉચ્ચાર્યાં ! વિદ્વતાનો ઉપયોગ તો સારો કરતાં શીખ્યા ! ઉપમા અલંકાર અને દૃષ્ટાંત તે પરનારીની હિમાયતમાંજ વપરાય ને ! જરા લાજો હું તે તમને શું વધારે કહું ! તમારા જેવા કેળવાએલા ગ્રેજ્યુએટ બી. એ ને કહેતાં મને અતિશય બળાપો થાય છે ! મારી રડી ભમરાની આટલી બધી ફીલસુફી ચલાવતાં તમારૂં માથુંએ ન દુખ્યું ? ”

“ અરે એ તો તત્વજ્ઞાન છે. ”

“ શું રંડીબાજીનું તત્વજ્ઞાન ? વિદ્વતા તે શું વ્યભિચારનીજ અંગભૂત ? ”

“ અરે કાળિદાસ પંડિત કોણ હતા ! એક મોટા ફીલોસૉફર તત્વજ્ઞાની અને મહાન કવિશ્વર હતા ? પણ તેમનું દીલ ક્યાં હતું ? ”

“ ગુણકાને ઘેર ! ”

“ બતાવ ત્યારે બીજે ક્યાંય હોય તો ? ”

“ હવે લાજો ! તમારા જેવા એકને પાપે અનેકનાં નસીબ પર તાળાં દેવાશે ! ”

“ હવે પગ હેઠે રેહો અને વાત પડી મેલો ! એવી વાત તું કરે છે કેમ ? ”

“ તમારે ફાવે તેમ કરો પણ હવે મારો કેડો મૂકો !

તમને નવગજના નમસ્કાર ! ”

“ ઠીક ત્યારે બંદા આ ચાલ્યા બહાર; વેલ લેડી સાહેબજી ? ”

“ તમારા સાહેબજીમાં પૂળો મૂકો હજુ પણ એ ને એજ વાત ગુણકાનીજ હિમાયત ! ”

“ હાં એ તો પહેલે ચઇએ ! ફસ્ટ રંડી એન્ડ ધેન યુ ! ”

“ અરે શું ધેન યુ ધેન યુ; તમને તે કાંઇ ધેન યુનો મેન્યા થયો ? ”

“ હાં....હમ તો અભી રંડી કે ઘર ચલા જાયગા ! ”

“ ત્યાં જઇનેજ જખ મારશો ત્યારેજ પાંશરા થશો હવે જરા સાંભળો આ છોકરવાદી છોડી દ્યો ! ”

“ ઓહો તુમ કયા બકતે હો ? ”

“ હું બકું છું કે બસું છું પણ તમારા કલ્યાણનીજ વાત કહું છું; તેમાં મારો કાંઈ સ્વાર્થ નથી; જુઓઃ-

* * * *

“ પુરૂષ પરનારીનો પરધાન ખાય ખડ મૂકી ખાસુ ધાન:
સુંદરી દે નહિ વર સનમાન વાસી જેમ પડયું રહે પકવાન;
હૈયું કયમ હસી મળેરે ફટ ફટ થાય બધે હેવાન:-ખાય
ગળી કુંડ ગંધાતો ગંદો તેમાં કરવું સ્નાન:
મીઠો મેવો ઘરનો મૂકી છેવટ છણવું છાણ.
થાય આખર અરે અપમાન:-ખાય
મધ ખૂટયું મધપુડાને શું માખી દેશે માન;
જોબન જોગું થાય વગોણું વંઠે આગળ વાન.
સમજીને એ છે આખર સાન:-ખાય

" ડેમ ફુલ રાસકલ તુમ બ્હોત બકવા કરતે હય મગર અમારા કાન તેરી બતીયાંપે નહિ ધરતે હય ! ચલ ઉઠ દૂર થા. જહાન્નમમાં જાવ, અમ તો પરસ્તાનમેં ચલ જાતે હય ! " કહી મધુકર એકદમ ધબડ ધબડ કરતો હેઠે ઉતરી પડયો, કુસુમ મોં વિકાસી તેના ભણી જોઇ રહી; છેવટે બધું પત્થર ઉપર પાણી થયેલું જોઇ કપાળ પર હાથ રાખી રોવા લાગી.

" અરેરે પૂંછ વિનાના ખર અને ખીસ્સાના તર એવા જે નર જેને કર્મે જડયા તે બાપડીના તો અવતારજ ફુટી પડયા! જે સુંદરીને એનો ધણી સ્હાય છે તે તો ઘેર બેઠીજ ગંગા ન્હાય છે ! હરિ હરિ હરિ, શિવ શિવ શિવ, જે કર્મે લખ્યું તે ભોગવ્યા વિના સિદ્ધિ નથીજ ! એ ગમે તેવા ભુંડા પણ મારા ભગવાન એ છે ! એ ગમે તેવા કુડા પણ મારો ઉદ્ધાર એમના હાથથીજ છે ! બીજા રૂડા મારે શા કામના ? માટે પાને પડેલું ઉત્તમ માની સુધારી લેવામાંજ સાર છે ! એથીજ સફળ સંસાર છે ! હશે આમ પ્રસંગોપાત કહેતાં કહેતાં પણ કોક દીવસે એ સુધરશે ! " કહી કુસુમ એક કોથળો પાથરી સૂઇ રહી; આમ લાલસાહેબ મધુકરજી મોંઘા નાયકાના ઘર ભણી આવ્યા ! મોંઘાજાન પણ મધુકરની દોસ્તી થવાથી માલ-પાણી સારી રીતે મારતી હતી. મધુકરે મોંઘાજાનની સુધારા-સમાજમાં સ્ત્રીઓને નૃત્ય સંગીત શીખવવા સારૂ નિમણુંક કરાવી આપી હતી. મધુકર પણ કેટલાક હૈયાના ફુટેલ મેમ્બરને મોંઘાને ઘેર લઇ જતો હતો, અને ત્યાં સારી રીતે રંગપાણી ઉડાવરાવી તેમનું પાણી કરાવતો હતો; મોંઘાને મળતા માલ-

પાણીમાં મધુકરને પણ ચોથો ભાગ મળતો હતો; એટલે અંધા લુલાની જોડી સરખી રીતે બની રહી હતી. મોંઘા મધુકરને ચ્હાતી હતી, અને મધુકર મોંઘાને ચ્હાતો હતો; બંને જણાં અન્યોઅન્યમાં સ્વાર્થની બાજી ખેલતાં હતાં; જે કોઇ બાજીમાં ચ્ઢે ચડી જાય તેનો અચ્છી રીતે ખુરદો થતો હતો. જ્યારથી મોંઘાની મધુકરને મ્હોબત થઇ હતી ત્યારથી મધુકર હમેશાં કુસુમનો ત્યાગ કરી તિરસ્કાર કરી મારફાડ કાંઇ પણ વાંક વગર કરી તેને પરહરી આખી રાત મોંઘાને ઘેર ગાળતો હતો: ત્યાં જેટલું પીવાય અને ખવાય તેટલું ખાતો પીતો હતો. આજકાલ તે છેક વર્ણપાર જતો રહ્યો હતો. તેણે ખુલ્લી રીતે દારૂ ગુણકા અને માંસમાટીનું સેવન કરવા માંડયું હતું. ઘડીકમાં તે ભાનમાં અને ઘડીકમાં તે બેભાનમાં જેમ આવે તેમ બકતો હતો. ઘડીક હિંદીમાં બોલતો ઘડીક અંગ્રેજીમાં બોલતો અને ઘડીક ગુજરાતીમાં બોલતો નહિ તો પચરંગી ભાષામાં પચરંગી વાતચિત કરતો હતો. અજાણ્યો માણસ જો તેને એકદમ પ્રથમ વાર જુએ તો તરતજ તેની ગાંડામાં ગણતરી કરે એવી તેની હાલત થઇ ગઇ હતી. તેનાં સગાંવ્હાલાં, માબાપ અને ભાઇબંધ દોસ્તદારો તમામ તેનાથી કંટાળ્યાં હતાં, સુધારા સમાજના કેટલાક મેમ્બરો પણ સમાજમાં ગુણકાની નિમણુંક થવાથી રાજીનામું આપી પોતાની આબરૂ સાચવવા સારૂ નીકળી ગયા હતા. માત્ર ગણ્યા ગાંઠયા મધુકરને માથે પણ ચપટી ભભરાવે તેવા નામજાદા મેમ્બરો રહ્યા હતા. એકંદર રીતે મધુકર સારી રીતે જાહેરમાં પણ તિરસ્કારને પાત્ર થયો હતો.

અત્યારે મોંઘા નાચકાને ઘેર નાચ મજરાની અચ્છી ગમ્મત ઉડી રહી છે! મોંઘા પણ જે કોઇ તેના મકાનમાં હડીએ ચડે તેનું ગમેતેમ કરીને છક્કાપંચા રમી કુલ્લામાં ઉતારી કુણીએ મધ ચોપડી પાણી કરવાને તલમાત્ર પણ ચુકતી નહોતી. તે હરેક જણને સરખી રીતે દીલ આપી રીઝાવતી હતી, અર્થાત્ જે કોઈ મોંઘાના પંજામાં ફસાય તે મોંઘાને મનથી પોતીકી માની ચૂકતા હતા. હાવભાવ, રસ, રંગ, માનપાન અને સત્કારમાં મોંઘા કોઇ પણ રીતે ઉતરતી નહોતી. ગમેતેવી કડક પ્રકૃતિના પુરૂષ સાથે મોંઘા એક પળમાં મળી જતી હતી, અને તેને પાંપણના એક પલકારામાં ફીદા કરી નાખતી હતી; જો કે તે જાતની ગુણકા હતી એટલે સર્વ રીતે માલપાણી મારવામાં સર્વગુણ સંપન્ન હતી; તો પણ મુંબઇના ઘણા ઘણા ઉમરાવજાદા, અમીરો, નવાબો, ભાટીઆઓ, શેઠીઆઓ અને ફૈયાના ફુટયા જુવાનીઆઓના પ્રસંગમાં આવવાથી તે સારી રીતે કુશળ બની હતી; અર્થાત્ શરૂઆતના પ્રસંગમાં તે નાણાંની દરકાર કર્યા સિવાય મહોબતનો વરસાદ વરસાવી આશકનું દીલ પલકમાં જીતી લેતી હતી; તેજ પ્રમાણે મધુકરને પણ સારી લાગવગવાળો કેળવાએલો અને સુધરેલો જોઇ તેની હરઘડી સારી રીતે તબીયત સાચવી લેતી હતી, અને હદ ઉપરાંત હાવભાવ પ્રેમ બતાવી તેને ગોળ ગોળ કરી નાખતી હતી! આપણા લાલસાહેબ મધુકરજી પણ હવે રોજનો વખત થવાથી આથડતા આથડતા હમામમાં છાતી કાઢી રેફબંધ કપડાંલત્તાંનો ટેસ મારી મોંઘાની મેડી પર ચડયા; મોંઘાએ પણ તેને

આવતો જોઈ એક સરસ હાવભાવવાળુ ગાયન ગાવા માંડયું !

*　　*　　*　　*

" ફુલડાંના શોખી કોઇ ફુલડાં લ્યો;
ફુલડાં સુંઘીને લાલ મુલડાં દ્યો:-૧
મન કેરો મોગરો ચિત્ત કેરો ચંપો;
કાળજાનો કેવડો સાલુબા લ્યો:-૦
ગબરૂ ગુલાબ કોઇ લ્યોરે નવાબો;
ચુંટી ચુંટીને સુંઘી દીલડાં દ્યો:-૦

" અરે વાહરે ફુલડાં વેચવાવાળી માલણ જોઉં તારાં ફુલ!"

" આઇએ જીનાબ આઇએ કુચ્છ કામ સેવા યે લૌંડીકું ફરમાઈએ ! "

" અરે તારાં ફુલ તો બતાવ ભલે પછી નખરાંથી નચાવવો હોય તો નચાવ ! "

" અરે મેરે જાની આજ તો બડી કીઈ મહેરબાની ! "

" અરે મોંઘા મને બતાવ પહેલાં ફુલ, પછી તારે જે લેવું હોય તે તેનુ લઈ લે મૂલ. "

" મેરે જીનાબ, મેરે માલીક, મેરે દુલ્લે નવાબ, મેં તો આપકી લૌંડી હું ! "

" નહિ નહિ મેરી માશુક તુંહી મેરે મધુરે બુલબુલ હય. "

" મેરે દીલદાર ! "

" દીલદારી હોતો અયસી ગમખાર હોતો અયસા;
અંતર કપટ ન લાયે અંદર હો બાહર જયસા. " તાલીઅ.

" અચ્છા મેરી દીલદાર સુનલે સુનઃ-

" સચ્ચી યારી હય વહી હો જો જીકે સંગ;
દીપકકે કારન જલે જયસે કોઇ પતંગ. "

" મેરે સાજન સુનલોઃ—

" પ્રીતમેં હયતો પ્રાન હારે હય;
ચયન આરામ સબ બિસારે હય. "

" મેરી માશુક યે આશકકા જીગર જાન લે સુનઃ—

" તેરા જોબનને ગુલ હય મેં હું બુલબુલ સદાઇ;
મોહે ન સતા ઓસે ગોરે ગાલોકે દીલાઇ. " તાલીબ

" ઓ મેરે ઉમરાવ, યે સબ તન મન ધન આપકે પર કુલ હુય ! "

" અચ્છા મેરી જાન કુચ્છ સંગીત તો સુનાવ, જરા છોટે છોટે નખરેસે મેરે જીયાકું તો લુભાવ ! "

" બહુત ખુબ મેરે માલીક સુનો તનનન તોમ તનનન તોમ ! "

" ગોરે ઘર આવો સજનીઆં મેં સેજ બિછાવું,
જીયાકો લુભાવો સજનીઆં મેં સેજ બિછાવું:—૦
હાથકી કંગની દેઉ નાથકી નથની દેઉં,
ઓર હૈયે હાર દેઉં ગલેસે લીપટ લેઉં,
અબ ન સતાવો સજનીઆં મેં સેજ બિછાવું:—૦
મેં લાલાકી લાડલી મ્હોબતમેં મર જાતી હય,
જમામદ દીલજાનકી જીગર નજર નઇ આતી હય;
ઘર પીયા આઇએ શોકન ઘર ન જાઇએ,
પઢાવું મેં પતીઆ વો બતીયાં;
કાતીલ કયું થાઓ સજનીઆં મેં સેજ બિછાવું:—૦"

" અરે વાહ વાહ પરસ્તાનકી પરી, અદાસેં ભરી, અ-
ભી આસમાનસેં જમીપેં ગરી ! "

" મેરે સરદાર મધુકરજી આપપેં મેં બહુત બહુત ફીદા હું ! "

" હાય હાય ગુલઝાર મોંઘા તેરી બાંકી અદાપેં મેં આફ્રીન આફ્રીન આફ્રીન હું ! "

" વારી વારી પ્યારે જાન તેરી સાંવરી સુરત,
બલહારી ગુલફામ તેરી સાંવરી સુરત;
મેરે દીલકે અરમાન તેરી સાંવરી સુરત,
અય જ્યા કુરબાન તેરી સાંવરી સુરત. "

" હાય હાયરે મોંઘા મેરેકુ તો તેં માર ડાલા, તેરે કાતીલ નયનાંસે મેરા જીગર ચીર ડાલા, મેરી જાન તેરે પર મેં ફીદા ફીદા. "

" ફીદા ફીદા ગુલઝાર તેરી બાંકી અદાપેં,
તેરા નખરેસેં પાર તેરી બાંકી અદાપેં;
કાતીલ નેના કટાર તેરી બાંકી અદાપેં,
મર્દ હોવે ન ટટાર તેરી બાંકી અદાપે.

" સરકાર આપની મહેરબાનીથી મને બહુજ આનંદ છે; આપે સુધારાસમાજમાં મને નૃત્ય સંગીત શિક્ષક નીમી મારા ઉપર બડો અહેશાન કર્યો છે ! "

" મોંઘા માય ડીયર મોંઘા તારા ઉપર તો સદા હું આ-
ફ્રીન છું, તારા પ્રેમમાં તો હું ઘેલો થઈગયો છું. તારા વાસ્તે હું જે કાંઈ કરૂં તે થોડુંજ છે, અરે મારી બુલબુલ આ મારી

બાલનાં સપાટ તારે પહેરવાને વાસ્તે શીવડાવું તોપણ તે થો-ડાંજ છે!"

"અરે ખમા ખમા મારા મહેરબાન, વારી જાઉં રે મારા પાતળીઆ પર, હું મરી જાઉં રે મારા વ્હાલા તમારા મુખડા ઉપર! ઓળઘોળ થઇ જાઉં!"

"મેરી જાન,

"ઈસ કમલ કરકે પરસસે મન મેરા પરસન હુવા,
ધન કે અચળી લક્ષ્મીકે રૂપકા દરશન હુવા."

"મેરે માલીક.

"આપ આયે બુલંદ શાન હુઇ;
યેહ જમીન આજ આસમાન હુઇ."

"અચ્છા જાન અબ જરા ચકાચકી હોને દો!"

"હજુર કયા ચાહીએ?"

"રંગપાની એના વિના બધું ધુળધાણી!"

"હાંજી મેં અબી લાઉં! અએ મોહની, પેલા કબાટ ખોલકે શરાબકા શીશા લાવ; મેરે યારકો મેં અચ્છી તરહસેં આજ રીઝાઉં!"

"હાંજી મેં અબી લાતી હું."

"મેરે માલીક,

"શરાબે નાબ હય હર રંગકી અપને પિયાલેમેં,
વ્હો તુર્રા કૌનસા ગુલમેં હય કયા હયશાખ લાલેમેં;
ન કયું હો લખ મસ્તાના અદાયેં મેરે નાલેમેં,
ગદાયે મયે કદા હું હર તરહકી હય પિયાલેમે. તાલીમ.

" લીજીએ જીનાબ "

" નહિ જી આપ પહીલે લીજીએ !" (જુઓ ચિત્ર ૨ જું.)

" નહીં આપ લે લો ! "

" હાં અયસા લાવ મેરી જાન લાવ ! વાહ વાહ શરાબ શરાબ તેરા વિના સબ ખાના ખરાબ, ખરાબ " કહીને મધુકરે પ્યાલા ઉડાવવા માંડયા; જોડે મોંઘાને પણ પાવા માંડયા; મોંઘાએ પણ બમણા ને તમણા મધુકરને આપવા માંડયા !"

" વાહ વાહ આજની રળીયામણી રાત કેવી આનંદ કારી લાગે છે; સારી દુનિયાં રંગમાં ઝુલતી જણાય છે ! "

" હાં મારા વ્હાલા જે ન પીએ શરાબ, ઉસ્કા ખાના ખરાબ જે ન પીએ શરાબ તેની જીંદગી બધી બરબાદ બરબાદ !"

"મારી માશુક જે પીએ શરાબ તે સારા શહેરનો નવાબ."

" મેરે આશક આજકા રંગ તો બડા નિરાલા હય ! '

" સચ્ચ મેરી માશુક અબ તો જીગરમેં ગરમા ગરમ મશાલા હય. "

" મેરે નવાબ આજ તો આપકી બોલબાલા હય ! "

" મેરી પરી તેરી અખીયાં તો જાદુકા ભાલા હય; સુન લે

" નયન કટીલે બયન રસીલે શ્વેતશામ મતવારી આંખે.
અબરૂ ખંજર પલકે જમ ધર ચિતવન તિર કટારી આંખે;
ગોરા ગોરા મુખડા તેરા ઉસ પર કારી કારી આંખે,
મેરે મનકો ઘાયલ કરકે લજા ગઇ બે ચારી આંખે. "

તાલીબ.

" ફીદા, ફીદા ગુલઝાર, મેં તોપે બલિહાર, આફરીન



ભાગ ૪ થો.] મોંઘા નાયકાએ મધુકરને કહ્યું:—"નહિ જી આપ પધારો લાજીએ!" [ચિત્ર ૫ મું.

રીદા. ”

આ પ્રમાણે લવારી કરતે મધુકર દારૂનો ખુબ નિશે: ચડવાથી ચકચુર બની જમીન પર ઢળી પડયો; તેની સાથે મોંઘા પણ ચતિપાટ ઢળી પડી; ધબકારાના અવાજથી તેની દાસી તથા નોકર ચાકર દોડી આવ્યાં, અને બંનેને ઉચકીને બિછાનામાં નાખ્યાં ! વિબુધ વાંચકો આતે “ વારાંગનાનો વિલાસ કે અર્ધાંગનાનો ત્રાસ ? ”



# પ્રકરણ ૨ જું.

## સુધારાની હવાઇ કે ભુંગળ વિનાની ભવાઇ ?

### દોહરો.

બે મુખવાળી ચાકલણ તોય અંધની અંધ;
ભણ્યા સુધારક તોય પણ વડા વિનાના અંધ.

હાથી, રથ તથા ઘોડા ઉપર બેસીને ધનવાન મૂઢ પુરૂષે ભલે ફરે, અને ધનરહિત બુદ્ધિમાન પુરૂષો ભલેને પગે ચાલતા ફરે, પણ એતો નક્કી સમજવું કે પર્વતના શિખર ઉપર ઉંચે ચઢીને બેઠેલી કાગડાની પંક્તિ તે કાંઈ હેઠે પૃથ્વી ઉપર વિચરતા રાજહંસોની તોલે કદી પણ આવેજ નહિ !

ભાવે શીખે શુદ્રો સદા બહુ ભેદ ભાષાના ભણે;
સદ્ગૃહસ્થ ધન સોસાય ને સંન્યાસી સોનૈયા ગણે:
વૈદુ કરે બાળંદ વસ્ત્રો વાઘરી સંઘે વણે:
પાયે પડયું પોલાણુ પણ ફેશન આવી આંગણે.

અગ્નિ જળવડે, તડકો છત્રવડે, હાથી અંકુશવડે, બળદ પરોણાવડે, ગધેડું ડફણાવડે, રોગ ઔષધીવડે અને વિષ મંત્રવડે નિવારણ કરી શકાય છે; પણ પંડિત મન્ય મૂર્ખની

મૂર્ખતા કોઈ પણ ઉપાયથી નિવારણ થઈ શકતી નથી, અર્થાત્ અર્ધદગ્ધને વાસ્તે એક પણ ઉપાય નથી.

*　　*　　*　　*

" સુથારાના સારથીનું ગારથીપણું ન કામ,
કામ ન જોગ કીધું તેણે ધારેલુંજ ધીરથી;
ચાલતામાંથી ચળાવી ધારેલામાંથી ધક્કો મારી,
પરાયાને પીડે પોતે પરો રહે પીરથી.
નિંદ દરશાવે નેણ વડાં વડાં વદે વેણ;
કેણી તેવી રેણીમાં રમાય નહિ વિરથી;
ધિઃક એવા ઢોંગીલાને વદે મહાસુખ મુખ,
મંજન કરાવો મુખ તેનું ખાળ નીરથી. "

સ્વર્ગસ્થ કવિ મહાસુખરામ નરભેરામ

માનવીના મુખની મધુરી વાચાથી વદાતી મધુરી મુંબાઈનો બહાર આજકાલ કાંઈક ઓરજ છે. ધનાઢયોનું ધામ, વિલાસીઓનો વિરામ અને પ્રવાસીઓના આનંદાશ્રમ તરીકે આલેખાતી અલબેલી મુંબાઇની મઝા ન્યારીજ છે. કળા કૌશલ્યનો ભંડાર, ધંધા રોજગારનું બજાર અને નોકરી ચાકરીના ચરખા તરીકે ચિતરાતી સુંદર મુંબાઈનો દોરદમામ કાંઈક ઓરીજ છે. અક્કલની ગાગર ફૅશનના સાગર અને સુંદરતામાં નાગર તરીકે મનાતી સોનાની મુંબાઇની તો યાર બલિહારીજ છે. નસીબની ત્રાપ, ધંધાની ધાપ અને ઉસ્તાદીની છાપ તરીકે છપાતી છેલછબીલી મુંબાઇની તો અવધીજ છે! દોઢીઆની માળા, તાલમબાજીની શાળા અને મોહનીની જ્વાળા તરીકે

જાલીમ જણાતી જાગતી જાદુગારી મુંબાઈની તો વાતજ શી કરવી ! જુવાનીઆની મુંબાઈ, ખીસ્સાના તર અને હૈયાના પુટયાની મુંબાઇ, વહીગએલાની મુંબાઈ અને મરણીઆની મુંબાઇ તે મુંબાઇજ છે. પલકમાં હાથીને હોદ્દે બેસાડનાર અને પલકમાં ગધેડાની પીઠ પર ચઢાવનાર માત્ર એક મુંબાઈજ છે ! અમીરને ફકીર બનાવનાર અને ફકીરને અમીર બનાવનાર એક જાગતી જંત્રી રૂપ ફક્ત મુંબાઈજ છે ! બાબાશાઈનાં ઘેબર અને મુંબાઈગરાના રોટલા ઓટલા ઉપર આપનારી ફક્ત એક ફાંકડી મુંબાઈજ છે. મોહમયી, હીરણ્યમયી અને મોતમયી માતા ફક્ત એક મુંબાઈજ છે. લાલા લોક એટલા સાફજ મુંબાઇની બલિહારી અને બે.લબાલા બોલે છે કેઃ—

ગઝલ.

“ સોનેકા હોવે ઇરાદા યાર ફક્કડ હેલ સાલા,
કમર કસકે ખડે થાના શહેર મુંબાઈ ચલે જાનાઃ—૦
લેના હૉટલકી હવાઈ પીના બૅટલકી દવાઈ,
મોટર બોટ ટ્રામમેં ફીરના શહેર મુંબાઈ ચલે જાનાઃ—૦
ગલે સો ઇશ્ક ગુલકે ગજરા દેખા રંડીકા નાચ મજરા,
ખીસ્સેમેં રખો ખુબ નજરા શહેર મુંબાઈ ચલે જાનાઃ—૦
પયસેકી કરના બોલબાલા પીછે લીર લેના દીવાલા,
ખુદાકી ધરો હાથ માલા શહેર મુંબાઈ ચલે જાનાઃ—૦

મુંબાઇ મારી માવડી કમાવે રૂપીઆ અને દેખાડે પાવલી તેમાં બે આનાની ગાવલી એવી મુંબાઈ મારી માવડી !

મુંબાઇ જાશું સુખીઆ થાશું હલવો પેંડા ખાશું,

દરિયા કેરાં દર્શન કરીને ગીત રૂડેરાં ગાશું.

ઉક્ત કહેવતવાળી મુંબાઇ જે પહેલાં થોડાં વરસ ઉપર માછીમારોનું ગામડું હતું તે અત્યારે એક અવનવી ઇંદ્રપુરીની શોભા ધારણ કરી રહી છે. આ મુંબાઈપુરીમાં આપણી નવલકથાના પિતામહ ફાધર વિલિયમ પુરૂષોત્તમરાયજી તેમના કુટુંબકબિલા અને મિત્રમંડળ સહિત તેમની પૌત્રી કપિલા જેને અવળચંડી કન્યા તરીકે આલેખવામાં આવી છે તેનાં લગ્ન કરવા સારૂ થોડાક દીવસથી આવી રહેલા છે. તેમના લગ્ન રંગમાં ભંગ પાડનાર તેમના શુભેચ્છકો અમદાવાદમાં ઘણા હોવાથી ડોસાએ મુંબાઇજ લગ્નકાર્ય સારૂ પસંદ કર્યું છે. જેવો સુંદરલાલ બારીષ્ટર થઈને વિલાયતથી મુંબાઈના કાંઠા ઉપર પગ દે કે તરતજ કપિલાનાં સુધરેલાં તદ્દન નવા ઢબનાં લગ્ન કરવાં અને સુધારાસમાજની કારમી બોલબાલા બોલાવરાવી પોતાની વાહ વાહ કહેવરાવવી એજ ઇરાદે તેમણે અમદાવાદ છોડી મુંબાઈ પસંદ કર્યું છે. તેમના મિત્ર વરજીવનદાસ હરજીવનદાસ બારૈયાના બંગલામાં તેમણે ધામા નાખેલા છે. બંગલાના કમ્પાઉન્ડમાં તેમણે એક સુંદર શામીઆને બારૈયા શેઠ પાસે ઉભો કરાવેલો છે. બારૈયાશેઠને કાંઇ પણ સંતાન નહિ હોવાથી તેમના મિત્ર વિપ્ર ગૃહસ્થ પુરૂષોત્તમરાયની પૌત્રીનું કન્યાદાન આપવાનું પોતે ઘણા ઉમંગથી પસંદ કર્યું છે. આજરોજ સુંદરલાલ આવનાર છે અને સાંજના તેનાં લગ્ન નિરધારવામાં આવેલાં છે. સુંદરલાલના મિત્રો તથા તેનાં માતા પિતા પણ બે ચાર દીવસ અગાઉથી મુંબાઈ આ-

વીને રહેલાં છે. ડોસાએ સુંદરલાલનાં લગ્ન તદ્દન નવી ઢબનાં કરવાનું પસંદ કરેલું હોવાથી વરઘોડા વિગેરેની કડાકુટ કરવાની માંડી વળાવેલી છે. ફક્ત વરરાજા સાદા પોષાકમાં મોટરકારમાં કે વિકટોરીઆમાં બેસી પોતાના મિત્રમંડળ સહિત બેન્ડ વા સરોદ વગડાવતા કન્યાગૃહે આવે એવી યોજના યોજી મૂકેલી છે. મુંબાઈના નામાંકિત સુધારકોને બે દીવસ અગાઉથી આમંત્રણ આપી દીધેલાં છે. ગોર મહારાજનાં લફરાં આ લગ્ન વખતે કાઢી નાંખી એક કાદરી પાદરી અને આર્યસમાજીષ્ટ ગૃહસ્થની ત્રિપુટી વરકન્યાના હસ્તમેળાપ સારૂ તૈયાર કરવામાં આવી છે. એકંદર રીતે કાંઇ ઓર અને અવનવી યોજના આ લગ્ન કાર્ય સારૂ યોજાએલી છે. મુંબાઈમાં આ થનારા લગ્ન વિષે જાણવાની અને જોવાની ઘણાક લોકોની લાલસા તલપાપડ થઇ રહી હતી.

ઍપોલો ઉર્ફે પાલવા બંદર પર આજરોજ વિપ્ર કોમના ઘણાક આગેવાન નામીચા અને જાણીતા સુધારકગૃહસ્થોની જબરી ભીડ સુંદરલાલ બારીષ્ટરને લેવા સારૂ વેલકમ કરવા સારૂ અને માનપાન આપવા સારૂ થઇ રહી છે. સુંદરલાલના ઘણા મિત્રો અમદાવાદથી અને બીજા શહેરોમાંથી, મુંબાઇ સુંદરલાલનો આદરસત્કાર કરવા સારૂ આવેલા છે. મુંબાઇના પણ કેટલાક સ્કુલ ફ્રેન્ડો આ મેલાવડામાં સામેલ થએલા છે. બરાબર વિલાયતની સ્ટીમર પરશીઆનો આવવાનો રાબેતા મુજબનો વખત થવાથી સલામતીની તોપ ફોડી, પરશીઆ મુંબાઈના બારામાં દાખલ થઇ. જબરા ફૂંફાટા અને સુસવાટા

મારતી પાણી કાપતી સ્ટીમર જોતજોતામાં લંગર કરવાને સ્થળે આવી ઉભી રહી. નાની નાની જૉલીબોટો સ્ટીમર પાસે ઉતારૂઓને લેવા ઉતાવળી ઉતાવળી હંકારાવા લાગી. મીલાવડાના આગેવાન ગૃહસ્થો સુંદરલાલને લેવા સારૂ જૉલીબોટમાં બેસી સામા ગયા. સુંદરલાલ તેના એક જબરા સુંદર ન્યુફાઉન્ડલાન્ડ ડૉગ કુતરા સાથે બોટમાં બેસી કીનારા પર આવ્યો. કીનારા પર સુંદરલાલે પગ મૂકતાંજ હુરરેના પોકારોથી, પુશ્પોના વરસાદથી અને માળીઓના ગડગડાટથી તેના વખાણનારાઓએ તેને વધાવી લીધો. તેના ગળામાં પુશ્પોના હારના ઢગલા થઈ ગયા; ફુલની છડીઓનો તો પારજ ન રહ્યો ! પા એક કલાક સુધી બંદર પર વિશ્રાન્તી લીધા પછી સર્વ સાજનમંડળ મહાજન મી. સુંદરલાલ બારીષ્ટર અને તેના એરક્વાયર દોસ્ત મી. ન્યુફાઉલાન્ડ ડૉગને મોટરકારમાં પધરાવી ગાજતે વાજતે શહેર ભણી કુચ કરવા લાગ્યું; રસ્તાઓમાં તેના મિત્રમંડળની ગોઠવણ મુજબ ઠેર ઠેર હાર તોરા તેના ગળામાં પડવા લાગ્યા. જેમ જેમ હાર તોરાઓના ભારથી સુંદરલાલ બારીષ્ટર સાહેબ અકળાવા લાગ્યા તેમ તેમ તે સાહેબ પણ થોડા થોડા હાર તોરા તેમના માનીતા મિત્ર ન્યુફાઉન્ડલાન્ડ ડૉગને પહેરાવતા ગયા. શેરડીને લીધે એરંડો અને દીવાને લીધે જેમ કોડીયાં પૂજાય તેમ બારીષ્ટર સાહેબને લીધે ન્યુફાઉન્ડલાન્ડ ડૉગ પણ હાર તોરાથી માન પામવા લાગ્યો ! ! બારીષ્ટર સાહેબને તેમના ઉતારામાં મૂકી સર્વ સાજનમંડળ વેરાઇ ગયું; બારીષ્ટર સાહેબનાં સગાંવ્હાલાંઓએ સર્વ સાજન મંડળને સાંજે

લગ્નમાં આવવાનું ઈજન આપ્યું. તમામ લાગતા વળગતાઓ બારીષ્ટર સાહેબના સાંજના લગ્ન સારૂ તાલમેલ કરવા મંડી પડયા. આ બાજુ પુરૂષોત્તમરાયજી અને વરજીવનદાસજી સાંજના લગ્નમંડપની યોજનામાં જીવ તોડી કામકાજ કરવા સારૂ મંડી પડયા. જોતજોતામાં બપોરનો સમય વ્યતિત થવા લાગ્યો. લગભગ સાંજના સાત વાગ્યા, વરરાજાને આવવાનો ફક્ત એક કલાક બાકી રહ્યો. તમામ ફૅમીલી બંગલામાંથી શામીઆનામાં આવ્યું.

શામીઆનાની રચના પણ ઘણી ચિત્તાકર્ષક અને સુંદર રચવામાં આવી હતી. મંડપના ચોગાનમાં બાટલીબૉઈનું જાણીતું બૅન્ડ હાજર રાખવામાં આવ્યું હતું. આખા શામીઆનાને આસોપાલવનાં તોરણથી તથા ફુલ પાનથી અચ્છી રીતે શ્રૃંગારવામાં આવ્યો હતો. વિજળીક પંખા તથા લાઈટ પણ મનહર રીતે મંડપમાં ગોઠવવામાં આવી હતી. શામીઆનામાં ત્રણ કમાનો પાડવામાં આવી હતી. એક કમાનના દરવાજા A એમાં મુસલમાન બિરાદરોની બેઠક ગોઠવવામાં આવી હતી બીજી કમાનના દરવાજા B બીમાં હિંદુ ગૃહસ્થોની બેઠક ગોઠવવામાં આવી હતી; અને ત્રીજી કમાનના દરવાજા C સીમાં પારસી ગૃહસ્થ તથા યુરોપીઅન ગૃહસ્થોની બેઠક ગોઠવવામાં આવી હતી. વચલા દરવાજામાં સામે ગેલરી પર એક નાનુ સિંહાસન વરરાજા સારૂ ગોઠવવામાં આવ્યું હતું. તેની જોડે એક નાનું સિંહાસન મી. ન્યુફાઉલાન્ડ ડૉગને વાસ્તે હતું અને તેની જોડે પહેલા જેટલું બીજું સિંહાસન કન્યા સારૂ ગોઠવ-

વામાં આવ્યું હતું. એ કમાનના દરવાજા પર સામસામે નવનીતલાલ તથા ગીરજાગવરી મુસલમાન ગૃહસ્થો સરભરા સારૂ મનમોહક પોષાકમાં સજ્જ થઇ ઉભાં રહ્યાં હતાં; તેનાથી થોડેક દૂર તદ્દન અંગ્રેજી પોષાકમાં મડમના ડ્રેસમાં કેસર દરવાજાના અંદરના ભાગમાં એક ઇંગ્લીશ ચેર પર ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ વાંચતી બેઠી હતી. બી, કમાનના દરવાજા પર સામસામે મી. વરજીવનદાસ અને લાડકોર મુંબાઇગરા મનહર ડ્રેસમાં હિંદુ ગૃહસ્થોની સરભરા સારૂ સજ્જ થઇ ઉભાં રહ્યાં હતાં; તેનાથી થોડેક દૂર ફાધર વિલિયમ પુરૂષોત્તમરાયજી એક ઇઝીચેરમાં આરામ લેતા બેઠા હતા. સી, કમાનના દરવાજા પર સામસામે નવલશંકર અને સુભદ્રા સુંદર વસ્ત્રાલંકારથી સજ્જ થઇ ઉભાં રહ્યાં હતાં; તેમને સારી રીતે પારસી તથા યુરોપીઅન ગૃહસ્થોની સરભરા કરવાની હતી; તેનાથી થોડેક દૂર કાન્તા તદ્દન અંગ્રેજી પોશાકમાં મડમના ડ્રેસમાં સજ્જ થઇ એક ઇંગ્લીશ ચેર પર બેસી એડવોકેટ ઑફ ઇન્ડીઆ વાંચતી બેઠી હતી. આ સિવાય રસિકલાલ તથા લલિતા બીજા ફાલતુ કામમાં ગુંથાયાં હતાં. કુસુમને ગૃહસ્થોની સરભરા કરવા સારૂ પુષ્કળ સમજાવવામાં આવી હતી પણ તેણે ક્યોક ના પાડી હતી. મધુકર કુસુમને તેની મરજી ઉપરાંત પોતાનાં માંદાં માબાપને રઝળતાં મૂકી અમદાવાદ છોડાવી મુંબાઇ લાવ્યો હતો. મધુકરને સુંદરલાલની સરભરા કરવા સારૂ ખાસ કરીને રોકવામાં આવેલ હતો. છેલશંકર વકીલને બહારના કામની ગોઠવણ સારૂ રોકવામાં આવ્યા હતા. કુંદન,

મણિલક્ષ્મી, જયન્તીલાલ અને મામા અમીધરપ્રસાદ ૫
કરીને રાયજી તરફ અણગમો બતાવી દૂર ગેરહાજર રહ્યાં હ
આ પ્રમાણે રાયજીનું આખું કુટુંબ લગ્નકાર્યમાં ગોઠવાઈ :
હતું. આમંત્રણ કરેલા આગેવાન સુધારકો ધીમે ધીમે ર
મંડળ અને તેમની સ્ત્રીઓ સહિત આવવા લાગ્યા; બેન્ડ મ
સરોદ વગાડી તેમનો સત્કાર કરવા લાગ્યું. ઉપરાઉપરી વિ
રીઆ અને મોટરોની દોડધામ થવા લાગી, ટ્રામ ગાડી
સાજનમંડળથી ઉભરાવા લાગી, બેન્ડ પણ વગર વિશ્રાન્તે
એકદમ વાગવા લાગ્યું ! આખો બંગલો વરઘોડીઆ ધાર
મથી ધમધમી ઉઠયો !

બીજી બાજુ સુંદરલાલ બારીષ્ટરને ઉતારે પણ જર
ધામધુમ મચી રહી. ત્યાં પણ બેન્ડ વેલકમ સારૂ રોકવ
આવ્યું હતું. સાડાસાતનો અમલ થતાંજ સર્વ સાજનમંડ
સુંદરલાલનો ઉતારો ખીચોખીચ ભરાઈ ગયો. સુંદરલાલ
વરરાજાનો જામા મંડીલ અને દુપટ્ટાનો પોષાક પરહરી ફ
અંગ્રેજી પોષાકમાં સજ્જ થઇ ગયો. તેને વરરાજાની નિશ
તરીકે હાથમાં શ્રીફળ આપવામાં આવ્યું; તે શ્રીફળ હાથ
નહિ ઝાલતાં રૂમાલમાં વીંટી મોટરકારમાં મૂકવામાં આ
"બારીષ્ટરસાહેબ પણ ઘોડે નહિ ચઢતાં મોટરકારમાં બિરાજ્ય
(જુઓ ચિત્ર ૩ જું.) તેમની જોડે તેમના બીજા બે પ
મિત્રોને પણ બેસાડવામાં આવ્યા; વરરાજાની પાયગા ઉ
વાની જબરી તૈયારી થઈ; પણ આ વખતે તેમના સાચા દે
ન્યુફાઉન્ડલાન્ડ ડૉગ સાહેબ મોટરમાં જણાયા નહિ. જ્યાં સા



ભાગ ૪ થો.] " બારીષ્ટર સાહેબ મંદરલાલ ઘોડે નહિ ચઢતાં મોટરકારમાં બીરાજ્યા." [ચિત્ર ૬ ઠું.

ચાલવા માંડયું અને બેન્ડ વાગવા માંડયું કે તરતજ બારીષ્ટર સાહેબનું ડૉગ સાહેબ સારૂ ધ્યાન ખેંચાયું. મોટર ચલાવવી બંધ રખાવી અને તરતજ ડૉગને લાવવાની ભલામણ કરી. બારીષ્ટર સાહેબના વડીલોએ ડૉગ તરફ સખત અણગમો બતાવ્યો અને કહ્યું કે લગ્નમાં કુતરૂં શોભે નહિ; આથી બારીષ્ટર સાહેબનો મિજાજ હાથથી ગયો અને તરતજ તેમના મિત્ર કાન્તીલાલને ડૉગ લાવવા સારૂ હુકમ કર્યો.

"વેલ મી. કાન્તીલાલ બ્રીંગ માઈ ન્યુફાઉલાન્ડ ડૉગ ક્વીકલી!"

"સાહેબ મેરેજ સેરીમનીમાં ડૉગ શોભે નહિ!"

"વેરી સૉરી, મારે ડૉગ વગર ઘડી પણ ચાલશે નહિ."

"આ વખતે ડૉગ વિના ચલાવી લ્યો સાહેબ; નહિ તો મારી હાંસી થશે."

"વેલ માય ફ્રેન્ડ કાન્તીલાલ ડુ યુ નો? માઇ હાર્ટીએસ્ટ ફ્રેન્ડ ઇઝ માઇ ન્યુફાઉલાન્ડ ડૉગ! માઇ એડીકાંગ, માઈ પ્રાઇવેટ સેક્રેટરી એન્ડ માઈ બૉડીગાર્ડ ઇઝ માઈ ઓનલી મી. ન્યુફાઉલાન્ડ ડૉગ એસ્કવાયર!"

"વેરી વેલ ધેન આઈ મે જસ્ટ બ્રીંગ હીમ હીઅર." આ પ્રમાણે કહી કાન્તીલાલ ન્યુફાઉલાન્ડ ડૉગને લેવા સારૂ ઉતારામાં ગયો. આખા સાજનમંડળમાં કુતરા સંબંધી જબરી ચર્ચા ચરચાઇ રહી. કેટલાક તો બારીષ્ટર સાહેબની તીખી મીઠી મશ્કરીઓ કરવા લાગ્યા. કેટલાક જાહેરમાં બોલવા લાગ્યા અને કેટલાક ખાનગીમાં ધીમે વાત કરવા લાગ્યા; જેને

જેમ ફાવે તેમ ચર્ચા કરવા માંડી; આખા વરઘોડાથાં ડૉગ ચેપ્ટર ચર્ચાઇ રહ્યું ! છેવટે કાન્તીલાલ, કુત્તરાને લાવ્યા; કુત્તરાને જોયો કે તરતજ સુંદરલાલનું મોઢું મલકાઈ ગયું, અને મોંમાંથી નીકળી પડયું કે " કમઓન ડીઅર ટૉમી કમ ઓન!" ટૉમી ટપલેતોક મોટરમાં ચઢી બેઠો. ન્યુફાઉલાન્ડ ડૉગ દેખાવમાં સિંહના જેવા વિકાળ અને ગંભીર રાતી આંખવાળા હોય છે. તેને જોતાંજ કાચાપોચા માણસનાં તો પોતીયાં ઢીલાં થઈ જાય છે. મોટરમાં ટૉમી જેવો બેઠો કે તરતજ સુંદરલાલના બે ભાઇબંધ ટૉમીની આંખ જોઇને થરથરી હેઠે ઉતરી પડયા. સુંદરલાલે તેમને બેસવા ઘણો આગ્રહ કર્યો પણ તે બેઠાજ નહિ. છેવટે લગ્નનું સરઘસ ચાલવા માંડયું અને બેન્ડ મધુર રાગ વગાડતું આગળ વધવા માંડયું. વરઘોડો જોતજોતામાં ધમકારાબંધ આગળ ચાલવા લાગ્યો ! વરરાજાને ઈંગ્લીશ પોશાકમાં મોટરમાં બેઠેલા જોઇ જતા આવતા લોક ઘણા વિસ્મય થવા લાગ્યા; તેમ વરરાજા જોડે કુતરો બેઠેલો જોઈ કેટલાક અચંબામાં પડી વરરાજાની મૂર્ખાઇ પર હસવા પણ લાગ્યા. કેટલાકે ધાર્યું કે મોટરમાં બારીષ્ટર સાહેબ કુતરો પરણાવવા જતા હશે, અને કેટલાક તો મશ્કરીમાં કહેવા લાગ્યા કે ભાઇ કુતરો બારીષ્ટર સાહેબને પરણાવવા જાય છે. આ પ્રમાણે વરરાજાની વાત મુંબાઇમાં છેક એક છેડેથી કે બીજા છેડા સુધી થવા લાગી. આખા મુંબાઇમાં મેરેજની ચર્ચા જબરી રીતે ચરચાવા લાગી ! છેવટે વરઘોડો છેક બારૈયા સાહેબના બંગલાની નજીકમાં આવી પહોંચ્યો. બંગલાવાળા બેન્ડે વર-

ઘોડાને સારી રીતે સલામતી આપી અને વરઘોડાવાળા બેન્ડે બંગલાવાળા બેન્ડનો આભાર માની વળતી સલામતી લીધી. તમામ સાજનમંડળ બંગલાના કમ્પાઉન્ડમાં દાખલ થયું. બારૈયા શેઠ તરફથી સાજનમંડળને સારી રીતે હેતભર્યો આવકાર મળ્યો. તમામ સાજન શામીઆનામાં ગોઠવાઇ ગયું. વરરાજા સુંદરલાલ બારીષ્ટર સાહેબે પણ અણુવર મી. ટૉમી ડૉગને લેઇ ગેલેરી પર પોતાને માટે નીરમાણ થયેલી જગાએ પોતાની બેઠક લીધી. કુતરાને સારૂ એક નાની ફેન્સી બેઠક ગોઠવાએલી જોઈ ઘણોજ આનંદ પામતી થેન્ક યુ અને ગ્લેડનો વરસાદ વરસાવી ટૉમી ડૉગને બેસાડી પોતે બેસી ચીરૂટ કાઢી સળગાવી પીવા મંડયા! આખા શામીઆનામાં વિરાજમાન થએલા સાજન તથા મહાજનમંડળમાં બારીષ્ટર વરરાજા મી. સુંદરલાલ અને ટૉમી ડૉગ સંબંધી ધીમી ધીમી વાતચીત વિસ્મયતા અને અચંબા સાથે થવી શરૂ થઈ!

નવીન ઢબનાં લગ્ન મુજબ વરરાજાને પણ નવીન ઢબમાંજ આવકાર અને સત્કાર મળ્યો! શરૂઆતમાં કુમારીકાઓએ હારમોનીયમ વાજાના મધુર સ્વર સાથે મંગળગાન ગાઇ વરરાજાને આશીર્વાદ આપ્યો! આખા શામીઆનામાં હવે શું થશે તે નિહાળવા સારૂ ગંભીર શાન્તિ પથરાઇ ગઇ. શરૂઆતમાં બારૈયા શેઠ મી. વરજીવનદાસ ઉભા થઈ પોતાના બુલંદ અવાજે સાજનમંડળનો સત્કાર કરી મુંબાઇના સુધારકમંડળને પોતાના મિત્ર મી. પુરૂષોત્તમરાયજીની ઓળખાણ આપવી શરૂ કરવા લાગ્યા:—

"મહેરબાન શેઠીઆઓ અને સન્નારીઓ બ્હેનો !

આજરોજ આપ સાહેબોને મારા મિત્ર મી. પુરૂષોત્તમ-રાયજીની ઓળખાણ આપવા ઇચ્છું છું. મી. પુરૂષોત્તમરાયજી જે તમારી સમક્ષ બિરાજમાન થયા છે, અને જેમણે આ સુધારાવાળું તદ્દન નવીન ઢબનું લગ્ન આદરવું શરૂ કર્યું છે તે ગૃહસ્થ શહેર અમદાવાદના વતની છે. તે એક સારા ઘણાજ ઉંચા જાણીતા અને નામીચા પુરાતની કુલીન કુટુંબના ગૃહસ્થ છે. તેમના બાપદાદાએ અમદાવાદની વિપ્ર કોમની ન્યાતમાં ઘણાંજ જાણવા લાયક કામો કીધેલાં છે. તે સાહેબને ત્રણ દીકરા અને બે દીકરીઓ છે, વળી તેમને ત્રણ દીકરાની પણ ત્રણ દીકરીઓ છે. પોતે સુધારાના ચુસ્ત હિમાયતી છે. આપણી પાયમાલી કરનારા જુના રીતિરિવાજોના તેવન એક કટ્ટા દુશ્મન છે. સ્રીકેળવણીના તે એક ચુસ્ત ચુનંદા એડવોકેટ છે ! આપ સઘળા જાણીને ખુશી થશો કે તે સાહેબની પાંચે પુત્રીઓ બી. એ. માં પાસ થએલી છે. તેમાંની ત્રણ દીકરીઓનાં તેમણે લગ્ન કીધેલાં છે. તે ત્રણે દીકરીઓના વર પણ બી. એ. પાસ થયેલા કેળવાએલા સુધારાના હિમાયતી છે. તેમની કાન્તા નામની દીકરી જે બે વર્ષ ઉપર રાંડેલાં (વિધવા થયેલ ) હતાં તેમનાં પુનર્લગ્ન મી. છેલશંકર વકીલ સાથે ગયા વરસમાં કરી વિધવાવિવાહની તેમણે સારી રીતે બોલબાલા બોલાવી છે. આ ઉપરથી આપ જાણીને ખુશી થશો કે તેવન કેટલા બધા સુધારામાં આગળ વધેલા છે ! સુધારો સુધારો મોઢે કહેવો અને તેનાં લાંબાં લેક્ચરો આપવાં તે ઘણાં સ્હેલ છે પણ વખત

આવે પોતે સુધારો પોતાના કુટુંબમાં કરી દેખાડવો તે ઘણું ડીફીકલ્ટ છે, કઠીન છે, મુશ્કીલ છે. ચાલુ જમાનામાં સેલ્ફ-સેક્રીફીસ જાતીભોગ આપનારા સુધારકોની ઘણીજ ખોટ છે: તો સાહેબો આવા ટાઇમમાં મી. પુરૂષોત્તમરાયજીએ જે આવું ઉમદા કલ્યાણી અને સુધારાનું પગલું ભર્યું છે તે મારા માનવા મુજબ ઘણુંજ ઉત્તમ છે ! હું ધારૂં છું કે આપ સાહેબો પણ એવણ સાહેબનું અનુકરણ કરી સુધારાનો વિજય કરશો! આજ રોજ તેમની પૌત્રી કપિલા જે બી. એ. પાસ થએલાં છે તેનાં લગ્ન સુંદરલાલ સાહેબ સાથે થનાર છે. સુંદરલાલ સાહેબ પણ ઘણાજ ખાનદાન ફૅમીલીના નબીરા છે. તેમણે છેક વિલાયત જઇને બારીષ્ટરની પરિક્ષા પસાર કરી છે. તેમની ન્યાતમાં તે સાહેબનું દૃષ્ટાંત બારીષ્ટર સાહેબ તરીકે પહેલુંજ છે ! તે પણ સુધારાના સારા હિમાયતી છે ! આપણા લોકમાં લગ્ન મૅરેજમાં ઘણાજ કુચાલો અને ઉડાઉ રીત રસમો રહેલાં છે: તે રીત રસમને મારા મિત્ર પુરૂષોત્તમરાયજીએ સારી રીતે તિલાંજલી આપેલી છે અને પરદેશગમનને અંતઃકરણથી ચાહે છે. વિલાયત જઈ આવનારને આપણા લોક ન્યાત બહાર મૂકે છે અને તેને અનેક રીતે કનડે છે; તેની સાથે ભાણા વ્યવહાર તથા બેટા બેટી વ્યવહાર બિલકુલ રાખતા નથી, તે આપ સાહેબોની જાણમાં છે; તો તે અનિષ્ટ રીતરિવાજોને કોરે કરી મારા મિત્ર મી. પુરૂષોત્તમરાયજી સુંદરલાલ બારીષ્ટર સાહેબને હેતભર્યો આવકાર આપવા સારૂ ખાસ કરીને મુંબાઇ આવેલા છે, અને સુધારાનો સારો ધડો મળે અને પરદેશગમ-

નનો વિજય થાય તથા લોકો સારી રીતે સુખી થઈ દેશનું કલ્યાણ કરે એમ ધારી તેમણે પોતાની પૌત્રી કપિલાનું લગ્ન કરાવી આપ સાહેબોને બોલાવ્યા છે; તો હું આશા રાખું છું કે તમો દરેક સાહેબો મારા મિત્રના આ માંગલિક કાર્યને મુબારકબાદી આપી સુધારાનો વિજયવાવટો આખા દેશમાં ફેલાવસો ! આમીન ! આમીન ! " આખા શામીઆનામાં મી. વરજીવનદાસના એડ્રેસથી આનંદની લાગણી ફેલાઇ રહી અને તાળીઓનો જબરો ગડગડાટ થઇ રહ્યો. મી. પુરૂષોત્તમરાયજી પણ છાતી કાઢી દમામમાં ઉભા થયા અને સાજન મહાજન મંડળને પ્રબોધવા લાગ્યા.

" મહેરબાન બાનુઓ અને ગૃહસ્થો !

આપ સાહેબોએ મારા ઇજનને માન આપી અહીં પધારવા જે તસ્દી લીધી છે તે સારૂ આપનો હું અંતઃકરણપૂર્વક ઉપકાર માનુ છું. મને જે સારૂ લાગ્યું છે તે મેં કર્યું છે. સ્ત્રી કેળવણી અને સુધારો દેશોદય થવામાં સબળ સાધન છે એમ મેં માની તેની જબરી હિમાયત કરી છે અને પ્રસંગ આવતાં જે કાંઈ થાય તે મેં તથા મારા કુટુંબે દુનિયાને કરી દેખાડયું છે ! લોકો મારા સંબંધી ગમે તેવી કડવી મીઠી ટીકા કરે તેની મેં દરકાર રાખી નથી અને ભવિષ્યમાં હું રાખવા માગતો પણ નથી. અંગ્રેજીમાં એક કહેવત છે કે ( લેટ કરેજ ભી પ્રુવ્ડ બાય ડીડસ નોટ બાય વર્ડસ ) અર્થાત્ કામ કરી દેખાડો કહી ન દેખાડો; તે પ્રમાણે ચાલવા હું માગુ છું. આપ જાણો છો કે સંસારમાં સ્ત્રી અને પુરૂષની એક ઉમદા જોડ છે.

તે બંનેથી હરેક કાર્ય થઇ શકે છે; અન્યોઅન્યની મદદ વગર કાંઇ પણ કાર્ય થઇ શકતું નથી; એ નિર્વિવાદ છે. પુરૂષથી દેશની ઉન્નતિ થઇ શકે છે અને સ્ત્રીથી ઘરની તથા કુટુંબની ઉન્નતિ થઇ શકે છે. પુરૂષને દેશોદય સારૂ સદ્‌વિદ્યા તથા સુધારાની ખાસ જરૂર પડે છે અને સ્ત્રીને ઘરસંસારની ઉન્નતિ સારૂ કેળવણીની મુખ્ય જરૂર પડે છે; એટલા સારૂ નેપોલીઅન જેવા સ્વદેશ પ્રેમી કહી ગયા છે કેઃ—

"કહે નેપોલીયન દેશને કરવા આબાદાન,
સરલ રીત તો એજ છે દ્યો માતાને જ્ઞાન."

માટે મેં મારા કુટુંબની કન્યાઓ તથા સ્ત્રીયોને સારી રીતે સ્ત્રી કેળવણી આપી તેમને ઉન્નતિના શિખર ઉપર મુકી છે! બીજું આપણા આર્ય ઘરસંસાર વ્યવહારમાં લગ્ન એ એક અજબ ગુંચવણીભર્યું અને મહાભારત કાર્ય છે. તેમાં ભલભલા ડાહ્યા પણ દિવાના થઇ જાય છે. પુરૂષ વર્ગને લગ્ન સારૂ ઘણુંજ વેઠવું પડે છે. તેથી તન, મન અને ધનની ઘણીજ થાય છે. ઉભયપક્ષમાં લગ્નના ઉંધા અને આડા રીતરિવાજથી ઘણુંજ આખી જીંદગી સુધી પૈસા ટકાનું દુઃખ વેઠવું પડે છે. દાખલા તરીકે કે એક કન્યાના બાપને કન્યાનાં લગ્ન કરતી વખતે વરને સારી રીતે પહેરામણી આપીને સંતોષવા પડે છે; પહેરામણીમાં કન્યાનાં માબાપને માથાના વાળ પણ ઘરાણે મૂકવા પડે છે; તેમજ વરના બાપને વરના લગ્ન વખતે પણ ઘણુંજ વીતે છે; જાન તૈયાર કરવી, આખી જાનને પરગામ પહરના પૈસાની ટીકીટો ખરચીને લઇ જવી, વરનો વરઘોડો

કાઢવો, વાજાંવાળા, ઘોડાવાળા અને બગીઓવાળાઓનાં બીલ ચુકવવાં, પોળના, ગામના પાડાપાડોશી તથા સગાંવ્હાલાંઓને શ્રીફળ વહેંચવાં, પૈસા વહેંચવા વગેરે આંધળું અને લખલુટ ખર્ચ કરવું પડે છે; અર્થાત્ એક લગ્નનું કાર્ય કરી વરકન્યાનાં માબાપને એક દશકા સુધી ગરીબી અવસ્થામાં રહેવું પડે છે; એટલા માટે મેં મારી પૌત્રીનાં સુધરેલાં નવીન ઢબનાં લગ્ન કરવાં શરૂ કરેલ છે. આજરોજ આપની સમક્ષ મારી પૌત્રીનાં લગ્ન ગોર મહારાજ કે જે કેવળ વેદીયું ઢોર પોપટીયું કર્મકાંડનું જ્ઞાન જાણે છે અને કેવળ અશુદ્ધ વિવાહ વિધિ ઠોકી બેસારી લાકડે માંકડું વળગાડી દે છે; અને દાન દક્ષણા વખતે મોટું દરિયા જેવડું ડાચું ફાડી રીસાઈ બેસે છે, અને જજમાનને સારી રીતે પજવે છે તે ગોર મહારાજને મેં આ વખતે દૂર કરેલા છે, અને લગ્નકાર્ય મારા વિદ્વાન આર્યસમાજીસ્ટ પંડિતમણિ મિત્ર મહીધરપ્રસાદ મારા મિત્ર શેઠ વરજીવનદાસના મિત્ર મજમુદીન કાદરી સાહેબ અને રેવરન્ડ પાદરી સાહેબ મી. આકિલના હાથથી થશે ! આ ઉપરથી આપ સહજ અનુમાન બાંધી શકશો કે આ લગનકાર્યથી હીંદુ મુસલમાન અને અંગ્રેજોમાં ભાઈચારાનો સંબંધ સારી રીતે વધશે અને સુધારો ઘણોજ મજબુત અને પગભર થઇ આગળ વધશે. આ ઉપરાંત મારા મહેરબાનો તમે જાણીને ખુશી થશો કે મારા માનવંતા જમાઇરાજ બારીષ્ટર સાહેબ મી. સુંદરલાલભાઇએ પણ મારૂં અનુકરણ કરી વરઘોડાના આંધળા ખર્ચને નાપસંદ કરી એક સાદી મોટરકારમાં બેસી

પરણુવા સારૂ આવી મને અત્યંત આનંદી અને ઉપકારી કર્યો છે. કેવળ નકામા ગાડીઘોડા, નાળીએર અને પૈસા વહેંચવાનો રીવાજ, જામા, મંડીલ અને દુપટ્ટાનો ત્યાગ કરી તદ્દન તેમના સાદા ઇંગ્લીશ રાજપોશાકમાં સજ્જ થઇ નવીન અને સુધરેલી રીતી પરણુવાની અનુકરણુ કરી છે તે તેમણે ઘણુંજ ઉમદા કાર્ય કર્યું છે. હું આશા રાખુછું કે આપ સાહેબો આ તેમના ઉજળા કાર્યને સારી રીતે વધાવી લેશો અને તેમનું તથા અમારૂં અનુકરણુ કરી સુધારાને વધારે સજબુત બનાવી આગળ વધારશો ! તથાસ્તુ ! આમીન ! ”

ફાધર વિલીયમ પુરૂષોત્તમરાયજીનું ભાષણ જ્યાં ખતમ થયું કે તરતજ થેન્કસનો વરસાદ વરસી રહ્યો ! વરજીવનદાસ બારૈયાશેઠે લગ્ન કાર્યની તાકીદ કરવા માંડી આ બાજુ લાડકોરશેઠાણી કપિલાગૌરીને શ્રૃંગારીને શામીઆનામાં લાવ્યાં; બીજી બાજુ બારીષ્ટર સાહેબ સુંદરલાલ પણુ હસ્તા મુખડે આવ્યા અને તેમની પાછળ તેમનો માનીતો ટૉમી ડૉગ પણુ પૂંછડી હુલાવતો વચ્ચોવચ આવીને ઉભો રહ્યો ! એક મોટા ચાંદીના થાળમાં ફુલોના હાર લઇને વરજીવનદાસ શેઠ આવ્યા! બીજી બાજુ છડીઓનો થાળ લઇ રાયજી પધાર્યા. જ્યાં બારૈયા શેઠ સાહેબે સાન કરી કે તરતજ મહીધરપ્રસાદ પંડિતજી આવીને ઉભા રહ્યા: બીજી બાજુથી ફાદરી અને પાદરી સાહેબ પણુ આવીને ઉભા રહ્યા; ત્રણુ પંડિતની ત્રિપુટીએ બારીષ્ટર સાહેબનાં લગ્ન કરાવવાં શરૂ કર્યા ! શરૂઆતમાં પંડિતજીએ આશિર્વાદ વચન ઉચ્ચારી લગ્નમંત્ર બોલી વરકન્યાનો હસ્ત-

મેળાપ કરાવ્યો અને બંને જણાના હાથમાં હાર તોરા અને છડી આપી. વરકન્યાએ અન્યોઅન્યના ગળામાં હારમાળા પહેરાવી, એક બીજાને છડી આપી અને લીધી ! ત્યારબાદ કાદરી સાહેબે વરકન્યાને મુબારકબાદી આપી અન્યોઅન્ય પુષ્પ માળા પહેરાવી અને છેવટે પાદરી સાહેબે પણ મુબારકબાદી આપી ફુલોના હાર અન્યોઅન્ય પહેરાવ્યા ! છેવટે મારૈયાશેઠે એક નાનો હાર ટૉમી ડૉગને પણ પહેરાવી બારીષ્ટર સાહેબને પ્રસન્ન કર્યા ! આ ક્રિયા જ્યાં પૂરી થઇ કે તરતજ રાયજીશેઠે લગ્ન ક્રિયા પૂરી થઈ એવું સાજન મહાજન મંડળને જાહેર કર્યું ! બેન્ડે મધુરા સરોદ વગાડી વરકન્યાની સલામતી લીધી આશરે અડધા કલાક સુધી સાજનમંડળમાંથી વરકન્યાને ચાંલ્લો તથા ભેટો આપવાનું કામ ચાલ્યું ! આ કાર્યમાં એક અદ્ભુત કુતુહલ અને કૌતક થયું જેથી શામીઆનામાં ખુબ આનંદ અને કાંક સ્હેજ ગભરાટ થઇ રહ્યો ! કૌતક એ થયું કે કોઇ કન્યાનાં દૂરનાં સગાં માસા માસી બારીષ્ટર સાહેબને ચાંલ્લો કરવા આવ્યાં, માસા ચાંલ્લો કરી હાથમાં પાંચ રૂપીઆ મૂકી કોરે ઉભા રહ્યા, માસી કાંક જુનાં વિચારનાં હતા તેથી તેમણે બારીષ્ટર સાહેબને ચાંલ્લો કરી નાક તાણવાનું અડપલું કીધું. જ્યાં નાક તાણ્યું કે તરતજ ટ્રૉમી ડૉગ કુતરો હાઉ હાઉ કરતો માસીને બાઝી પડયો: માસા કુતરાને દૂર કરવા ગયા કે એક લોતીયું તરતજ ટૉમીએ તેમને ભરી લીધું તેથી માસા બે ગોઠીમડાં ખા મારા બાપરે કહી ખાઈ ગયા અને માસીનો નવો સાળુ ટ્રૉમીએ ફાડી નાખ્યો. માંડમાંડ બા

રીષ્ટર સાહેબે ટૅામીને છોડાવ્યો અને માસા માસીને ધીમે ર-હીને ઉડાડી બારૈયાશેઠ હસતા હસતા બંગલામાં લઇ ગયા. આ પ્રમાણે આ કૌતક પૂરૂં થયું કે તરતજ મી. બારૈયાશેઠના સુ-ધારક મિત્રો આ નવીન વરકન્યાના જોડાને મુબારકબાદી આ-પવા ઉભા થયા.

" શેઠીઆઓ !

મી. બારૈયા અને રાયજીભાઇએ જે આ સુધારાનું નવીન પગલું ભર્યું છે તે ઘણુંજ ઉત્તમ છે. ઉંડી રીતે જોતાં તેનાથી આપણા દેશનું કલ્યાણ છે. સ્ત્રી કેળવણી અને સુધારો એ આપણો મુખ્ય આધાર છે. આપણે ભવિષ્યમાં કાંઇ દેશસુધા-રણાનું કાર્ય ઉપાડીશું તેમાં ઉપરનાં બે સબળ ચીફ સાધનની જરૂર પડશે. તેટલા સારૂ પાણી પહેલાં પાળ બાંધવી એ કહે-વત અનુસાર આપણે સ્ત્રીકેળવણી અને સુધારાના હિમાયતી થઇ આપણાં બાળબચ્ચાં તથા ફૅમીલીને તેમાં આગળ પડતું કરીશું તો તેથી દેશનો ઘણો ઉદય થશે અને આર્યપ્રજા સારી રીતે સુખી થશે માટે હું આશા રાખું છું કે તમો દરેક જણ આ સુધારાને હેતભર્યો આવકાર અને ટેકો આપી મી. બારૈયા તથા રાયજીને થેન્કસ આપશો ! "

" જેન્તલમેનો અને મીસ્તરો !

" આપ દરેક જનાં આજના માંગલીક કાર્યથી ઘનાં ખુશી થશો ! મી. સુંદરલાલ બારીસ્તર સાહેબે જે વરઘોડાની પાંધલીયા ચાલને દુર કરવાની જે પહેલ કરી છે ટેને ટમે ખરા જીગરથી તેકો આપશો ! વિલાયટ જવાનું જે ટેમણે સાહસ

કર્યું છે અને બારીસ્તર એત લૅાની પરિક્ષા પસાર કરી છે ટેને વાસ્ટે ટમો સાહેબો ઉમલકાથી દીલોજાનીભર્યો આવકાર આપશો એવી હું આસા રાખું છું; ટેની સાઠે એતલું પન જનાવું છું કે ટમો પન ટમારા બચ્ચાંને આ પ્રમાને વિલાયટ મોકલી બારીસ્તર બનાવરાવશો ! ”

“ સદ્‌ગૃહસ્થો અને આર્ય ભગિનીઓ !

તમારે આજના પ્રસંગમાંથી ઘણુંજ જોવાનું તથા શીખવાનું છે ! જુઓ કપિલાગૌરીએ આટલી નાની ઉમ્મરમાં બી. એ. ની પરિક્ષા પસાર કરી છે તે ઘણુંજ મહાભારત અને અદ્ભુત કાર્ય કર્યું છે; સુંદરલાલભાઈ પણ આટલી નાની ઉમ્મરમાં બારીષ્ટર એટ લૅા થયા છે તે કાંઈ નાની સુની વાત નથી ! મારા મહેરબાન તે ઘણુંજ અઘરૂં કાર્ય છે ! તેમાં વળી રાયજીમહાશયે આવી ઉમદા જુગ્તી જોડી જોવાનું જે ઉત્કૃષ્ટ કાર્ય આદર્યું છે તે પણ ગજબ કામ છે ! મારા સાહેબો મોંઢે લાંબા હાથ કરી ભાષણો ભુંકવાં સ્હેલાં છે પણ તેમના જેવી, અરે સાંભળો શ્રવણ કરો અરે પણ તેમના જેવી પહેલ કરવી તે અતિશય ગહન છે. આપણે બધા ભણેલી કન્યાને સારૂ બબુચક વર જોઇએ છીએ અને ભણેલા વર સારૂ અભણ કન્યા જોઈએ છીએ. અર્થાત્ આપણે કજોડું કરીએ છીએ તેથી ઘણા ધિક્કારને પાત્ર છીએ. મારા મુરબ્બીઓ ખોટું ન લગાડશો; પણ મારા વિરાઓ આ રાયજી સાહેબે તો પોતાની પૌત્રીને એક તો બી. એ. સુધી ભણાવી વળી તેના સારૂ બારીષ્ટર એટ લા પાસ થયેલો વર જોયો; વાહ વાહ ઘણુંજ ઉમદા કાર્ય

કર્યું માટે તે મહાશય મહા ધન્યવાદને પાત્ર છે ! હું વરક-ન્યાને આશિષ આપું છું કે તેઓ શતં શરદો સુધી જીવો ! ”

“ સુઢરેલા પુરૂષો ટઠા સુઢરેલી સ્ત્રીઓ !

ટમો હરેક જનાં હું ધારૂં છું કે આ મેરેજથી ઘનાં જૉલી થયાં હશો ! વર અને કન્યાએ પરનવા અગાઉ સારી રીતે ભનવું અને ગનવૂં જોઈએ ! વલી ભની ગનીને કમાટાં પણ શીખવું જોઈએ. જયારે કમાટાં શીખે ટારેજ ટેમને પરનવાની ઉમેડવારી કરવી જોઈએ. ઢીંગલા ઢીંગલીની માફક લગન કરવા ટે ઘનું ખરાબ છે ! વરરાજાએ પરનવા અગાઉ પોટાના પગ ઉપર ઉભા રહેટાં શીખવું જોઈએ ! ટેમ કન્યાએ પન વરરાજાની સારી રીટે મરજી સાચવટાં ટથા ઘર નભાવટાં શીખવું જોઈએ ! નાની ઉમ્મરમાં પરનવાથી ઘનોજ ગેરફાયદો થાય છે. શરીર નાકૌવટ નબલું અને પાટલું પરી જાય છે; માટે પુખ્ટ ઉમ્મરમાં ભની ગની અને કમાટા શીખીને પરનવા બહાર પડવું જોઈએ. આજના લગનમાં વરરાજા મી. સુંડરલાલ બારીસ્તરની પરિક્ષામાં પાસ થએલા છે, ટેથી ટે ઘના લાયક ઉમેદવાર છે ! ટેમ કન્યા કપિલાગૌરી પન બી. એ. પાસ થએલાં છે ! ટેમ પરનવાને વાસ્ટે ફીત છે ! ટો આજ ટો જુગટી જોડી થઈ છે. લાયક વરને લાયક કન્યા મલી છે ટેમાં પ્રભુનો ઉપકાર માનવાનો છે ! હું ટેમને ડુવા આપું છું કે ટે બંને જનાંઓ સુખી થાઓ. આ ટમારા સુધારાની હવાઈ છેક આશમાનમાં ઉંચે ઉડી પ્રકાશ કરો અને કુઢારા ડાર્કનેસનો નાશ કરો ! ”

જ્યાં ભાષણો ખતમ થઇ રહ્યાં કે તરતજ આરેચા શેઠે એકવાર ફરીથી સાજનમંડળનો આભાર માન્યો; પાન ગુલાબ વહેંચવા માંડયાં; તથા પુલના હાર તથા છડીઓ આપવા માંડી; બેન્ડ પાસે પણ શેઠે સારી સલામતી લેવરાવી; છેવટે હરેક જણાં ઘણાં ખુશી થયાં અને દીલોજાનીથી વરકન્યાને આશીર્વચન આપતાં ઉભાં થયાં ત્યાં ઇંગ્લીશ કોરસ તથા નાચ શરૂ થયો, અને છેવટે સુધારકોએ વરકન્યાની જય બોલાવી સુધારાની સ્તુતિ કરવા માંડી.

### કૉરસ.

બોલો જય (૩) સુધારા સમાજનો.
હીપ હુર્રે...હીપ હુર્રે.

આનંદ મંગલ અપાર છે વળી દીન છે શુભ આજનો:—૦
બંધન રૂઢીનાં થયાં છે દુર આવ્યું છે સુખનું કારમું પૂર
છવાયું છતમાં વિદ્યાનું નૂર સાચું સુધારાનું સ્થાપ્યુંછે શૂર
આહ લોર્ડ તું, દુઃખ હરજે, સુખ ભરજે ઉદય કરજે તાજનો:—૦

સુધારાનું દિવ્ય ગાન ગાતું સાજન મંડળ શામીઆનામાંથી બહાર નીકળી ઘર ભણી ચાલવા લાગ્યું; બહાર લોકો હેરત પામતા હરખાતા હરખાતા અને મુંછમાં હસતા સુધારાની તીખી મીઠી ટીકા કરતા વેરાવા લાગ્યા અને જોરે એમ પણ કહેવા લાગ્યા કે “ આતે સુધારાની હવાઈ કે ભુંગળ વિનાની ભવાઈ ? ”



# પ્રકરણ ૩ જું.

## પ્રીતિનું મોતી કે જીવનનો જ્યોતિ ?

### દોહરો.

સુરજ નવ શોષી શકે, નેહ રૂપી શુભ નીર;
મેઘ આસો વરસે નહિ, નહિ કુવે નદી તીર.

સવિતાનારાયણથી પણ જેની જ્યોત અતિશય ઉજ્વલ
, કામદેવથી અતિ કાળી છે, અને કારીગરથી ન્યારી છે, તો
પણ તે ચતુર જનોને તે પ્રેમની જ્યોતિ અતિ પ્રિયકર છે.
;થી અભેદ જેની વાણી છે, વળી તેનું ધ્યાન વાણીમાં આ-
તું નથી. તેમજ તે ધ્યાનીથી પણ આગળની છે, તે દેવતા-
ના સ્વર્ગમાં પણ નથી, છતાં શરીરના દરેક અંગમાં ફેલાઈ
ી છે. પણ અત્ર તેના રંગને જાણતું નથી. તે રંગની તરંગો
કરના શિર ઉપરથી ઝરતી ગંગાની પેઠે સ્રવે છે, તેનો ભેદ
ન અને પાણી પણ પામી શકતાં નથી એવી તે અકળ
ને અગમ્ય છે.

. નહિ અંગ નહિ સંગ અસંગ નહિ દુઃખ નહિ ફળ નહિ વાસ કોરી,
ર આકાશ અગ્નિ વિના ઉછરે ના મળે વૃક્ષ કે વાડ થોરી:
ι પરિપૂર્ણ છે કષ્ટનું ચૂર્ણ છે ગુણીજનો પ્રેમનાં ગાન ભાખે.

પ્રેમ દૈવત વડુ દેહમાં એક છે પ્રેમ પરમાર્થ ને સ્વાર્થ સાખે.

ખાવાને જ્યાં મોતીની વેણુ છે, પીવાને જ્યાં શીતળ પાણી છે, કાળાં ધોળાં પીળાં ને રાતાં એમ અનેક જાતનાં કમળો છે. સોનાની પાળ બાંધી રંગબેરંગી મણિઓથી જેના કીનારા જડેલા છે, જેમાં અઢાર ભાર વનસ્પતિનાં ઝાડો પ્રફુલ્લિત થઈ રહ્યાં છે, અને શીતળ, મંદ તથા સુગંધમય એમ ત્રણ પ્રકારનો સમીર ડાળીઓને ઝુલાવી રહ્યો છે છતાં પણ જેમ રાજહંસ વગર સર્વ નિકુંજમય સરોવર નકામાં છે તેમ પ્રેમ વિના સર્વ સાહ્યબી અને વૈભવ વૃથા છે!

* * * *

" પ્રેમની પીડા તે કોને કહીએરે મધુકરઃ—ટેક.
થાતાં ન જાણી પ્રીત થતાં પ્રાણ જાયે (૨)
હાથનાં કર્યાં તે વાગ્યાં હૈયેરેઃ—હો મધુકર૦
જેને કહીએ તે તો સરવે કહે મુરખ (૨)
પસ્તાવો પામી સહી રહીએરેઃ—હો મધુકર૦
ધીકીએ હાંકર્યા રાત દીવસ અંતરમાં (૨)
ભુખ નિંદ્રા તો નવ લહીએરેઃ—હો મધુકર૦
સ્નેહ તણો ઘાવ ઘણો મરણ થકી માઠો (૨)
રંગ કલ્પીને ક્યાં જઈએરેઃ—હો મધુકર૦
દાઝયા ઉપર લુણ દીધું દામોદરે (૨)
શું કરીએ વાલા તે વહીએરેઃ—મધુકર૦ " દયારામ.

રસિક જનોને રીઝાવતી ચાંદની ચમક ચમક ચમકારા મારી રહી છે. સમ સમ સમ કરતી રઢીઆળી રજની મંદ

મંદ પગલાં ભરી રહી છે. થનક થનક નાચતી તારીકાઓ તેજમાં તેજ ગુંથી રહી છે. ઉમંગભરી દોડધામ કરતી આકળી ઉતાવળી વાદળીઓ ચંદ્રરાજની ઝાંખી કરતી કરતી સંતાકુકડી રમવા મચી રહી છે. ઝુમઝુમ ઝુમઝુમ ડોલતી પ્રેમઘેલી કુમુદીની નક્ષત્રરાજને નિરખી મોઢું મલકાવી રહી છે. ચંદ્રપ્રભાની અમીરસની ઝીણુ ફરફર કરતી વિશ્વમાં ઝરી રહી છે. ફુરણાથી રસિકને રંજાડી રમાડી રસીકાઓ ચંદ્રપ્રભામાં શાન્તીસુધા ઝીલતી મદભર મસ્તે બની અટારી પર સુતી સુતી અરધી અરધી આંખ મીંચામણી કરી ત્રાંસી દૃષ્ટિથી રજનીકાન્તને નિહાળી રહી છે. કંથ વિયોગી કામની પડખાભેર પડી ઓશીકાને આલિંગન કરી મોં મચકોડી લોચન ઢાળી સુધાકરની અવગણના કરી રહી છે. અંતરના આરામને અભિધાન આપી અવલોકવા જતી અભિસારિકાઓ ચાંદનીથી ચાર ગાઉ દૂર નાસી ગલીકુંચીઓમાં શ્વાસભર્યાં કદમ ઉપાડતી માર્ગ માપી રહી છે સરીતાના ત્રટ પર એકલી પડી અકળાતી અમુઝાતી ચકુવાકી ચંદનીમાં ચિત્ત વેધક પીયુનો જાપ જપી રહી છે. પ્રેમીઓને પટાવતી પલાળતી ચાંદની ચોમેર વિશ્વમાં વ્યાપી રહી છે. મામા અમીધરપ્રસાદના અવાસને પણ સારી રીતે ઉજાળી રહી છે. બિચારાં બાપડાં અલેતાં અને દુઃખી પ્રેમીજોડાંનેજ ફક્ત ચાંદની રીપુ બની પ્રજાળી રહી છે. મામાના અવાસમાં બિછાનામાં તરફડતાં હીરાકુંદનનેજ અકળાવી રહી છે. અત્યાગ્રહથી એક રાત માંડ માંડ આરામ લેતા હીરાલાલની પુંઠ ખાઇપીને પકડી રહી છે. નિર્દોષ અને ભલા જોડાને વાસ્તે પણ તેના હૃ-

હવામાંથી હવા જતી રહી છે.

અત્યારે આવાસના જુદાં જુદાં ઓરડામાં હીરાલાલ કુંદન બિછાનામાં આળોટયા કરે છે. મધ્યરાત લગભગ ગઈ છે; છતાં લવલેશ પણ નિદ્રા તેમનાં નયનમાં નિરખ નથી. ઘડી સેજમાં પડે છે અને ઘડીક ઓરડામાં આમ ઉઠી આંટા મારી કરે છે. ઘડીક માથે ઓઢી નિદ્રા લા સારૂ પડખાભેર સૂઈ જાય છે અને ઘડીક નિસાસા નાખતાં જથી કંટાળી બેઠાં થઈ ઓરડાની દિવાલને નિહાળે છે. ક્વાર વાંચે છે અને કંઇકવાર ભવનની આશામાં નાખે જ્યાં ત્યાં વખત વિતાડવા સારૂ જે કાંઇ થાય તે ઉપાય થાકે છે. ઘડીકમાં પ્રેમને પ્રબોધે છે તો ઘડીકમાં પ્રભુને છે; પળમાં ભાગ્યને નિંદે છે તો પળમાં ખોળીઆને નિંદે પલકમાં વિધી ઉપર વિશ્વાસ બાંધી શાન્ત પડી રહે છે પલકમાં કાળબળથી કંટાળી ઉન્મત્ત થઇ વિચારે ચડે છે. સ્નેહના વાયરે ચઢી રાતને કાળ સમાન પીડાકારક જાણી ત્યાં હબાઇ ચંપાઇ પડી રહે છે. કુંદન પથારીમાં આળોટી ટાળી થાકી; તેનાં પડખાં વિરહતાપથી બળી ગયાં. આ હાથ મારી માડીને સંભારી કારમી બેઠી થઇ બે હાથ ઉંચી દ્રષ્ટિ રાખી હૃદય ઉદ્‌ગાર કાઢવા લાગી.

* * * *

" પ્રેમ સદનમાં આંધી ઉંડળ કોઇ બેદુરે બેદો,
ભાગ્ય ભવનમાં આડી ભુંગળ કોઇ બેદુરે બેદો:
આશા ઉંડળ આભમાં ઉડે આતમ માંખ,

આકળ વરરસં જોરથી હા...બંધાણી પાપ,
પ્રપંચ પોથાં ફોગટ થોથાં શાને માનવ ફેંદો:–પ્રેમ.
ભમરી ભાગ્ય ભુલવણીમાં રખે ખા તું ભુલથાપ,
પ્રેમ તિર્થમાં લે જઈ શામસુંદરની છાપ.
કપટ કુશકીને છો નફ્ટ હા...મુરખ માને મેંદો:–પ્રેમ.

પ્રેમ, પ્રેમ, પ્રેમ, હવે ક્યાં સુધી તું આમ તલસાવીશ! લાલચમાં આ લંપટ જીવને ક્યાં સુધી તું લલચાવીશ? પાસે, પાસે, પાસે, પાસે જતાં કારમું આઘું નાસે! આ શું? આ શો ઉત્પાત? આ અજંપો શો? આ ઉન્મત્તતા શી? આ ચેટક શું? આ ઘડી મન વાળી બેઠી કે તરતજ પ્યાલો પાસે ધર્યો; લાંબો હાથ કરી લેવા ગઈ કે જાણે આકાશમાંથી તારો ખર્યો! આંખ ઉઘાડી અવલોકું તો જાણે તેજનો ચમત્કાર; પણ પછી કારમો અંધકાર! આશા આપી અહેતીને ઘડીકમાં નચાવી તો પછી પળમાં તરતજ નિરાશાની જાળે બાંધી જકડીને ફસાવી! આ ફંદ શા? આ કૌતક કેવાં? આ સત્તા કોની? પામરને એક કોરે પડી રહેવા દે; ભાગ્ય જે દુઃખ આપે તે સ્હેવા દે! શા માટે મરતીને મારે છે; બળતીને બાળે છે તારા હાથમાં શું આવે છે? અનાથ નાથે તને શું સંતોષ થાય છે? ભુંડા તારે મન હાંસી પણ મારો તો જીવ જાય છે! ઓ નફ્ટ નકામો શું કામ લગાડે છે નેડો, કઠણ કાળજાના શું કામ લીધો છે મારો કેડો! તારા પંથમાં પડીને તો પુરાં પસ્તાયાં! દુનિયામાં ગમાર તરીકે ગણાયાં, અને ચપટી ચણાની માફક જેના તેના દાંતમાં ચવાયાં! તારા પાને પડેલાં પોકારી પોકારી

તારી તોબા બતાવે છે! અજબ રીતે તારી જાળે ફસાવી ગ જબ ગજબ દુઃખથી જાલમ સતાવે છે! તને સલામ! નવ ગજના નમસ્કાર! તોબા; તોબા;

* * * *

" નભે ના નેહનો નાતો સુણો સાચુ કહું બાપુ,
નભાવો તો તમારો દાસ થઇને હું રહું બાપુઃ—૦
પડેલો પેટમાં પારો પચે ના પાચનો ખાતાં,
પચાવો તો તમારાં પાદ પંકજ હું ગ્રહું બાપુઃ—૦
કરે લઈ કુંભ કાચો સુત્ર કાઢે કુપનું પાણી,
ભરીને પાઓ તો સામું ફરી બોલું ન હું બાપુઃ-૦
કમળ આકાશ ગંગાનું સુંના પુરા બની પ્રેમ,
કહું છું થાકી થાકી ના બરાડો કાં બહુ બાપુઃ—૦"

નથુરામ કવિ.

લવારો કરતી કરતી કુંદન ઓરડાને એક છેડેથી ભીંતે આંગળી ફેરવતી ફેરવતી ફરવા લાગી. છેવટે ઓરડાનું કમાડ જે બીજા ઓરડામાં પડતું હતું તે હાથમાં આવ્યું એટલે ત્યાં ખમચાણી, તેણે ધીમે રહીને કાંઇ વિચાર મનમાં આવતાં સાંકળ ઉઘાડી; આસ્તે રહીને બારણું ખેંચ્યું તો તે તરતજ ઉઘડયું; સાંકળ નહીં દીધેલી હોવાથી તે કાંક વિસ્મય થઈ. વિસ્મય થવાની સાથે તેના નસીબ જોગે ભૂલથી હીરાલાલે વાસવું રહેવા દીધું હશે એમ ધારી કાંક હરખાણી. આટલી મોડી રાતે હીરાલાલના ખંડમાં જતાં તેને ગંભીર વિચાર આવ્યો તે બારણેથી પાછી ફરી, બિછાનામાં પડી; વળી કાંક મનમાં ઉભરો આવતાં ઓરડાના ચારે ખુણા તપાસવા લાગી. ચોગર-

ક્રમ તેણે ઝીણી તપાસ કરી; બહુજ બારીકાઈથી દૃષ્ટિ ફેરવતાં તમામ નિદ્રાવશ થએલું જણાયું. મનને વધારે ચંચળ અને સાહસિક કરી તે ફરી બારણા પાસે ગઈ; બારણું અધ ખોલું રાખી ચારે પાસ ઝીણી નજર ફેરવવા લાગી; ત્યાં હીરાલાલને બિછાનામાં જંપેલો જોયો. દીવો ઝાંખો ઝાંખો પ્રકાશ આપતો બળ્યા કરતો હતો. કુંદન ઘણાંજ ધીમાં પગલાં ભરતી લપાતી છુપાતી હીરાલાલના ખંડમાં દાખલ થઈ; છાનીમાની સોડીયું વાળી તેના ઓશિકા આગળ બેઠી. હીરાલાલ આ વખતે કાંઇ નિદ્રાથી ઘેરાણો હતો. કુંદન હીરાલાલને એકી ટસે પ્રેમભરી દૃષ્ટિએ ઘણીવાર સુધી નિહાળી રહી. શું કરવું એની તેને કાંઇ ગમ પડી નહીં. હીરાલાલને ભર ઉંઘમાં સુતેલો જોઈ તે ખમચાણી. તેને જગાડવાની હીંમત ચાલી નહીં; તેમ ત્યાંથી પાછા પોતાના ખંડમાં ફરવાની પણ તેની છાતી ચાલી નહીં. એતો બેઠી ત્યાં સમસમાકાર કરી ગઇ. છેવટે હીરાલાલે પડખું ફેરવ્યું. કુંદન કાંઇ આઘી ઓશિકાથી દૂર બેઠી. થોડીકવાર સુધી હીરાલાલ પડખાસેર પડયો; પછી પાછો ચતો પડયો, ચતોપાટ પળવાર પડયો કે તરતજ તેની આંખ ઉઘડી; તેની પાછળ કુંદન બેઠી છે તેનું ધ્યાન તેને ન રહ્યું; સુતો સુતો તે વિચારમાં પડયો; છેવટે કાંક મનમાં બડબડયો; અને વળી પાછો વાચરે ચડયો, આવેશમાં આવી અંતર ઉભરા કાઢવા લાગ્યો,

" રોશન સારી જહાનપેં સબકો ખુશી તુંને કીયા !
અમસેં તેરા કયા વૈર થા મુશ્કીલ અમને ક્યોં કીયા ! "

પારસરામ

આસ પાપનો કંઈએ પાર હશે ? શું ધાર્યું હશે ? અને હવે શું થશે ? જીંદગી આમ શ્વાન સુખમાં જશે ? હશા હશા તું મારા પર ખરેખર કોપાયમાન થયેલોજ છે. આશા આશા ઓ અમર આશા તારા આવા તમાસા ક્યાં સુધી મારે જોવા ? ઓ વેરણ વિધાતા તું મને બસ આમ નચાવ્યાજ કરીશ ? ઘડીકમાં રાજનગર, ઘડીકમાં અમરગઢ અને ઘડીકમાં ભાવનગર ! બસ આમતેમ ભટકાવ્યાજ કરીશ ? કોઈ ઠેકાણે ઠરીને બેસવા નહિજ દે ? તારે મારો જેટલો દંડ લેવો હોય તેટલો લે ! દિનદયાળ વિભુ ! આ દીનની વ્હાર તું ક્યારે કરીશ ? આ અકળાતા અંતરનું સંકટ તું ક્યારે હરીશ ?

" દીન પ્યારે દરવેશ પ્યારે દીનાનાથ નામ તુજકો દીયા,
મેંને તેરા ક્યા બીગાડા ઓ ખુદા તેં જુલમ કીયા ! "

પારસદાન

" હવે હરિ આ રંક પર કરુણા કરો ! હવે તમારે તારવો હોય તો તારો કે બસ મને મારો ! પ્રભુ જેવો તેવો હું પણ તારો; ત્રિકમ હવે તારો કે મારો ! જો ઠારવો હોય તો તમારી તમામ માયા સમેટી લઇ હૃદયના એકજ ઠેકાણે ઠારો. નહિ તો મેરૂ પરથી ગબડતો નાખી મારી મારો છુટકો કરો ! હરિ ! હવે હું એકલો રહી શકતો નથી ! માતથી અળગો કર્યો, તાતથી કોરે કર્યો. અંતે અરણ્યમાં એકલો અથડાતો કર્યો ! દીનબંધુ હવે તમારા ચરણમાં લઇ આ દીનનો છુટકો કરો ! આવા શ્વાન સુખભર્યા જીવનમાં રાખો તેના કરતાં તમારા શરણમાંજ લ્યો ! આવી અદ્ભુત ઇંદ્રજાળમાં મને ફસાવી

અથડાતો કરો તેના કરતાં દુનિયાના એક છેડે મને ચાખી મારૂં લાગ્યું અને ભોગવવા દો ! ” કહી હીરાલાલ પાછો પછડાભેર પડયો અને કાંક વિચારવમળમાં પડી નિદ્રામાં ઉપરછલ્લો તણાવા લાગ્યો ! કુંદન હીરાલાલના હૃદયના ઉદ્ગાર સાંભળી બાવરી બની ગઇ. તેની આંખોમાંથી ચોધાર અશ્રુ વહેવા લાગ્યાં. તેના નસીબના પાપેજ હીરાલાલ લેવાયો માની બહુજ તે દુ:ખી થઇ હીરાલાલનું દુ:ખ જોઇ તે પોતાનું તમામ દુ:ખ વિસરી ગઇ તેની અવદશાનું કારણ પોતેજ નિવડી એમ તેને રિપુમય ભાસવા લાગ્યાં. અત્યારે તેને તમામ દુનિયા ખારી ઝેર જેવી લાગી. લાજ, મલાજો, આમન્યા અને દરકાર મૂકી છચોક ખુલ્લી રીતે કોઇ વાહિત માણસને મુરબ્બી કરી તેના વડિલપણા નીચે હીરાલાલ સાથે લગ્ન કરવું એજ તેને ઉચિત જણાવા લાગ્યું. જો તેમ ન થાય તો જીંદગી બરબાદ કરી આવતે ભવ હીરાલાલ વર તરીકે પામવાને સંકલ્પ કરી જીવનમુક્ત થવું એ નિશ્ચય પર આવવા લાગી. એક કોરે બેસી તે પણ ઉંધું વાળી ગંભીર વિચારમાં તન્મય થઇ ગઇ; શું કરવું, ક્યાં જવું તે કાંઇ તેને બિલકુલ સૂઝયું નહિ, છેવટે કાંક હૃદયગાનના સવારે ચડી ઝોકાં ખાવા લાગી.

* * * *

" એ પ્રાન પ્યારે રામ વિના મેરા દીલ દીવાના હો રહા,
જીસ ઘાટપેં પ્રિતમ વસે ઉસ ઘાટમેં જાના ભયા.
પ્રિત કરી શુભ નેનકો મેરા દોસ્ત દુશ્મન હો રહા.
ઓ ખુદા મુજે મ્હોત દે આ જીવનસે મરના ભલા,

અયસા હુવા પ્રેનસા મેગ શામસે મિછવા કીયા.
ચલ જીવ ઉડ ઉસ મહેલમાં જ્યાં અજબ ઉજાલા હો રહા,
સુરત શબ્દ મીલી એકલી પ્રેમનકા પાસા પડ રહા.
આજ સપના સાજન મીલા મેરે આનંદ મંગલ હો રહા,
વે દીનકી હગ વિનતી સાહેબ તો સન્મુખ હો રહા. "

સ્વર્ગસ્થ મહાત્માશ્રી પારસરામજી.

આ ગાનની છેલ્લી કડી હીરાલાલના શ્રવણમાં ગઈ. છેલ્લી કડીના તાનમાં હીરાલાલનો જીવ તન્મય થયો, તેના ભાવાર્થમાં સારી રીતે તે રમવા લાગ્યો. ગાયનના રસના સ્વરૂપમાં તે એક રૂપ થઈ ગયો, છેવટે સંગીતની અજબ મોહની હીરાલાલના મગજમાં ભરાઈ, તે મોહનીથી હીરાલાલની તંદ્રા જતી રહી; નિદ્રા નાશ પામી અને સ્વર ક્યાંથી આવ્યો તેની શોધમાં તેનો જીવ ઘુંથાયો, ત્વરાથી હીરાલાલે એકદમ પડખુ ફેરવ્યું; પડખુ ફેરવતાંની સાથેજ તે ત્વરાથી બેઠો થયો અને ઝટ આસપાસ નજર ફેરવી કે તરત તેની દૃષ્ટિએ કુંદન પડી; આટલી રાતે અચાનક અને એકાએક કુંદનને પોતાના ખંડમાં એકલી નિહાળી તે તાજુબ થયો; તાજુબ થતાંની સાથે એકદમ તેના મુખમાંથી નીકળી પડયું કે:—

" ઓહો કુંદન તમે અહીં ક્યાંથી ? આટલી મોડી રાતે એકલાં અણુચિંતવ્યાં ! અરે પણ તમે આવ્યાં શી રીતે ?"

" તમારૂં હૃદય મારા હૃદયને આકર્ષી અણુચિંતવ્યું અદ્ધર ઉડાવીને અહીં ઉપાડીને લાવ્યું ! "

" એ કદાપી ના બને ! "

" ત્યારે તમે કહો હું શી રીતે આવી ! "

" હાં તેજ હું તમને પુછુછું; કેમકે:–

*　　*　　*　　*

" પ્રીતિ મેદાનમા પગ ધારવાનું છે બહુ મુશ્કીલ,
પ્રતિમા પ્રેમની આકારવાનું છે બહુ મુશ્કીલ;
ભરીને દારૂના ડબ્બા ઘણા ઘૃતના લઇ કુંભો.
ઉઠેલા અગ્નિને જઇ ઠારવાનું છે બહુ મુશ્કીલ ! "

" તે હું જાણું છું. કાંઇ સંસ્કાર મારા હૃદયમાં આપના ઉપદેશથી પડયા છે. જાણીતાજ પ્રીતિના મેદાનમાં આવી શકે; અજાણ્યાથી એક ડગ પણ ન ભરાય કેમકે:–

*　　*　　*　　*

" વિકટ છે પંથ પ્રીતિનો વિના જાણ્યે જવાયે ના,
સદાયે ચાલતું ચોંપે કદી સ્થીર તો થવાયે ના;
વહે છે આંસુની નદીઓ લહરીઓ છે નિસાસાની,
તપેલા તામ્રરસના કુંડમાં ગેહે ન્હવાયે ના. "

નથુરામ કવિ

" વ્હાલી આવું સાહસ કદાપી ના કરીએ, દુનિયાથી કાંક તો ડરીએ ! જે કાંઇ હોય તે મનમાં રાખીએ; બધું બહાર ન ભાખીએ ! એકદમ દીલ ન દાખીએ, હૃદયસ્વાદ આસ્તે આસ્તે ચાખીએ ! "

" મારા વ્હાલા તમારા હૃદયના ઉદ્‌ગાર સાંભળી મારો તો અશકજ ઠંડો થઇ ગયો છે ! આ પાપણીના પાપેજ તમારી જીંદગી ધુળધાણી અને વા પાણી થવા બેઠી ! મારા વાસ્તે

તમે કેટલું બધું દુઃખ ભોગવો છો ! ”

“ તમારા દુઃખ આગળ મારૂં દુઃખ કાંઇ પણ વિશા-તમાં નથી ! ”

“ જીવનહાર આ અભાગણી સારૂ તમે તમારાં માતપિ-તાનું પણ કહ્યું ન માન્યું ! આખરે મારા સારૂ અડગ ટેકવાળા થઈ આ જીંદગી બધી બેહાલ કરી અને છેવટ પરદેશ વેઠતા થયા ! ”

“ કુંદન તમે મારા સારૂ દુનિયા મૂકી તો મેં તમારા સારૂ માબાપ મૂકયાં ! તમારા સારૂ હું એકલો દુઃખી થયો પણ મારા સારૂ તમે અને તમારાં માતુશ્રી બંને જણાં અથાગ દુઃખી થાઓ છો. વિભુ ! એ અવેજનો બદલો આ શરીરથી કયારે વળશે ? ”

“ ઓ મારા વ્હાલા હું તો આપની લુડી છું. આપના ચરણની સેવા કરનારી કનિષ્ઠ કીંકરી છું દીલ ઉઠાવનારી દાસી છું. મારો બદલો શું ? આ અભાગણીનો અવેજ શું ? તમારા જેવા પુન્યશાળી અને ભાગ્યશાળી હીરલા મારા સારૂ આટલા બધા મલીનતામાં ખરડાયા. મારા પ્રભુ તમે મારા સારૂ ગજબ દુઃખ વેઠયું ! ”

“ વ્હાલી પ્રીત એવીજ છે. તેના પંથે ચડવું અને અ-ગ્નિમાં પડવું એ બે બરાબર છે કેમકે:—

* * * *

“ સરલ ના જાણજે શાણી વિષમ છે પંથ પ્રીતિનો,
હસી ધાર્યું અસિધારે ભર્યો ભંડાર ભીતિનો;

પિછાણી આંખથી લાખા જુઠું તે ઉપરે મુખથી,
દિલે નાંહી ડુબાવાનું નિભાવા નેહ નીતિનો."

પ્રભુ પ્રેમપચીસી

"જીવનમણિ ! આત્માના અંતર તમ પ્રદેશમાં "હિદ જાવ વરેસ્લોને" જ્યાં પરમાત્માની સાથે માનવાત્માનો સર્વોત્તમ પ્રેમયોગ તથા પ્રેમાલાપ થાય છે ત્યાં વાક્ય પ્રવેશ કરી શકતા નથી."

"કુંદન આત્મસુખ, લાલસા અને પ્રેમ જુદી વસ્તુ છે. શુદ્ધ નિર્મળ પ્રેમમાં કામ કદી હોતો નથી. પ્રેમકાળ ગન્ધહીન છે. તેમાં પોતાના સુખની ઇચ્છાનો સંબંધ નથી. જ્યાં પ્રેમ છે ત્યાં પોતાના સુખનો અનુરાગ નથી."

"રસિકવર ! પ્રેમ પહેલાં સોયના જેવા સૂક્ષ્મ આકારથી હૃદયમાં પ્રવેશ કરે છે, પણ એ એકવાર માત્ર પ્રવેશ કર્યાથી આખા હૃદયને કબજે કરીને બેસે છે, હૃદયરૂપ સોનાની જમીનના ઉપર પ્રેમનું એક માત્ર નાનું બીજ વાવ્યાથી એ અંકુરીત થઇને શાખા પ્રશાખા વિસ્તારીને પ્રેમીકના આખા જીવનમાં બધા ભાગને ઘેરે છે."

"એ ઘેરામાંજ પ્રેમની કસોટી થાય છે, સારા નરસાની પરીક્ષા એ ઘેરામાંજ થાય છે; હૃદયના વેરા આપવાનો વખત એ ઘેરામાંજ આવે છે, ત્યાં લામ અને ખુશામતનું કામ પડતું નથી."

"વ્હાલા ! વિશુદ્ધ સ્નેહમાં વ્યવહાર ઘણોજ આડે આવે છે. વ્યવહાર સાચવતાં વિશુદ્ધ સ્નેહ સચવાઈ શકાતો નથી."

" વિશુદ્ધ સ્નેહ જાળવવાનું ખરૂં સાધન વ્યવહાર છે. જે દીલના વિશુદ્ધ હોય છે તેનાથીજ વ્યવહાર જાળવી શકાય છે. મનના મેલા માણસથી વ્યવહાર સમક્ષ ઉભા રહી શકાતું નથી. એક તલમાત્ર પણ વિશુદ્ધ સ્નેહનું સ્વરૂપ તેમનાથી ઓળખી શકાતું નથી. પોતાના મનની મલીનતા છુપાવવા સારૂ સ્નેહને વ્યવહારથી તે જુદો સમજે છે અને બીજાને પણ સમજાવવા પ્રયત્ન કરે છે. "

" એવા ઢોંગી ધુતારાઓ વ્યવહાર અને પ્રેમ એ બેની અધવચ લટકયાંજ કરે છે. વ્યવહાર અને પ્રેમ એ ઉભયથી વિપરીત સ્વરૂપમાં દ્રષ્ટિગોચર થતા વ્યભિચારના અનાચાર-માંજ જન્મ સુધી સડયાં કરે છે; પ્રેમનાં ઉત્તમ ફળો તેઓ કદી પણ પ્રાપ્ત કરી શકતા નથી; કેમકેઃ—

* * * *

" ફળો જે પ્રેમીઓ પામે ન પામે યોગીઓ તેવા;
ખરી પ્રેમ તણી ખુમ્મી ન જાણે ઢોંગીઓ જેવા.
મધુરે મેલની સંગે પ્રસારી શુદ્ધ પ્રીતિને;
ચઢી પીંછાં હરિ માથે કહો કાન્તિ ધરે કેવા. "

નથુરામ કવિ.

" કુંદન નીતિના સિદ્ધાંતને એટલા સારૂજ માન અપાય છે, વ્યવહારમાં નીતિમય દ્રષ્ટિથી એટલા સારૂજ અવલોકાય છે. જ્યાં નીતિ ત્યાં પ્રેમ અને જ્યાં પ્રેમ ત્યાંજ ધર્મ અને જ્યાં ધર્મ ત્યાંજ મુક્તિ! સંગતી નીતિમયજ રાખવી, રંગતને સંગત સાથે નીતિના તારથીજ ગુંથવી. પવિત્ર નીતિમય

વહારમાંજ નિષ્કામતા રહેલી છે, અને એજ નિષ્કામતા-જ સ્નેહ સમાએલો છે. નીતિના બજારમાંજ પ્રેમનો મેવો ળી શકે છે; વ્યભિચારના બજારમાં સ્વાર્થનોજ મેવો મળી ં છે."

"વ્હાલા આપના ઉદ્‌ગાર વાસ્તવિક છે. આપણને જે ઃ વેઠવું પડે છે તે ફક્ત સ્વાર્થ અને કુસંગતિના પરિણા મ સહન કરવું પડે છે. મારા પિતાશ્રીને કુસંગતિથી કન્યા-નો જે બૂરો શોખ લાગ્યો છે; તે શોખના સ્વાર્થમાંજ આ-ણા સુખનું સત્યાનાશ વળ્યું છે. વ્હાલા હવે મારે કરવું શું?"

"કરવાનું એજ કે તમારે વ્યવહારપક્ષી થવું, આવુ કુસ આજ તો કર્યું તો કર્યું પણ હવે પછી કદી ના કરવું; યાં સુધી નીતિ અને વ્યવહારના પક્ષમાં પ્રેમી હોય છે ત્યાં ધીજ તેનો વિજય થાય છે અને કાળે કરીને તેની કસોટી [ દુઃખ દૂર થાય છે અને અંતે પ્રેમસાગરમાં તે સારી રીતે ાય છે."

"આપ તો પ્રભાતનો પહોર થતાંજ અમરગઢ ભણી યાણ કરશો અને ત્યાં જઇ મારી પેઠે આમ ને આમ દુઃખ-ઝુર્યાજ કરશો અને શરીરને હાડકાનો માળો બનાવશો !!"

"પ્રભુએ જેમ ધાર્યું હશે તેમ થશે; પણ તમે ડાહ્યા ને કેળવાએલા થઇ આવો પશ્ચાત્તાપ ક્યાં સુધી કરશો? ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો !" સમજ્યા જેમ મ દુઃખ પડે તેમ તેમ વધારે ધીરજ રાખવી!"

"એ સઘળું તમે સમજો તો સારૂં !"

"હું તો સમજેલો છું પણ હવે તમે સમજજો !"

"મામા કહે તે ધ્યાનમાં રાખજો !"

"ધ્યાનમાં રખાવનાર પરમેશ્વર છે !"

"ત્યારે તમેજ મને દુઃખ દો છો ! અને નાહક હઠ કરી દુઃખી થાઓ છો !"

"કુંદન હું વ્યવહારપક્ષી માણસ છું. નીતિને ખરા અંતઃકરણથી ચહાનારો છું."

"એટલે ?"

"એટલેમાં એજ કે તમારાં મારાં લગ્નની જે કાંઈ વાત થાય તે વાત તમારા પિતાશ્રીના હસ્તથી થાય તોજ તે વાસ્તવિક થઈ ગણાય; નહિ તો તમામ છોકરવાદીમાંજ ગણાય !"

"પિતાજીથી મારાં તમારાં લગ્ન આ ભવમાં તો નહિજ થાય !"

"તો પછી બધું નકામું, મિથ્યા ભામાં !"

"પણ મારા મામા અને મારાં માતુશ્રી હયાત છેને !"

"એ બધું તુત ! છોકરાનો માલીક ફક્ત એક બાપ !"

"ઠીક ત્યારે મારૂં નસીબ !" કહી કુંદન એકદમ રડવા લાગી; તેની આંખમાંથી ચોધાર નીર વહેવા લાગ્યાં અને ડુસકાં ઉપર ડુસકાં ખાવા લાગી; હીરાલાલ કુંદનને રડતી બંધ રાખવા સારૂ વિનવવા લાગ્યો.

"હાં હાં કુંદન આમ છોકરવાદી કરીને રડો એ કાંઈ કામમાં આવે ? રડવાથી દૈવને દયા ન આવે !"

"મારા નસીબમાંજ દુઃખ લખેલું છે ત્યાં કોઈ શું કરે ?"

"વખત આવે તમામ સારૂં થશે. આમ આકળાં ઉતાવળાં થયે દુઃખ દૂર ન થાય! કોઈ પરણ્યા પહેલાં દુઃખી થાય છે અને કોઈ પરણ્યા પછી દુઃખી થાય છે. આપણા બંનેની કસોટી પરમાત્મા જુએ છે. કુંદન હવે હિંમત ધારો, શરૂઆતનું દુઃખ ભવિષ્યના સુખની આગાહી આપે છે!"

"અગ્નિની જ્વાળાને પાણી બુઝાવે છે પણ જ્યારે પાણીજ બાળે ત્યારે તે જ્વાળા કેમ બુઝાય? અંધારાનું સૂર્ય નિવારણ કરે છે પણ જ્યારે સૂર્યજ અંધારૂં કરે તો પછી કેમ દેખાય? ઝેરને અમૃત ઉતારે છે પણ અમૃતજ જ્યારે મારે ત્યાં કોણ વારી શકે? તાપને મટાડી ચંદ્ર ઠંડક કરે છે પણ જ્યારે ચંદ્રજ તપે તો પછી તે તાપને કોણ નિવારનાર છે? મેઘમંડળ આ જગતને જીવાડે છે પણ જ્યારે મેઘજ ન વર્ષે તો પછી જગત કેમ જીવે? તેમ આપજ જ્યારે મારા પર રૂઠો છો ત્યારે પછી મને કોણ ઠારે?"

"વ્હાલી હવે વલોપાત મૂકી દ્યો! આર્યસંસારમાં લગ્નની વાત વરકન્યાના હાથમાં નથી. લગ્નની દોરી જ્યાં સુધી વડિલના હાથમાં છે ત્યાં સુધી વરકન્યાની જીવનદોરી વડિલો જોડેજ જોડેલી છે. મને જેમ વિનવો છો તેમ તમે તમારા વડિલને વિનવો! મારા હાથમાં કાંઈ નથી!" "બધું તમારા હાથમાંજ છે!"

"એટલે આપણે બંનેએ અહીંથી છાનામાનાં સટકી જવું ગાંધર્વવિવાહ કરી રસ્તે પડવું?"

"હું એમ ક્યાં કહું છું!"

"તો પછી તમારા કહેવાનો ભાવાર્થ શું? તમારા ...માં તમારા તાત આડા આવે છે ત્યાં સુધી મારી હા ... કામની અને મારી નાએ શા કામની? હયોને મારી તો ઘણી ... છે પણ લગ્ન છે ક્યાં? પુરૂષ પ્રયત્ન તમામ નકામો છે. પ્રભુએ જે ધાર્યું હશે તેજ પાર ઉતરશે! તેની મરજી વિ... મારાં તમારાં પાનાં કદી પણ જોડાશે નહિ! જ્યારે પરમા... તમારા પિતાજીના હૃદયમાં ઉતરશે અને એમની બુદ્ધિ વિ... કરશે કે તરતજ પછી તમારા લગ્નની વાત થશે; નાહક તમા... મામા અને મા ફાંફાં મારે છે; જે કાંઈ કરશે તે તમામ ... પડશે!"

"જ્યાં મૂળમાં પાયો કાચો છે ત્યાં પછી બીજાની ... વાત કરવી? તમારૂં મનજ જ્યાં અસ્થિર છે ત્યાં અન્યને ... દોષ દેવો?"

"કુંદન તમે ફક્ત જેમ આવે તેમ બોલ્યાંજ કરો છ... બધો વાંકનો વાંસડો મારા માથે મૂકો છો?"

"બધો વાંકજ તમારો છે! માંડ માંડ મારૂં નસીબ ... ખરતું જાય છે ત્યાં હવે તમે આડા થતા જાઓ છો! મામા... મનમાં હરિ ઉતર્યા અને જ્યારે તમારી મરજી મામાએ ... જુવા માંડી ત્યારે તમે માનમાં ભરાયા! ભમરા તોલમાં આવ્યા

"હવે જેટલું તમારે કહેવું હોય તેટલું બધું કહી દે... આટલી મોડી રાતે તમે અહીંઆં મારી સાથે લડવા આ... છો કેમ? લડો, લડો, તમે નહિ લડો ત્યારે પછી મારી સ... બીજું કોણ લડશે?"

" હવે હું તમને ઓળખાણી નથી જ ! જ્યાં જ્યાં તમે જશો ત્યાં ત્યાં હું તમારી પાછળજ આવીશ."

" ઓહો એટલું જને !"

" કેવા કઠણ હૈયાના મારે તમને કહેવા ? વજ્રથીએ કઠોર અને ઢોરથીએ નઠોર !"

" અરે ઢોર કહો ચોર કહો જેમ કહેવું હોય તેમ કહો. બધું સાંભળવાને હું તૈયાર છું ! અત્યારે તમારા મકાનમાં છું એટલે હું તમારો છું !"

" એવી જીભની સાકર નકામી ન વાપરશો ! મારા જેવી ભાળી ભોળીને નકામી ફોસલાવશો નહિ ! હું તો તમને સારી રીતે ઓળખું છું, હો."

" વેંઢ વેંઢે વાંકા દીસો કાળજડામાં કાતી;
પ્રેમ લગાવી પુરી પાંજરે પ્રેમી કહું કે ઘાતી."

" અરે ઘાતી કહો, કસાઈ કહો, જે કહેવું હોય તે કહો. પાંચ પચીશ ગાળો ભાંડવી હોય તો તે પણ ભાંડી લ્યો ! જ્હા-ગું વ્હાશે કે તરત જતો રહીશ. ફરી હાથમાં નહિ આવું !"

" હું તો તમારાથી હારી ! તમને સહસ્ર જીભવાળો શેષ ના પહોંચે તો એક જીભવાળી હું તેનું શું ગજું ? ધુતારા તમને ન ધુતાય !"

" માછલી ઝાલી ફણકે લગાવી જાળ પસારી ઝેરી;
જાદુગરી કરી જબરી જકડી વાલમ કહું કે વેરી."

" અરે વ્હેરી કહો, દુશ્મન કહો, જે કાંઈ જીભે ચડી આવે તે બધું કહો !"

" ચક્રવાક અને ચક્રવાકીના વિયોગનું દુઃખ ન ફી તો પછી સૂર્ય ઉગ્યો તે શા કામનો ? પતંગીઆની આંખે વો ન દેખાયો તો દીપક પ્રગટયો શા કામનો ? ચકોરને દેખ થઇ તો ચંદ્રીકા શા કામની ? સુગંધના લોભી ભમરો ગ આવ્યા નહિ તો કમળ ખીલ્યું શા કામનું ? ચાતકની ચ્હાર પૂરી ન થઇ તો પછી વરસાદ ગાજી ગાજીને વરસ્યો તે કામનો ? તેમ મારા મામાએ તમને અહીં તેડાવ્યા, તર અભિપ્રાય માગ્યો અને જ્યારે તમે ના પાડો તો પછી તર આવવું શા કામનું ? "

" હું ક્યાં કહું છું કે મારું આવવું કામનું છે ? . શું વ્હાણું વાશે કે તરત બગલમાં પોટકું મારી હું : રસ્તે પડીશ ! "

" રસ્તે પડવું એમ સસ્તું પડયું હશે કેમ ? આવા મ મેલા ન થઇએ ! મારા વ્હાલા આવા ગરજ સવાદી ન થઇએ ;

* * * *

ગરજ સવાદી ન થઇએ મારા વ્હાલા ગરજ સવાદી ન થઇ
શરણાંગત કર ગ્રહીએ મારા વ્હાલા ગરજ સવાદી ન થઇ
તમ માટે લાજ તજી લોકમાં ગવાણી વ્હાલાં તે વેણડાં ફી
તેનો બદલોરે શામ સારોરે આપ્યો વણ વાંકે અબોલડાં લીધ
જે તમ માટે મેં સહુ કોઇ મૂકયું તેજ તમે મને :
તે અભિ અધીકા મારે અંગે વ્હાલા વેલડી સુપ

દ.

" હવે કાંઇ કહેવું છે ? "

" કહો તમને ક્યાં લાજ છે ? "

" હવે અમે લાજ વિનાના ! "

" હા, હા, તમે લાજ વિનાના, આટલું આટલું ખોળા પાથરીને કહું છું; હાથ જોડી-જોડીને વિનવું છું પણ કાંઈ તમને દયા આવે છે ? "

" ના, ઘાતકીને દયા ન આવે ! "

" બહુ થયું બહુ થયું મારા મનમોહન બહુ થયું; હવે વ્હાલા મારૂં બોલ્યું ચાલ્યું માફ કરજો. આ દાસીને જેવી સંભાળી છે તેવી સદા સંભાળજો; આ અંતરને જેવું વરત્યું છે તેવું સદા વરતજો; કુવામાં ઉતારીને વરત ન વાઢશો. "

" વ્હાલી વાતમાં ને વાતમાં ત્રણ વાગ્યા; જુઓ ચંદ્રરાજ પણ અસ્તાચળ ભણી ચાલવા લાગ્યો, તારાગણો ધીમે ધીમે તેજહિન થવા લાગ્યા માટે હવે તમે તમારા અવાસમાં જાઓ ! "

" ચંદ્રરાજ, ચંદ્રરાજ ! જરા ધીમાં પગલાંથી ચાલ, આમ છેક ઉતાવળો ન ચાલ ! આજનો દિવસ તો મારે આનંદનો છે ! "

* * * *

" ચાંદલીયા ચાલીશ માં તું ઉતાવળો<br>
વ્હાણું વાયાની કરજે ઘડી બે ચાર જો;<br>
ઘણેરે દહાડે ગિરધારી ઘર આવિયા,<br>
રથ ચલાવતાં કરજે ઝાઝી વાર જો.<br>
ઝાઝારે દિવસની દાઝો મારે ભાગશે,

ઘણે દિવસે મને મળીયા છે કાન જો;
આજેરે આનંદરે આરે અતિ ઘણો,
ઘણું કહી મેં રાખ્યા દઇને માન જો.
બ્રહ્માદીકને શોધ્યા તે તો નવ મળે,
એ પ્રભુ મારે મંદિર લીધા લ્હેર જો;
ઓચિન્તા ક્યાંથીરે આજે આવિયા,
પધાર્યા છે પ્રભુજી મારે ઘેર જો. " દયારા

" વ્હાલી આવાં ઘેલાં ન કાઢીએ ! "

" મારા વ્હાલા આપની પાસે એક ક્ષણ પણ અ
ળવું તેના કરતાં મરવું મને ઘણુંજ ઉત્તમ લાગે છે ! "
પ્રમાણે કહી કુંદન તદ્દન પોતાની સાનભાન ભૂલી હીરાલ
કંઠે વળગી પડી ! હીરાલાલ તેને ઘણાજ સ્નેહથી હાળી
આન ઉપર ચુંબન કરી ધીમે ધીમે કંઠથી અળગી કરી
હાથ પોતાના હાથમાં રાખી મીઠી મીઠી વાતે વળગાડી 
કાની બારી પાસે લાવ્યો.

" વ્હાલી કુંદન હંસને સરોવરની પાળ મૂકવી નજ
મધુકરને કમળથી વિમુખ થવું નજ પાલવે; ચકોરને ચં
દૂર જવું અપ્રિયજ લાગે; પણ વ્હાલી સૌ ન છુટકે કર
પડે; વખત આવે અળગું થવુંજ પડે; શાણી સમો ભણ
જોઇએ; વિભુ ઉપર વિશ્વાસ રાખવોજ જોઇએ. હરિને ભ
કોઇનીએ લાજ ગઇ નથી દીનનો બેલી દીનાનાથ છે. 
તું સમજુ છે, ડાહી છે, તને મારે શું કહેવું ? જગતમાં 
ણી અવગણના ન થાય તેમ આપણે વર્તવું જોઇએ. ઈશ્વ

સારાં વાનાં કરશે હો, મ્હારી વ્હાલી ! કલ્પાંત કરીશ નહિ હો !" કહી હીરાલાલે છેલ્લું ચુંબન કરી બારીનું બારણું ઉઘાડ્યું અને બારણાંમાં કુંદનને ઉભી રાખી; તેનો એક હાથ પોતાના ખભે રાખ્યો અને બીજો હાથ હાથમાં પકડી રાખ્યો; કુંદન દયામણું મોં કરી તીરછી આંખે હીરાલાલના વદનકમળ ભણી જોઈ રહી ! હીરાલાલ પણ પ્રેમભરી આંખે એકીટસે કુંદન ભણી જોઈ રહ્યો; છેવટે કુંદન સ્મિતહાસ્ય કરી બોલી.

" પ્રિતીનું મોતી કે ? "

" જીવનની જ્યોતી ? ! " હીરાલાલે કુંદનના બે હાથ પોતાના એક હાથમાં લઈ છેવટનું ચુંબન હાથ પર કરી કુંદનને તેના ઓરડામાં ધકેલી એકદમ પોતાના ઓરડાની બારી બંધ કરી પથારીમાં ઉંધું ઘાલી પડ્યો, અને બબડ્યો કે, "પ્રીતિનું મોતી કે જીવનની જ્યોતિ ! ! "



## પ્રકરણ ૩ જું.

### ફેશનનો હવાડો કે ભાગ્યનો ભત્રાડો ?

દોહરો.

પડે જુતિયાં પંડ પર પોતે કરે પુકાર,
તોય સુધારા ખરતણું પૂંછ નવ તજે ગમાર,

અર્ધદગ્ધ મનુષ્યો આગળ પડતો ભાગ જમાનમાં લે તેથી જેનામાં કાંઈ દૈવત છે તેને હાની નથી. બિલાડી ઘરમાં પેસી જાય કે કુતરી રાજભુવનમાં ફરે તેથી બહાર રહેલા ગજેન્દ્રને શી હાની છે ? કેમકે અંતઃકરણની દ્રઢતાની કસોટી માથે આવી પડે ત્યારેજ થાય છે; અર્થાત્ વાયુ પોતાની પ્રચંડ ગતિથી વાય નહિ ત્યાં સુધી રૂનો ઢગલો અને પર્વત એ બંને વચ્ચેનો તફાવત માલમ પડતો નથી.

આવ્યો જમાનો અવનવો વ્યાપ્યો સુધારો જગતમાં
નરનારી ઈચ્છારત્ ફરે તલમાત્ર નહિ કોઈની તમા:
પતિ પિતૃ ભક્તિરહિત જન ચાલે સ્વતંત્ર ચીલા તજી,
તજી પેચ પાઘડી ધોતીઆં બૂટ કોટ પાટલુન રહે સજી.

જમાનો ફર્યો, દેશકાળ ફર્યો, વિદ્યા વૃદ્ધિ પામી, સ્ત્રીકેળવણી વધી, લક્ષ્મી વધી, અને તેથી અંધકાર ફેલાયો, અંધકારથી મૂર્ખાઇ વધી, મૂર્ખાઇથી અહંકાર વધ્યો, અહંકારથી મોજશોખ વધ્યો, મોજશોખથી સુધારો વધ્યો અને સુધારાથી ફેશન વધી, એ ફેશનના ફંદમાં કેળવાએલાં કુંદાં ધોળે દિવસે અંધ બની આમતેમ અજ્ઞાનપણાથી બીતે ભટકાવા લાગ્યાં.

* * * *

ટોપી પાટલુન પહેરે પાડે પાટી પટિયાંની,
બરફ શરબત બીડી બ્રાન્ડિ પર બાઝે છે;
લાજે નહીં લુચ્ચાઈમાં રીતિ નીતિ રાખે નહીં,
ધર્મ છોડી આર્ય આદિ અન્ય ધર્મ આઝે છે.
વર્ણાવર્ણ નહિ કશી કરેગી કમશાલ જેવી.
નાહક નામર્દ રદ ચીજ ભાગે ઝાઝે છે;
કહે હરદાન સુધરેલા વિફરેલા એવા,
જુવાનીઆ જોઇ મારૂં દીલ ઘણું દાઝે છે. હરદાન

ઉદ્યોગ, કરકસર અને સંતોષ એ ત્રણ ગુણથી આબાદ થયેલા અમદાવાદના ત્રણ દરવાજા આગળના બજારની રોનક કાંઇ ઓરજ છે. પાનકોરનું નાકુ અને ત્રણ દરવાજા એ બેની વચ્ચે આવેલા બજારની દુકાનોની સાહ્યબીની તો બલિહારીજ છે. પાનવાળા, સાબુવાળા, દવાવાળા, ચશ્માવાળા, નારંગીવાળા અને કીતાબવાળા પુરાણા નામીચા અને સાહસિક દુકાનદારોની દુકાનોની બહાર અને ધમાલ રસ્તે ચાલતા રાહદારીઓના મગજને પણ ઉથલાવી–ધમધમાવી નાખે છે. છાપામાં છપાતી

અને પંચાંગમાં વંચાતી ચશ્માવાળા ચુનીલાલ, દવાવાળા ડાહ્યાભાઈ અને ડાયરી ફીતાબવાળા હરગોવનદાસ એ ત્રણ દુકાનદારોની દુકાનોની ખુબી તો કાંઈક ભારીજ છે અને ન્યારીજ છે. ત્રણ દરવાજાના બજારની બહાર અને શોભા વધારનાર આ ત્રણ દુકાનદારોની જાહેર ખબરજ છે. આખો દિવસ ગાડી ઘોડાની દોડધામ, સાયકલના સપાટા, મોટરકારના ઝપાટા અને વિકટોરીઆની આવજાવ ત્રણ દરવાજાના બજારના રસ્તા પર સારી રીતે થઈ રહે છે. એદલજી કોન્ટ્રાકટરની દુકાન પણ સદર બજારમાં આવેલી છે. પ્રસ્તુત નવલકથાની સુધરેલ નાયકા કેસરનો વર મી. જયન્તીલાલ પણ આ દુકાનમાંજ કલાર્ક તરીકે રહેલો છે. એદલજી કોન્ટ્રાકટર ઘણોજ પરગજુ, ભલો અને કદરદાન પારસી ગૃહસ્થ હતો. નગીનાવાડીમાં તેની સાથે આપણા જયન્તીલાલને ઓળખાણ થઈ હતી. એક બાણુ તરીકે કોન્ટ્રાકટર સાહેબની ઓળખાણ જયન્તીલાલને નીવડી હતી. આ સખી દીલનો પારસી કોન્ટ્રાકટર જયન્તીલાલને દરમાસે પચીસ રૂપીઆનો દરમાયો આપતો હતો. આખુ પારસી કુટુંબ જયન્તીલાલ ઉપર સારી રીતે દયાભાવ દર્શાવતું અને વખતો વખત તેને ઇનામ અને ભેટથી નવાજતું હતું. જયન્તીલાલની સાદાઇ, ભલાઈ, પ્રમાણિકતા, વિદ્વતા અને નેકીથી એદલજી શેઠ ઘણાજ તેના પર પ્રસન્ન રહેતા હતા. શેઠનાં બાનુ શીરીનબાઇ અને દીકરી પરીન પણ ઘણાજ હેતથી અને ભાવથી જયન્તીલાલ સાથે સારી રીતે વર્તતાં હતાં. જયારથી દુકાનમાં જયન્તીલાલની કલાર્ક તરીકે નિમણુંક કરવામાં આવી હતી

ત્યારથી તે આજની ઘડીદિ સુધીમાં શેઠની સંપત્તિમાં ઘણોજ મોટો વધારો થયો હતો; અર્થાત્ ધનોવાં પગલાંનો ભાગ્યશાળી નોકર જયન્તીલાલ કોન્ટ્રાકટર સાહેબના કુટુંબમા મનાતો હતો.

અત્યારે જયન્તીલાલ દુકાનમાં પોતાના બે ચાર મિત્રો સાથે વાર્તાવિનોદમાં ગુંથાયો છે. શેઠ પણ ઘેર આગળ કાંઇ કામ હોવાથી આજ રોજ હમેશ કરતાં એ કલાક વહેલા ઘેર ગએલા છે. કોન્ટ્રાકટર સાહેબની દુકાનમાં જયન્તીલાલને સુખી થએલો જોઈ તેના જુના વિચારના મિત્રો ઘણા રાજી થયા છે અને નવિન વિચારવાળા મિત્રો તેને ઠેકાણે પડેલો જોઇ અદેખાઇથી બળીને ખાખ થઈ ગયા છે. અત્યારે જે વાર્તા વિનોદમાં જયન્તીલાલ તેના મિત્રો સાથે ગુંથાયો છે; તે વાર્તાવિનોદ ઘણોજ જાણવા લાયક અને મનન કરવા લાયક છે.

"મી. જયન્તીલાલ સુધારા અને ફૅશનમાં આગળ વધતા જમાનામાં લોકોને રાજ્ય તરફથી ઘણા પ્રકારની છુટ મળેલી છે. છુટનો ઉપયોગ હદ બહાર થવાથી આર્યપ્રજાની અત્યારે અર્ધદગ્ધ સ્થિતી બનેલી છે. છુટાપણામાં ઉડતા છુટા અર્ધદગ્ધ સુધારકોએ સનાતન ધર્મનો સદંતર નાશ કરવા માંડેલો છે. અત્યારે આપણે જે કાંઇ શોષવું પડે છે તે ફક્ત ધાર્મિકજ્ઞાનની ન્યુનતાને લીધેજ શોષવું પડે છે."

"માણેકલાલ તમારૂં કહેવું વાસ્તવિક છે, છુટાપણાનો ઉપયોગ આર્યપ્રજામાં ઘણીજ ખાટી રીતે થાય છે. કોઇ માણસ દેવાળું કાઢીને કોઇને પૈસા ન આપે તો તેને પણ છુટ

મળે છે. પૈસા હોય ને ખર્ચ કરવા શક્તિ હોય તો ગુન્હામાંથી બચવાની પણ છુટ મળેલી છે. ના ખપતી ચીજો હોવા છતાં દારૂ પીવો તથા અભક્ષ ખાવું તેની પણ છુટ મળેલી છે. સ્ત્રીએ પોતાની ખુશીથી નગરનાયકાની દુકાન ઉઘાડી બેસવું હોય તો તેને પણ છુટ છે. ધણી જીવતાં છતાં તેનું ઘર ન માંડવું હોય તો તેની પણ છુટ છે. ધણી અને માત પિતા સમક્ષ પરપુરૂષ સાથે કોનસર્ટ નિમિત્તે છથૈયાક સ્ટેજ પર રંગરાગ ગમ્મત કરવી હોય તો તેની પણ છુટ છે. સ્ત્રીએ નિર્લજ થઈ ફરવું, જેમાં તેનો ધણી મોટાઇ માની ફરે તેની પણ છુટ છે. ગમે તે નીચ જાત હોવા છતાં ઉંચમાં ફરે તેની પણ છુટ છે. મિજલસપાર્ટિમાં ઉંચમાં ઉંચ જોડે નીચમાં નીચ આવીને બેસે તો તેની પણ છુટ છે. રસ્તે જતાં ઢેડ ભંગીને અડવાની આભડછેટ ના ગણવાની પણ છુટ છે. રંડાએલ બાઇડીને ગર્ભ રહે તો તે ઉઘાડી રીતે જણી મૂકી જવાનાં આશ્રમ ખુલ્લાં હોવાથી તેની પણ છુટ છે. પોતાના માબાપના નામ પર પાણી ફેરવી બીજા સાથે પુનર્લગ્ન કરે ને માબાપ જોઇ રહે છતાં બોલી નજ શકે તેની પણ છુટ છે. આ પ્રમાણે જેને જેમ ફરવું હોય તેમ ફરવાની આ જમાનામાં વગર હરકતે છુટ છે."

"મી. ભવાનીશંકર! આ તો જમાનો ફર્યો અને તેની જોડે લોકો પણ ફર્યા અને લોકો જોડે તેમની રીતભાત તથા ભાગ્ય પણ ફરવા લાગ્યું! અગાડી મુસલમાની રાજ્યમાં પુરૂષ રૂપીઆથી તે બે ત્રણ રૂપીઆની કીંમતની સાદી પાઘડી, જાડા હીંચણ સુધીનાં ધોતીઆં અને ખાદી તથા માદરપાટની બંડી-

ઓ અને અંગરખાં પહેરતા; સરકારી નોકરીવાળા જરા તેથી સારો પહેરવેશ પહેરતા. અઢધા રૂપીઆનો પગરખાં જોડો દોઢથી બે વરસ પહોંચાડતા—આ હિંદુઓનો પોશાક હતો. મુસલમાનો તેથી જરા ઝીણી પાઘડી, માદરપાટનો સુરવાળ તથા અંગરખું ને પહેરણ પહેરતા. રાજ્યના માનીતા કસબી પહેરવેશ વાપરતા હતા, પણ તેનો ખર્ચ ઘણો કમતી હતો. મુસલમાનોની ઓરતો ઓઝલમાં રહેતી તેથી તેમને બહાર ઝાઝુ ફરવાનું નહિ એટલે મલાજાનો સાદો તથા સસ્તો પોશાક વપરાતો. હિંદુ સ્ત્રીઓ જાડાં છાયલ, સાધારણ કાંચળી વિગેરે વાપરતી. બે જોડ લુગડાં દોઢ વરસ પહોંચાડતાં હતાં. રાજ્યના ડરે હિંદુની સ્ત્રીઓ બહાર છુટથી ફરી શકતીજ નહોતી. આ હાલતના હાલ જે ગામડીઆ ભોગવે છે તેજ શહેરીની હતી અને અત્યારે જુઓ કેટલો બધો ફેરફાર ?! ”

મી. વામનરાવ ! તે વખતે પરદેશી કાપડ જુજ આ દેશમાં આયાત થતું હતું. મુસલમાની અમલ બદલાતાં જરાતરા જાડા કપડાની ઝીણાશ દાખલ થતી ગઇ. પાઘડીઓ કસબી તારાદાર અને સ્ત્રીઓના વાર તહેવારના પોશાક સુતરાઉ જોડે રેશમી વપરાવા લાગ્યા. મુસલમાની અમલ ઉતરતો ગયો, બાદ અંગ્રેજી રાજ્યની શરૂઆતમાં ખાદી અને માદરપાટની જગ્યાએ જગન્નાથી તથા ઝીણી મલમલ દાખલ થઇ પુરૂષ ઝીણાં એટલે હાલના જમાનામાં જે ઝીણાં કહે છે તેવાં નહિ; પણ ચાળીસ નંબરનાં સૂતરનાં ધોતીઆં પહેરતા થયા. જગન્નાથીનું અંગરખું જરા છેડે કસબનો દુપટ્ટો, હરિણી કે પિ-

ધોરી એડા, માથે પેંઠાણી બનાવેલ લેરાદાર પાઘડી બાંધતા હતા, પણ તેનો ખર્ચ ઘણો થોડો હતો. આ પણ શ્રીમંતનોજ પોશાક સમજવો. ગરીબ વર્ગનો જેમનો તેમ સાદરપાટ અને ખાદીનો હતો. સ્ત્રીઓની છીંટીઓ ઝીણી થઈ. વાર તહેવારે રેશમી કસબીકોરનાં બાંટ નામનાં વસ્ત્ર થયાં. કાંચળીઓ પર જરાતરા કસબ ભરાવાનું થયું, છતાં તેમને પોતાની સુંદરતા જે તેમને ના ઓળખતા હોય તેવા અન્ય ઉત્તમ સંભાવિત પુરૂષોને દેખાડવાનો હાલના જેવો રિવાજ નહોતો, ને જેને તે પોતે દેખા આપતી તેમના સાથે ઉછરેલજ હોય, તેથી વધારે ટાપટીપની ગરજ રહેતી નહોતી; તેથી ટુંક ખર્ચમાં નભતું; પણ હરેક રીતે સુધારો થતાં દર પાંચ પાંચ વર્ષમાં ફેર થતો ચાલ્યો, જે આગળ તો પચાશ વરસમાં પણ ફેરફાર થતો નહીં તેની મોકાણમાં આ બધી ટાપટીપ અને ફેશનનો ઠાઠ વધ્યો!"

"જયન્તીલાલ! હવે તો દશ વર્ષના છોકરા ટોપી બેડોળ ઘાટની દરજી પાસે શિવડાવેલ જુજ કીંમતની પહેરતા થયા. સ્ત્રીઓનાં કપડાં ઉપર સોના રૂપાના તાર વધવા માંડયા: ધીમે ધીમે કબજા થયા; પ્રથમ બાંહ્ય વિનાના કબજા થયા, બંડીનાં પેરણ થયાં; પરદેશી સુશોભિત કાપડની આયાત વધતી ગઇ. ધન ઓરડામાંથી ઓટલે ને પછી બજાર સુધી પહોંચી ગયું. જેટલું જુનું તે બધું ડેમફૂલ થયું. અંગરખાના કોટ થયા, ધોતીઆનાં પોત ઝીણાં થતાં ગયાં, તે હાલ તરત એટલે સુધી ઝીણાં થઇ ગયાં છે કે તે પહેરી જો નાહ્ય એટલે શરીર ભીનું થયે શરીર પર વસ્ત્ર છે કે નહીં તે નાજ પરખાય:

આ કિસ્તમતાનું પોત પોતીઆનું ગણાતું હતું, પેરણ જઈ ખ-મીસ થયાં, બાંહ્ય વગરના કબજા જઈ વેસ્ટકોટ થયા; તેમજ અંગ્રેજી આવડે તો પૂરતો અંગ્રેજી ડ્રેસ જોઇએ, એમ ગણી ધોતીઆં જઇ પાટલુન થયાં-બૂટ થયા, ને જોડા ગયા. સારા શ્રીમંતને આગળ જે એક દક્ષણી જોડે એક રૂપીઆમાં વર્ષ નભતું તેને હવે બાર રૂપીઆની ત્રણ જોડો વપરાતી થઇ, છતાં પણ પહેરવા કરવામાં જે તેમાં સુગમતા હતી, તે આમાં ના મળી. ટોપા જઇ ટોપ થયા; ને ટોપ ગયા ને છત્રીઓ થઇ. ટોપીઓ જઇ હેલમેટો થઇ. દુપટ્ટા જઈ લાકડી થઈ, જો કે હજુ તે બરાબર નથી થઇ પણ થવાની રાહ પરજ છે. છેલ્લા પાંચ વરસમાં તો અંગરખાવાળો શહેરી ભાગ્યેજ નજરે આવે છે. ધોતીઆદાસ તો હજુ હાજર છે, પણ અંગરખાદાસ બહુ કમી છે. દેશી ઘાટના જોડા ઘણું જુજ ભાગે ગરીબોમાંજ છે. બાકી શ્રીમંતાઈનો વર્ગ તેને અડતો પણ નથી. એક ગૃહસ્થ વીશ વર્ષ પર એક પુરૂષ ૧૦ થી ૨૫ નાં લુગડાં પહેરનાર ગ-ર્ભશ્રીમંત ગણાતો; ત્યારે હાલ લેભાગુ શ્રીમંતાઇનો ડોળ ધ-રાવનાર પણ પચાશ રૂપીએ પૂરૂં કરી શકતો નથી; કેમકે એક કોટ શિવડાવતાંજ રૂપીઆ ૧૫ થી ૨૦ નો ખર્ચ થવા જાય છે; તેમ પાંચ સાત રૂપીઆ તો પહેરવાના જોડા પાછળ ખર્ચ થાય છે, પછી તેના પાછળ સ્ટોકીંગ તો જોઇએજ, સા-ધારણ માસ્તરીઆમાં ત્રણ આનાનાં મોજાં છ ઠેકાણે ફાટેલ હોય ને ત્રણ થીગડાંવાળા બાર આનાના ઘસાઇ ગએલ જોડા હોય છતાં પણ બૂટ મોજા નામ ધારણ કરાવી ફરવું જોઇએ-

આવો ભપકો હાલમાં ચાલ્યો અને હેશ બધો ફૅશનમાં મ્હાલ્યો!"

" ભાઇ માણેકલાલ! વખત જતાં સ્ત્રી પોશાક પણ ફેરતો ગયો, જુના જમાનામાં એટલે આજથી વીશ વર્ષ પહેલાં ઓશવાળ શેઠાઇનો હક ધરાવનાર હોય એમ જણાતા. જે ઓશવાળ પહેરે તે ઓશવાળી ઘાટ ગણાતો હતો. કાપડ વેચનાર ઓશવાળી કાપડ કહે તે વધારે કીંમતે ખપે તે જઇ હાલ નાગરી ઘાટ વખણાતો થયો છે. ધીમે ધીમે સ્ત્રીઓને અન્ય પુરૂષોમાં ફરવાનો રિવાજ વધ્યો જેથી જેમ દુકાનદારી અખંડ સૌભાગ્યવંતીઓને પારકા પુરૂષો પસંદ કરે તેમાંજ તેમનું સાર્થક રહેલ છે, તેમજ હાલ દરેક સ્ત્રીને જાહેરમાં ફરવું ને તેથી તેમને જોનાર પ્રેક્ષકો તેમના તરફ વધારે જુએ તેમાંજ અહો ભાગ્ય સમજવાનું રહેલ છે; તેથી તે તરફ ટાપટીપ કરવાની વધી છે. કાંચળીઓ જઇને ચોળીઓ થઇ, ને તે પાછળ પોલકાં થયાં છે. છીટ્ટી છાયલ ગયાં ને ગવન થયાં, સાળુ ગયા ને સાડીઓ થઈ, કસબની કોરો ગઇ ને ઝુલોની લહેર લટકતી થઇ. બાંટ બ્રાહ્મણીઓ તથા ઘાંચણોને સોંપી કસબી બનારસી સાડીઓ પહેરવા માંડી; દશકામાં તે ગમાર ઘાટ ગણાઇ ઝીક ટીપકીથી ભરેલ કોરની રેશમી સાડીઓ દાખલ થઇ છે, હવે તે પણ નાબુદ થવા આવી છે, આગળ મશરૂના ઘાઘરા તથા ઘણા શ્રીમંતને ત્યાં કીનખાબના ઘાઘરા હતા તે ગયા ને ગવન છીંટના થયા, પણ તેમાંથી શરીર બહાર ન જણાતાં ખુબસૂરતીની મહત્તામાં ખામી જણાતાં ઘણા ભાગે તો તે પહેરવાનું નાબુદ થતું ગયું; છતાં બહાર જતાં જરૂર પડયે મલમલ સે.

ા જુનાંવાળા બાબરા દાખલ થતા ગયા. આગળ ઝીણો પો-
ફરતે છુટે તારકસબ લેનાર પોળમાં ફરતા હતા, તેમનો
ા નાબુદ થયો; કેમકે સોના રૂપાના તારનું નામ રહેલજ
નથી, તો પછી તારકસબવાળાને મળવાનું રહેતું નથી.
ાળામાં કીનખાબ હતો તે ગયો ને બનાતો થઇ અને તે
ા ધીમે જતાં કાશ્મીરો, કોટીન વિગેરે જાતો દાખલ થઇ.
ગામાં પગે ત્રણ આનાની મોજડીઓ કોઇનેજ પહેરવા
ત્રી, તે જગ્યાએ ગૃહસ્થ ગણાતામાં સપાટ તથા સુધરેલ
.તામાં પાંચથી દશ રૂપીઆના હેડી બૂટ દાખલ થયા. માથે
ા વપરાતું તે જઇ ઉઘાડું માથું રાખવાને ચાલ વધવાથી
ાટમ કોસ્મેટીક વીગેરે પૂર્ણ ધર્મ સાચવવાની ચીજો વપ-
માંડી; છોકરાઓનાં ઝભલાં ગયાં ને ફરાક થયાં. પગે
ાં પણ ઘણેક ઠેકાણે થયાં. આ પ્રમાણે ફૅશનનું ધોરણ
ાનામાં ચાલવા માંડયું !”

“ જયન્તીલાલ ! આગળ પુરૂષ પહેરવેશમાં કોટમાં ભારે
ાની કંઠી, આંગળીએ વેઢ વીંટીઓ, હાથે કડાં, કાંડે પોં-
ચો શ્રીમંતો પહેરતા. છોકરાને કેડે રૂપાની સેર, પગે રૂ-
ની કડીઓ, કોટમાં હાલરી કે દાંતીઆં, સ્ત્રીઓ હાથે હાથી
ને ચૂડો, જેની શક્તિ હોય તો તે સોને મઢતાં, ગરીબ
રૂપે મઢતો, પગમાં નક્કર ચાંદીનાં અસલી પોલાં કડલાં,
માં કાળીગાંઠી પાટીઆં, આ પહેરવેશ હતો. ધીમે ધીમે
ાતાં હાલ તરત પુરૂષમાં આંગળીએ હોય તો વીંટી પછી
ં જવાહિર ના હોય તો ઇમીટેશન અગર ટેટના હીરાની,

બાકી શરીરે છટ નોનસન્સ નકામો બોલો શો ? વખતે કોટમાં હોય તો છેડો, પણ ખમીસ કબજાને ગોળ માથાનાં પીળા રંગનાં બટન જોઇએજ. સોનું ના મળે તો ઉપર મઢેલ, તે ના મળે તો ગીલીટનાં પણ જોઇએજ. ઘડીઆળ ચાહે તો ગમે તે કીંમતની હોય પણ તે જોઇએજ. થુંક, લીંટ ને શરીરનો નાશવંત મેલ જેને અડી હાથ ધોવાના તે ખાસ રેશમી રૂમાલમાં ભરી મોં લોવાના રૂમાલ સાથે ખીસ્સામાં મૂકવાંજ જોઇએ. રસ્તે થુંકવાથી નોનસન્સ જણાય, જેથી ગજવામાં રાખવાથી સુઘડતા સાચવી કે થયું ! છોકરાને હાથે પગે ઘરેણાંથી કાંડાં ગળતાં જાય તે ઠીક નહીં છતાં, જંગલીમાં ગણાતાનો હજુ તે બાબત ઘણો ભાગ હોવાથી પગે ગોળ છડા જેને ડંઠણીઆ કહે છે તે ચાંદીના, કેડે ગજા પ્રમાણે સોના રૂપાની સેર, કોટમાં હાંસીયું, હાથે પાટલી કે કડી પણ ઘણે ભાગે ત્રાંબાના ગાભા-પરજ મઢેલું હોય છે. ”

“ માણેકલાલ ! સ્ત્રીનો પહેરવેશ પણ પાંચ પાંચ વર્ષે બદલાતો ગયો. વીશ વર્ષ પર હાથી દાંતનો ચૂડો હતો, તે નાબુદ થતાં હાલ તો એટલો નાબુદ થયો છે કે ઘણી વખત રાંડતી વેળા હિંદુરિવાજ પ્રમાણે વધેરવા જોઈએ ત્યારે વેચાતી (જુના–પુરાણા) લેવા શોધવાની દોડાદોડ કરવી પડે છે. લાખો રૂપીઆની કાચની બંગડીઓ પરદેશથી ઘાટ ઘાટની આવવા લાગી ને વધી પડી. આગળ જ્યારે જે સર્વ વાતે પૂર્ણ હોય તેજ સોનું હાથે પહેરે ત્યારે હાલ દેવાળું સાતવાર કાઢેલ હોય, રસ્તે જતાં માગનાર છેડા ઝાલે, ને ગમે તેવા અપવાદવાળાની

ની પણ ના મળે તો તાંબાની કરાવી ઉપર સોનાનો ગીલીટ કરાવી પણ સોનાની બંગડી ધારણ કરે કરે ને કરેજ. આથી હાથે તેવી બંગડીઓ, આંબળાની પોલી લાખ ભરેલ કડીઓ કોટમાં છેડો કે કંઠીઓમાં પણ વખતે મુંબાઇના મંમાદેવીના બજારનો માલ હોય ખરો. પગે કડલાં ગયાં ને જમડા સાંકળાં થયાં, બાદ ગોળ ઘાટ પર મહોટા ચિત્રના ઘણા ઘુઘરાનાં અઠાસીઆં થયાં, તે જતાં જતાં હાલ સીધી ઘાટનાં પાતળાં પગે ઝુલતાં રહે તેવાં સાંકળાં થયાં, તે જતાં બગલદાણાનાં દશથી પંદર તોલાના વજનનાં સાંકળાં થયાં છે, આ સાધારણ પહેરવેશ છે. કાને આગળ જેને મળે તે ખરા મોતીની વાળીઓ પહેરતાં, નહીં તો રૂપાના મણકાની વાળીઓ બંધાવતાં પણ હમણાં રાજ્યના પ્રભાવે પરદેશનો વહેવાર વધતો જતાં ઈમીટેશન મોતી દાખલ થયાં, તેથી હાલ સેંકડે પોણોસો ઉપરાંત કાને વાળીઓ તેજ મોતીની થઈ. સોનાને બદલે રૂપા પર ઢાળ ચઢેલ સોનાનો વાળો જે બાહાઇ વાળો કહેવાય છે તે વપરાવા લાગ્યો, ને કાનની બૂટનો દાગીનો મચકણીઆના નામનો થયો. આ પ્રમાણે જમાનો નકલનોજ ચાલવા લાગ્યો."

"જયન્તીલાલ ! પહેલાં સ્વારીમાં ઘણો ગૃહસ્થ હોય તો એકાદ ઘોડો રાખી ચાંદીના દાગીનાથી શણગારતો; બાદ થોડા દિવસે બે બળદની ડમણી કે વહેલ થઇ. મોટા રાજદ્વારી પુરૂષને બેસવામાં ચાર પૈડાની વહેલ તે રથના નામથી પ્રસિદ્ધ છે તે થઇ, બાદ દશ વીશ વરસમાં તે પણ ફરતું ગયું; છેવટે બે બળદની ગાડીની જગ્યાએ ગરીબમાં એક બળદની ગાડી

ડમણીનું ચલણ થયું; તેમજ ઘોડાને પણ તેવા ડમણીઆની
એ જેવો પહેલી વગી જોડવા માંડ્યા, તે ઉપર વાહન ગણ્યું;
આ પંદર વર્ષ સુધી ચાલ્યું; બાદ છેલ્લાં વીશ વર્ષ અગાઉ તો
ઘોડાની સેજવાળ મ્હોટા ગૃહસ્થોમાં વિલાયતી અગર વિલા
યતી ધાટની ચાર પૈડાંની ગાડીઓ થઈ; તે બગીઓ, વિક્ટો
રીઆ, ફેટીન, બ્રાઈટન, બ્રુમ અને લેન્ડો આડીન્સ નામથી ઓ
ળખાવા લાગી. બળદની ગાડીઓ રથ અને માફા દિવસે દિવસે
ઘણા કમતી થતા ગયા; ને ઘોડાના ટાંગા વધતા ગયા. એ
પછી છેલ્લાં દશ વર્ષમાં ડાકીયાટ ડૉકકાર થયાં; તે પણ બે ત્રણ
વરસમાં બહલાઈ સીગરામ થયાં; ને છેલ્લાં પાંચ વરસમાં એ
કદમ તીડ ઉભરાવ તેમ ગાડીઓ વધવા માંડી, છેવટે ટ્રાઇસી
કલો ચાલવા માંડી; તે પણ સુધારામાં પસંદ ન આવી તેથી
બાઈશીકલો ચાલવા માંડી; બાઈશીકલો પહેલાં વકીલ, બારી
સ્ટર અને ડાક્તર વર્ગમાં વપરાતી હતી, તે હાલમાં દરેક કો
મમાં અર્થાત્ ભંગીઆથી માંડીને છેક અમલદાર અધિકારી
સુધી ભાડાની અને ઘરની બની ઘેર ઘેર વપરાવા લાગી, અને
જોડે ભાડે પણ મળવા લાગી. છેલ્લાં પાંચ વરસથી મોટર ગા
ડીઓ પણ દાખલ થઈ ફરવા લાગી; જો કે તેની કીંમત ઘણીજ
વધારે હોવાથી તે સર્વત્ર પ્રસાર પામી નથી; છતાં પણ શેઠીઆ
મંડળમાં તે વપરાવા લાગી છે.”

“ ભવાનીશંકરભાઈ ! પહેલાં વાંસની લાકડીઓ ઘરડ
બુઢ્ઢા અને માંદા માણસો હાથમાં ઝાલીને ફરતા હતા, અને
સીસમની રૂપાની ખોળીદાર લાકડી ગૃહસ્થ લોક ઝાલતા. હું

તેમાં પણ જમાનાનો ફેરફાર થવાથી છેલ્લાં વીશ વર્ષ પર ગોડી-દાર પરદેશી ધોળા આવ્યા, તે માસ્તર વર્ગે ગ્રહણ કર્યા; લોકી-આગ્રહમાં તે પેઠા નહિ. પોલીસ વર્ગે શીંગાપોરી નેતરની પાતળી સોટીઓ ગ્રહણ કરી; રહેતે રહેતે વકીલ ડાક્તર અને માસ્તર મંડળમાં મલાકા કેઇનના ડંડા દાખલ થયા. માસ્તરીઆ વર્ગના પણ કેટલાક શોખી લાલાઓ માથે બેંગલોર કેપ કે હલાણી પાઘડીનું ખોખું, પગમાં દશ થીગડાંના બૂટ, ચુંથરાં લટકેલ મોજા, ગળે છ ડેકાણે ઉધેઇ લાગેલ શુક્રવારમાંથી લાવેલ ગલપટો, બાર આને વારની કાશ્મીરનો અગર બજારમાં જુનો સોલજરનો ઉતરેલ આખો બાર આનાનો ગરમ કોટ ધારણ કરી હાથમાં મલાકા કેઇનનો ડંડો રાખી હમણી નવાબ સફ્ચકે, એની માફક જેન્ટલમેન બની ફરવા લાગ્યા. હવે ઉંચા વર્ગમાં પ્રથમ વિલાયતી લાકડીઓ દાખલ થઇ, અને બાદ જુદી જુદી પચરંગી સોટીઓ આવી અને પચરંગી પ્રજામાં દાખલ થઇ વપરાવા લાગી."

"મી. માણેકલાલ! ખાવા પીવામાં પ્રથમ નદી તથા કુવા અને વરસાદથી ભરાએલાં ટાંકાં તથા તળાવનાં પાણી હતાં. પૌષ્ટિકમાં દૂધ હતું. ગાય ભેંસ જાનવર રાખવાનો મૂળથી હિંદુમાં રિવાજ હતો. હલકી વર્ણ બકરીઓ દૂધ સારૂ રાખતા હતા. રોજનો ઉત્તમ ખોરાક દાળ ભાત રોટલી અને શાકનો હતો. બાજરીના રોટલાનો મૂળ રિવાજ વધારે હતો. હવે દિવસે દિવસે જમાનો ફરતાં સર્વ બદલાઇ ગયું. પીવાના પાણીમાં ચકલીના બંબાનું પાણી થયું; તે પણ મ્યુનીસીપાલ

ઈજનેરોની મુનસફી પ્રમાણે મીટરથી મળવા લાગ્યું. દૂધ પણ ભેળસેળ મલાઈ વગરનું પાણીવાળું સપરેટનું મળવા લાગ્યું. ખોરાકમાં પણ જમાનાનો અદ્ભુત ફેરફાર થયો. ચ્હા પાણી, કોફી, બીસ્કુટ, ડબલરોટી, હીંદુઓના ઘરમાં વપરાવા લાગ્યાં; જોડે સોડા અને લેમનનાં પીણાં પણ પાણી તરીકે વપરાયાં. આઈસક્રીમ, બ્રાન્ડી અને શરબત પણ વપરાવા લાગ્યાં. બાજરાનો રોટલો ખાસ અમદાવાદવાસીમાં હલકો ખોરાક ગણાતો થયો; પહેલાં સવારમાં પૌષ્ટિક ખોરાક તરીકે દૂધ અને બાજરીનો રોટલો ઘી સાથે ખવાતો હતો; અગર દૂધ વગર ઘી ગોળ સાથે ખવાતો હતો; તેને ઠેકાણે હાલમાં ચ્હા, કોફી અને બીસ્કુટ વપરાવા લાગ્યાં. અગીયાર બાર વાગતા ત્યારે દાળ ભાત રોટલી તથા અથાણું વપરાતાં હતાં, તેની જગ્યાએ એકલાં દાળ ભાત અને શાક ભાજીમાં ગરમ તેલ મરચાવાળાં શાક તરકારી વપરાવા લાગ્યાં; સાંજે ખીચડી શાક દૂધ, ભાખરી વગેરે ખવાતાં હતાં; તેની જગ્યાએ હાલમાં ચાહ, ડબલરોટી, કેક, બીસ્કુટ અને બ્રાન્ડી વપરાતાં થયાં. પહેલાં ગૃહસ્થ તથા ગરીબનો ખોરાક ખાસ કરીને જે અનાજનો હતો તેની જગ્યાએ હાલમાં મનપસંદ ખોરાક વપરાવા લાગ્યો. ફક્ત ઘી દૂધ તથા શાક ભાજીમાં ઉત્તમ અધમ અને મધ્યમતાનો તફાવત ચાલુ આવતો થયો. નીચ અને ઉંચ બધી જગ્યાએ ડુંગળી, લસણ, બ્રાન્ડી, બીસ્કુટ અને ડબલરોટી પાંઉ વગેરે વગર આભડછેટે વપરાતાં થવા લાગ્યાં.”

“મી. વામનરાવ! હવે તો મોટાં મોટાં ભાષણોનો

ાજ વધ્યો છે. માનપત્રો, દિલાસાપત્રો અને ઈવનીંગ પાર્ટી-
નો રિવાજ વધ્યો છે. કોઇના મૃત્યુ વખતે ઘણી જગ્યાએથી
ાસાપત્ર લખાય છે, પણ લખનારને ઘેર ખાનગી તપાસ
ો તો તે કેટલા દિલગીર છે તે જણાશે. ભાષણોમાં વકતા
ાક પૈસાની લાલચવાળા હોય છે. કેટલાક તેમાં મોટું
ન મેળવનાર હોય છે. આવા મેળાવડામાં લાકડીદાસો ઘણા
ાય છે, તેમ દુપટ્ટાદાસો પણ ભરાય છે. મરો ફક્ત દુપટ્ટા-
ાનો છે, લાકડીદાસો તો આગળ બેસવામાંજ તથા તાળીઓ
ડવામાંજ તથા લાકડી ખખડાવવામાં મૉજમઝા માને છે;
| વખત આવ્યે ધન ઓકવાનું આવતાં પાછળ ગણતર
રના દુપટ્ટાદાસોનાંજ ખીસ્સાં ખોલાય છે, આ પણ જમા-
ી મોટાઇજ છે. દિવસે દિવસે મૉજશોખ વધી ધનનો ખપ
્યો, પરિણામે મોટી ખોટ પૂરી પાડવામાં અસત અધર્મ
ોજ પડે તથા પાપ વધ્યું. કાયદાની બારીકીથી પ્રપંચ
કળ વધ્યો, અને એ પ્રપંચથી દિવાની કોરટનાં બારણાં રાત
સ ખુલ્લાંજ રહેવા લાગ્યાં; એ દિવાનીમાં ભલા ભલા ડાહ્યા
| દિવાના થવા લાગ્યા;

* * * *

"વાદી અને વાદી બેને ફેંસલો મળે ન આદિ;
એમાં વચ્ચે સાહેદીની પત્તર જધાય છે,
સઇ તણી સાંજ ને મોચીનું વ્હાણું મટે નહીં;
મુદતની મોકાણ તે એવીજ ગણાય છે.
વર મરો કન્યા મરો ગોરનું ત્રભાણું ભરો;

ન્યાયાધીશ વકીલોને મોજ એ મણાય છે.
કહે હરદાન આજ સરકારી રાજ માંહિ;
દિવાની કોરટ એ તો દિવાની જણાય છે. ”

હરદાન કવિ.

બદ દાનત વધી, ધોળે દિવસે કતલની રાત કાયમ રહી. વૈદ્ય વકીલ ને વેશ્યાનું જોર વધ્યું; તે સાથે રોગ, ટંટા ને ઇશ્કબાજીનું પણ જોર વધ્યું, વ્યાપારમાં ધન વધવા લાગ્યું, તેમ આ દ્વારા જવા પણ લાગ્યું. બીજી તરફ અક્કલ આપી ધન લેનાર વકીલો થયા. એકજ બાબતમાં જે પૈસા આપે તેના તરફની વાત ખરી છે કહી બોલે છતાં તેમને જુઠા કોઇ ના કહે ને શ્રેષ્ટમાં ગણાય; જેમ સોની ઉઘાડે છોગે સોનું ચોરે પકડાય છતાં ચોરની હારમાં તેને નાજ ગણાય. આ પણ અજબ રંગ ઢંગ છે!”

“ મી. જયન્તીલાલ! સ્ત્રીઓ પુરૂષના દાબમાંથી જઇ સ્વતંત્રતાથી વર્તતી થઇ, અર્થાત્ તેમને નગરનાયકાનું ઉપનામ આપવામાં વાંધો નજ ગણાય તેમ તે વધી પડયું. બીજી રીતે ધન વધ્યું, મોજશોખ વધ્યો, પુત્ર પિતાની આજ્ઞા બહાર થયા, ને પછી દરેક રીતે મદ વધ્યો; મદ વધ્યે અનીતિજ થાય; તેમ થતાં મોજશોખમાં પ્રજા પડી; તેથી કોઇ કોઇના પર કોઇનો દાબ રહ્યો નહીં, રાજ્ય તરફથી હરકત નહીં; મુરબ્બીપણું તો પ્રજા વંઠી ત્યારથીજ ગયું; જેથી વાંધો નાજ રહ્યો. આગળ ઉંચ નીચના પોશાકમાં ફેર હતો ત્યારે હાલ ઘણે ભાગે સર્વનો સરખોજ થયો છે. આગળના પોશાક જીણું

ચાર ● આની વસુલ આવતું તે હાલ જીર્ણ થએ ઉપ-
ણુ ખર્ચ આપવો પડે છે. શાલોની ચાલ છે, પણ આગળ
. પાંચસોની વપરાતી ત્યાં હાલ દશની અને ચાર પાંચની
પુરી વપરાય છે. આગળ સેંકડે પાંચ વાપરતા ત્યારે
ારે સેંકડે નવ્વાણું વાપરે છે. આગળ ગૃહસ્થ તથા મધ્યમ
ઓળખાતો તેમ હાલ રહેલ નથી. આગળ ગજાવાળાજ
ક પહેરે તે જતું રહેવાથી સાતવાર દેવાળું કાઢેલ હોય,
રો જણને છાની છાપ અને ધંધાની ધાપ મારીને રોવ-
ચાં હોય અને દમમાં ઉજળું એટલું દુધ દેખાડી ધોળે
ે વિશ્વાસઘાત કરી ગરદન કાપી હોય; સગાવ્હાલા અને
ા દોસ્તદારોનાં પણ ભોળવી ખીસ્સાં કાપ્યાં હોય; ઘરમાં
રવા ના હોય તો પણ ભાડાનાં લુગડાં લાવી પહેરે અને
ટલમેનના બેટા અને શરાફના બ.પ બની બજારમાં ધક્કા
ી ખુશીથી ફરે ! દાગીના હુન્નર ઉદ્યોગ વધવાથી ત્રાંબાના
ાવાળા થયા છે. તેથી આઠ આને સાત બટન સોનાનાં
ને પણ પહેરવાંજ જોઇએ, તથા ભાડાવાળો પછી રૂવે પણ
ા અજાણ્યાની ગાડી ભાડે લાવી બેસી ફરવું જોઈએ; આવો
વધવાથી કોઈ કોઇથી ઓળખાય તેમ રહેલ નથી. વસ-
ાં ઉંચ વસ્તીના ભાગમાં ભેળસેળ રહેતાં થયાં છે. રાજ્ય
ૃથી સુખના સર્વને સરખાજ હક્ક છે એ પણ આગળ
તો સુધારોજ છે.

"મી. માણેકલાલ! હવે તો ફૅશનની ઉપેક્ષ દરેકને
ાવા માંડી છે. નોકરી ચાકરી ખેતી અને વ્યાપાર તેને

પણ ફેશનના વળા લાગ્યા છે. રાજ્યસુખ સારૂં થયું, વૈભવ વધ્યો, વ્યાપાર રોજગાર વધ્યો, રહેણી કહેણી ભપકામાં થતાં ખર્ચ વધ્યો, આવકો વધી, પરદેશની વિદ્યા કળા દેશમાં દાખલ થઇ; દશ વીસ વરસમાં મુખ્ય ધંધો મીલોનો થયો; તેનો પણ રાફડો ફાટયો; તેથી સોનું વરસાયું; ધન ગણતરમાં રહ્યું નહીં. પણ આટલું ધન વધવા છતાં બજારમાંજ રહેલ છે, ઘરના બારણા બહાર જઇને ઓરડામાં અંધારાં થયાં છે, તે ફરી અજવાળાં થયાં દેખાતાં નથી; તેથી ઘેર ગયે આખર તો અથ કાઈ માથું કુટે તેજ ઘાટ છે. વરસાદના પાણીની રેલ આવે તે તરત વહી જાય તેમ દેખાય છે, પણ ટાંકાં ભરાતાં નથી. ન દેખ્યાનું દીઠું ને માર મૂળાને મીઠું આવું થાય છે. મા હળે દયણાં ને બાપ ભરાવે ઝોળી તેના દીકરા ગાડીમાં બેસે શું વાત છે એ થોડી? એજ મીલધંધાની હથોડીથી જમાનો હાલમાં ટીપાય છે. આજ કાલ હિંદુસ્તાનમાં જ્ઞાનવાન કે મૂર્ખ તમામને માત્ર એકજ મીલઉદ્યોગ છે. વગર ભણેલ. ગણેલ, રખડેલ, મૂર્ખ, વ્યસની કે રખડપટ્ટીઓ નીવડેલ હોય, પણ જો મીલએજન્ટની જાતનો યા તો સગો હોય તે તો મોટી પાઠશાળામાં અભ્યાસ કરી જીંદગીનો ખરો ભાગ અભ્યાસમાં ગાળ્યો હોય તેવા કરતાં પણ વધારે લાયક ગણાય છે. જરા પાટલુન કે કોટ પાઘડીનો ભપકો સુધારી બેઠો કે તે મોટી રકમો હાથ કરવાનો હકદાર થઇ તે હારમાં બેસી જવાનો, પણ ઘણે ભાગે શેઠીઆનો સગો કે દેવાળું કાઢેલ શેઠીઆને પારકા નામે મતા મંડાવી ધંધો ચલાવવાનો અક્કલનો બરદાન

કે જેને ગામમાં ઘર નહિ અને શીમમાં ખેતર નહિ એવો હોય કે ન્યાતનો જાતનો હોય તોજ આ લાભ પામેલો હશે છતાં તે પણ ઉદારતાથી આવી રીતે પૈસો પેદા કરે. તે ઉપર જણાવેલ વિદ્વતાવાળો સંગ્રહે તેમ સંગ્રહે નહીં, પણ એમાંથી અમુક ટકા તો ખાસ દર મહીને હોટલમાંજ વાપરવાનો. સેંકડો બાઇશીકલોનો સપાટો, સેંકડો ગાડીઓનો ઝપાટો, સેંકડો સોડા લેમનની બાટલીઓનો ભઠાકો, સેંકડો ગંધાતા પાણીની શીશીઓનો ઉઠાવ એ પણ આ ધંધાના ધનનીજ બરકત છે. શહેરના રહીશો તેમજ પરગામથી હુન્નર અર્થે આવેલ તેમને પણ આજ ધંધો પોષણ આપનાર થઈ પડેલ છે સેંકડો ભણવાથી કંટાળી ગએલ-નાશી જનાર રખડાઉ છોકરાઓ મેટ્રીકમાં નાપાસ થનાર જુવાનીઆઓ પણ જો આ ધંધો ના હોત તો નોકરી મેળવી સાત રૂપીઆમાં પાંચ રૂાપનો કોટ પહેરી મોંમાં પાનનું બીડું ચાવી સળગતી બીડી મોંમાં રાખી, આગળનાં બટન ખુલ્લાં મૂકી પીતળના ગીલીટ-વાળો છેડો લટકાવી હાથમાં લાકડી પકડી પગમાં ફાટેલ કે થીગડાવાળાં બૂટ પહેરી પોળોમાં ભાડાનાં ઘર કરી ધંધે વળગેલ છે તે ના બનત અને તેથી તેઓ પણ આ ધંધાને લઈનેજ આભારી છે. મીલઉદ્યોગ સિવાય માસ્તર લોકોનું ઉપરથી ભપકો જાળવી, તમાચો મારી મોં લાલ રાખીને ઉદરપોષણ થાય તેવું સાધન એક પણ નથી. પંદર રૂપીઆના પગારના સ્ટોરના કારકુન પોતાના કુટુંબનો નિર્વાહ પુર્ણ રીતે ચલાવી વધારામાં હજારોનું ઘર બંધાવી હજારોના દાગીના પહેરે તે

પણ આ ધંધાનીજ બલિહારી છે."

"મિત્રો! આજ તો આપણે આખા જમાનાનું નિરીક્ષણ કરી નાખ્યું. આપણે બધાએ સામટા કેડ બાંધી સુધારા કુધારા અને ફૅશન પર પડી તેનું તળીયું તપાસી લીધું; લ્યો હવે વખત ઘણો ગયો છે ચાલો ઉઠીશું!"

"હા ચાલો હવે જઈએ. મી. જયન્તીલાલ! આજ તો તમને સારી રીતે ખોટી કર્યા, માફ કરજો."

"મિત્રો! એમાં મને શાનો ખોટી કર્યો? ઉલટો તમે બધા મળીને મને આનંદ આપ્યો તે ખાતે તમારો હું ઉપકાર માનુંછું. આજ તો શિક્ષણ સાથે ગમ્મત થઈ; અને ગમ્મત સાથે જમાનાનું અવલોકન થયું, તેમાંથી ઘણું જાણવાનું, જોવાનું અને મનન કરવાનું મળ્યું!"

"મી. માણેકલાલ! જુઓ જુઓ પેલી ચંડાળ ચોકડી: ચાર ચીનના શાહુકારોની જોડી આપણી દુકાન ભણી આવતી જણાય છે"

"મારા બેટા એજ ઓલ્ડ આર્યન લોફર છે. એમણેજ જયન્તીલાલના વડસસરા ફાધર વિલિયમ પુરૂષોત્તમરાયને ચઢાવી બગાડી હાથમાં સુધારાનું ચપણીયું આપી ખરાબખસ્ત કર્યા છે."

"તમે તો ચાર ગાંડા છો, જે કાંઈ થાય છે તે સારૂંજ થાય છે. તમે અત્યારે જયન્તીલાલને દુઃખી જુઓ છો, પણ હું તો જયન્તીલાલને સારી રીતે સુખી થએલજ જોઉંછું."

"લ્યો યાર એ તો આવ્યા!"

" આવવા દો તેમને, મી. વામનરાવ ! તું તેમને ભુજ ઉચ્ચા ચઢાવીને સારી રીતે પછાડ ! "

" ઠીક આવવા દે તેમને પછી સૌ સારાં વાનાં થશે. "

" કેમ છે, જયન્તીલાલ ! સુખી તો ખરા ? "

" આવો આવો મારા કાકાઓ પધારો ! આજ તો મારી ઘણે દિવસે સંભાળ લીધી. "

" કેમ કાકા સાહેબ ! હાલ શું ચાલે છે ! શા કામમાં રોકાયા છો કે દર્શન પણ થતાં નથી ? "

" હવે એમને કામનું શું પૂછવું ? માંખો મારે છે, વખત જતો નથી અને કામ વિના ચેન પડતું નથી. "

" મહેરબાન એ શું બોલો છો ? કાંઇ કામજ નથી અને કાંઇ સૂઝતું નથી, તમારા જેવા જ્યારે આવું બોલશો ત્યારે અમારે શું કરવું પડશે ? "

" સાહેબ, તમને ખબર તો હશેજ કે અમલ પરથી ઉતર્યા એટલે કોડીના થયા, હવે કોણ ભાવ પૂછે એવું છે ? નોકરી તો અમે હલકા પગારથી કરી છે, પરંતુ મોટી સાહ્યબી સાથે લ્હેર ઉડાવી છે. "

" તમે લ્હેર ઉડાવો તેમાં શું નવાઇ ! કામકાજની હુંશિઆરી એટલે તમો એક્કા ગણાતા ને તમે આમ કેમ થઈ બેઠા છો ? "

" એ બધું ખરૂં પણ હાલ તો હુંશિઆરી ને ચંચળાઈ ચાર્જ લેનાર લઇ ગયો છે, હવે તો કોઈ સામું પણ જોતો નથી; નોકરી વખતે હાથ જરા છુટો રહેતો ને હવે તો ટાંકાનું શેરનું

પાણી પીવાનું છે તેથી જરા ફીકર રહે છે."

"તમારા ટાંકામાં વરસાદનું પાણી હશે કની? આગ વરસાદનાં ઝાપટાં ઘણાં પડેલ છે, અને તમે તે બિલકુલ ક મજરે જવા દીધાં નથી, બધું અંદર વાળેલ છે છતાં ખુટવાનુ શું બોલો છો?"

"એ બધું ખરૂં છે, પણ આપણી પાછળના માણસોને એ પાણીની આશા હોય ખરી કે નહિ? ટાંકુ ખાલી મૂકાય તો પાછળ ગાળો ખાવાનીજ થાય."

"ગાળો દેવાનું કારણ વ્યાજબી લાગતુંજ નથી, ઇશ્વરે સૌને હાથ પગ આપેલ છે, તેથી સૌનાં નસીબ સાથે લાવે છે તમે કાંઈ ઠેઠ સુધી તરીલાં તાણવા બંધાએલ નથી સૌ સૌનુ ફોડી લેશે."

"તમારે તે વાત બોજે છે, પણ મારે પાછળ સાંજ પં પાંચશેર લોટ ઉડાડી જનાર વળગેલ છે, તેનું શું કરવું?"

"છે તો ભલે છે, કાંઈ દીયર પર દીકરી નથી. તેમન નસીબ તેમની પાસે છે. તમારા બાપે તમને શું આપ્યું હતું તે વિચારો? છતાં તમે તો બે પૈસાના ગાળા મૂકી જવાના છો."

"ભાઈ એ ખરૂં, પણ મુંડીમાંથી ખાવાનો વખત આવ્યો છે, હવે એમાં વધવાની આશા તો છેજ નહિ. જીવીએ ત્યાં સુધી તો શીવીએ!"

"તમારે વધારીને શું કરવું છે, એમાંથી કાંઈ તમારી સાથે આવવાનું છે? માટે લોભની વાત જવા દઇ ઇશ્વરાર્પણ કરો."

"એમાં લોભ તો શું પણ જરા એમ મન દોડે છે કે એ પૈસા પેદા કરીએ તો કાંઈ ધર્માદા થાય ને હાથ છુટો રહે; મને લાગે છે કે કોઈ રજવાડામાં પત્તો લાગે તો બે વરસ કાઢી આવું ને એમાંથી કાંઈ પરમારથ કરૂં ! ભાઈ નોકરી છે તે નસોનું જાગતું લોહી છે !"

"હવે ચાર નોકરીના નામ પર પૂળો મૂકો ! નફટમાં નફટ નોકરી છે; કેમકે:-

*   *   *   *

"કરવી નોકરી કષ્ટથી દુઃખમાં દીવસ જાય,
કમબખ્તીના દિવસમાં દેડફજેતા થાય;
જાણે વાસણ કાચનું તૂટે નવ સંધાય,
નોકરીઆત માણસતણી એજ અવસ્થા થાય.
જો હોય પૈસા હાથમાં ન કરૂં આવી વેઠ,
બીજા ઉદ્યમ અતિ ઘણા સૌથી નોકરી હેઠ;
રહેવું પારકા હાથમાં મન ગમતું ના થાય,
વિવાહ વાજન જો હશે ઠાલે વાગતું જાય.
નવ વખાણે નોકરી નથી એમાં કાંઇ સાર,
કરવું ગદ્ધા વૈતરૂં રહેવું ખડગની ધાર;
નીચ માંથી નોકરી ઉત્તમ ખેતી કામ,
મધ્યમ વ્યાજ વટંતરૂ લુચ્ચાઇ કેરૂં કામ.
પ્રથમ કરતો નોકરી પાછળ બેસે ઘેર,
ઉદ્યમ કાંઇ સૂજે નહિ લાગે કડવું ઝેર.

ચિત્ત ફરી ચોટે નહિ રહે સુસ્ત દીન રાત,
હિંમત કે આપે નહિ માત તાત કે ભ્રાત;
વરો પાંશરો નવ થયો લોકો પાડે ચીસ,
ઉજળી એને નોકરી પગાર લેછે ત્રીસ."

"ખરી વાત છે મારા મહેરબાન ખરી વાત છે! જગતમાં અધિકારનીજ બલિહાર છે. અધિકાર વિનાના હરેક જણા ગમાર છે; કેમકે:–

* * * *

"અધિકાર હોય ઘેર જ્યાહરે લોક ઘેર આવે તાહરે,
મુરબ્બી કહેતા આવે કામ કહો સાહેબજી શું છે કામ;
મુખમાંથી નીસરતાં બોલ કરવા ઉભા થાએ સોગ,
બરતરફ થઇને બેસે ઘેર નવ કો કાઢે તેની પેર."

"જ્યારે તમારો ખરો વખત હતો તે વખત તો પરમારથ સૂઝયો નહિ ને એ બ્હાને હવે લોભમાં ફાંફાં મારો છો ને જીભને એબ લગાડી ખોટી આશા રાખો છો."

"એમાં આશા શું? પુરૂષ થઇને ઉદ્યમ કરવો એ આપણું કામ છે. નકામા લોકોના ઓટલા સેવવા અને ઘર ગણવાં એ મને પસંદ નથી; વળી ઉદ્યમ વિના ખાધેલું પચતું નથી, અને આવરદા ઓછી થાય છે."

"ઉદ્યમ કરવાનો ખરો વખત તો ગયો અને તમે તેમાં જરા કચાસ રાખી નથી, વળી પાછા ગળીના કુંડમાં પડવા શું કામ ફાંફાં મારો છો?"

"મારા સાહેબ ઉદ્યમ એ તો છાતીનું ખરૂં બળ છે.

 હવે કાંઈ દુકાન બુકાન કાઢી વ્યાપાર રોજગારમાં જીવ જોડી-એ તો પછી નિરાંતે રાતે સુખથી સજ્યામાં પોઢીએ. નફટ નોકરી પણ ઉદ્યમ તો સારોને ?"

"અરે કિંધ્યો મારા ભાઈ વ્યાપાર; હવે વેપારમાં શો કસ છે, નાહક મુંડી રોકીને હેરાન થવું; રૂપિઆની પોટકી બાંધી દરિયામાં નાખવી અને પછી ડુબકી મારી પૈ પૈ ભેગી કરવી; હવે છાનામાના રામ રામ કરો રામ રામ ! કેમકે:—

* * * *

" ઉદ્યમ છે ઉત્તમાતીઓ પેખે ખોટ અપાર.
ખેતીમાં નહિ ખુટકો નોકરીએ નહિ ખાર:
નોકરીમાં અતિ આબરૂ ઉજળો ધંધો એહ.
સ્વતંત્રતા સૌ ઉપર ખેતીવાળો જેહ.
ઓશીંગણ વ્યાપારી છે રાત દિવસ નહિ સુખ,
ફીકર અંગે અતિ ઘણી દેવાળાનું દુઃખ;
પૈસા આણી પારકા નીચને વરવા દામ.
અવળ સવળ સંભારવા કરવું આપણું કામ.
જુદું બોલવું હરઘડી પાપી પેટને કાજ,
ઠગવા જાણે સૌ પારખા કાઢે દાઝ;
માગણી મુદતસર કરે લાગે કડવું ઝેર,
કોઈ દિવસ કાજ ન કરે અંધાયાથી વેર. "

" મહેરબાન તમને તો એક ઇંદ્રિનું જ્ઞાન છે, આગળ પાછળ કાંઇ વિચાર કરતા નથી, કેમ માસ્તર સાહેબ મારૂં કહેવું વ્યાજબી છે કે ગેરવ્યાજબી ?"

"સાહેબ આ જમાનામાં વ્યાજબી ગેરવ્યાજબી કોણ સમજે છે? સ્વાર્થ આગળ સૌ આંધળું છે. તમે નથી સમજતા કે આટલા દિવસ કાટલાં કુટ્યાં તો પણ હજી ઘસાયા નથી, હવે તમારો પાછલો બે ઘડી દહાડો છે, એટલી વાર તો નિવૃત્તિએ બેસી આનંદ કરો."

"ત્યારે રાયજી તમે તમારા ગામમાં જઈ ખેતીવાડી કરો! ખેતીમાં જીવ રાખો એટલે તીજોરીમાં નાણાંનો વરસાદ વરસશે!"

"શું વરસશે મારા બાપનું કપાળ? આ વરસ તો આવાં લાડવાયાં આવ્યાં! સદાયે ઉનાળામાં આકાશ ભણી ડોળા તાણતા રહેવાનો વખત આવ્યો! હવે શું ખેતરમાં જઈએ? જમીનને તે ઓઢીએ કે પાથરીએ કે તેમાં આપણા નામનો ચોકો કરી લંબી તાણીએ કે મેઘરાજાના નામની બાંગ પુકારીએ? યાર કરીએ શું? આનંદ મંગળ તે શાનાં કરીએ? સાળાં ઘરનાં માણસો ઘડી ઘરમાં નવરા બેસીએ તો ઘોઘરે બચકું ભરવા આવે છે! આ પેટમાં બિલાડાં બોલે ને આપણે જરા છોકરાની વહુને વ્હેલી રસોઈ કરવાનું કહીએ છીએ તો કહે છે કે હવે તમારે શી ઉતાવળ છે? ક્યાં નોકરીએ જવું છે? શી હુંડીઓ શીકારવા જવું છે? તમારે તો વહાણું વાયું કે ખાવાનીજ વાત! માફ રોયું ઘરમાં આખો દહાડો છાતી આગળ ચોંટી રહી કોહ્યાવેડા કરવા એ તે રડ્યું કેમ પાલવે? કહો મારા મુરબ્બી! આવા સંસ્કારમાં ખેતી કરી પેટ ફોલેચી નાખીએ તો પછી ટાંટીઆ ઘસીને મરવું પડે; બિચારા ખેતી-

વાળા હાથ જોડીને કહે છે કેઃ-

*    *    *    *

" ખેતીવાળા કહે સુણજો અરજ, મને કહેવાની થઇ છે ફરજ;
પેટનો બળતો હું ભાઇ બોલું, નથી ઉરાડવું મારે તોલું.
નથી અધિકારી મારે થાવું, નથી રોફી બનીને ચાલવું;
નથી કરવું ફોજદારીનું કામ, નથી ફોગટ મેળવવા દામ.
કુડ કપટની વાત ના જાણું, આતે રાત પડી છે કે વાણું;
વેપાર જો વાધશે વટ, તો ઇજ્જત બંધાશે ઝટ.
દેશ દેશના લાવે માલ, પણ ખેતી જેવું નહિ સાલ:
પારકી પુંજીએ ગાંઠે ગરથ, દેવ દયાથી થાય સમર્થ.
ચાલે પ્રમાણિકતાની ચાલ, કોઇ દિવસ ન આવે આળ;
મળવા છાનું ખેતી કામ, એમાં કાંઇ ચાલે નહિ હામ.
ખેતી કરતાં જીંદગાની જાય, પણ ખેડુત નવ નવરો થાય;
ટાઢ તડકો ને જળની રેલ, એની સાથે કરવો છે ખેલ.

" એ બધા તમારા બળાપા મારી ધ્યાનમાં છે; પણ મારા મહેરબાન હવે કાંઈ તમે સંત સમાગમ કરો! કોઈ ભલાનાં ઘરબાર ભગાવી નાખવાની પંચાતો હવે મુકી દો! પારકા છોકરાને જતી કરવાનો ધંધો હવે જવા દો! આડા અવળા ગોટાળા કરી ધોળે મારી ધાપ મારવાની ભાંજગડો હવે મુકી દો! હવે તો કાળાનાં ધોળાં થયાં! જવાની ગઈ ને ઘડપણ આવ્યું; હવે ભગવતને ભજો! આવતા ભવનું કાંઇ ભાથું સજો! તમારી ચંડાળ ચોકડીના ચંડાળવેડા હવે તજી દો! ઘરડા ઠચ્ચર થઇ ને ઘણા ઘણાને ભીખ મગાવી; કંઇને ઉજળુ

એટલું દુખ બતાવી નચાવ્યા, પેલા પુરૂષોત્તમરાયજી તથા તેના આખા કુટુંબનું ઉંધુ માર્યું; હવે એ દુષ્ટ ડોકરાઓ કાંઈ તમે સમજો; નહીં તો અમારા જુવાનીઆના જોડાથી તમારા ઘરડાનાં તાલકાં તોડી નાખવાં પડશે. રાયજીને બાંડે ગધાડે તમે બેસાડ્યો હવે કાંક જંપો ! છક્કા પંચા રમવા હવે તજી દ્યો. આખા કુટુંબને ખાખા વીખી કરી નાખ્યું. બિચારા ભલભલાને ઘરબાર છોડાવી પરદેશ વેઠતા કર્યા; આ અમારૂં કહ્યું માની જજો, નહીં તો મોટા ઝંડીઆમાં પડી મરી જજો; જાઓ ઢાંકણીમાં પાણી લઈ બુડી મરો ! નવીન જમાનામાં જુના ઠચ્ચર તમે એક ઓલ્ડ આર્યન લોફર છો ! ગમાર બબુચકો તમારી ચંડાળ ચોકડીની આખી કોમમાં એક પણ જોડ નથી. જાઓ તમારાં કાળાં કરો, અને તમારાં આંધળાં ઉદર દગા ફટકાના પથરાથી ભરો ! "

" આ પ્રમાણે અતિશય તિરસ્કાર કરી વામનરાવે આ ચંડાળ ચોકડીની સારી રીતે ઝાટકણી કાઢી નાખી; આ ચોકડી આખી વિપ્ર કોમમાં ભારે ઉથલપાથલ ખટપટ કરનારી ઉસ્તાદ હતી. તેમણે ઘણાનાં ઉંધાં માર્યાં હતાં અને કંઇક કુવામાં હાથ મુકાવી ચપટીએ ઉડાડયા હતા. આ ચોકડી પર હીરાલાલ ભાનુશંકર અને જયન્તીલાલ તથા તેમનું મિત્રમંડળ ઘણુંજ કોપાયમાન થઇ ગયું હતું, અને લાગ આવ્યે તેમનું જડામૂળ કાઢવા તૈયાર થઇ ગયું હતું; અત્યારે સાનુકૂળ પ્રસંગ હોવાથી વામનરાવે તેમના ઝપાટા અચ્છી રીતે લઇ લીધા. ચારે જણા નીચું ઘાલી બડબડતા બડબડતા છાનામા-

માના રસ્તો માપી ગયા. જયન્તીલાલ અને તેના મિત્રો પણ ઘણો વખત જવાથી ઉઠયા; હરેક જણા સાહેબજી કહી જયન્તીલાલની સારી રીતે ખબર અંતર પૂછી ઘર ભણી જવા લાગ્યા; આ બાજુ જયન્તીલાલે દુકાન બંધ કરી શેઠના ઘરનો રસ્તો ઝાલ્યો ! એદલજી શેઠ અત્યારે પોતાના બંગલાના બગીચામાં ખુરશીઓ નંખાવી ફેમીલી સાથે બેઠા હતા ને ટાઢા પહોરના તડાકા મારતા જયન્તીલાલની વાટ જોતા હતા. એક બાજુ ટેબલ પર નોકર ચાના કપ તથા બીસ્કુટ લઈને આવી ઉભો, અને બીજી બાજુ જયન્તીલાલ કુંચી લઇ બંગલામાં દાખલ થયો; આ બાજુ ચાના કપ નોકરે કીટલીમાંથી ભરી હરેકને પીવા આપ્યા અને બીજી બાજુ એક ખુરશીમાં જયન્તીલાલ શેઠની પાસેના ટેબલ પર કુંચી મુકી સલામ કરી બેઠો. શીરીનબાઇએ હીંદુ નોકર પાસે ગાયનું તાજુ દુધ જયન્તીલાલ સારૂ ગરમ કરી મંગાવ્યું અને આપ્યું; હરેક જણું એક બીજાની સલામતી લેતાં ચાહ પાણી તથા દુધ ઉડાવા લાગ્યાં. થોડીવારે ચાહ પાનની ક્રિયા ખતમ થઇ, છેવટે કોન્ટ્રાકટર શેઠ સાહેબે ખુંખારો કરી જયન્તીલાલને પ્રશ્ન કર્યો.

" કેમ જયન્તીલાલ આજ રોજ તમો બાવા દુકાનેથી મોડા આવીયા ? "

" સાહેબ આજ જરા મારા ન્યાતીલા ફ્રેન્ડો મને મળવા આવેલ હતા તેથી વાતચીતમાં જરા લેટ થયું, માફ કરશો ! "

" કાંઇ નહીં, એમાં શું થઇ ગયું; મેં તો સ્હેજ કવેશ્ચન પૂછીઓ હુતો, ભલેને બાવા તમે તમારી મેલે ગમે તેટલી વા-

નચિંત કરી જાહેર કરોને !"

"બાવાજી આજ કાલ કાંઇ જયન્તીલાલની તબીયત ઠીક રહે છે. જુઓને દીવસે દીવસે તેવન કેટલા પાતલા નબલા પરતા જાય છે."

"દીકરી પરીન, હું બી ધારૂંચ કે તેવન કાંઇ ગુપ્ત ચિન્તામાં સૂકાતા જાય છે !"

"મારૂં બી ટેવુંજ અનુમાન હોય છે. ટેમનું બોરી કેવલ બાવરીઆ જેવું પાતલું પરતું જાય છે !"

"બાવાજી કાંઈ ટેમને ઘરનું દુખ છે ?"

"નહીંરે દીકરી ટેમને ઘરનું કાંઈ દુખ નથી ! ઘરમાં કે બહારમાં ટેવન એકલા જાતેજ છે !"

"ટેમના બાવાજી અને માયજી ટેમની સાઠે કાંય નહીં રહેતાં ?

"ડીકરી પરીન, ટેમનાં માયજી અને બાવાજી ટો સોનાપુરમાં પહોંચી ગયાં છે !"

"ઑય બાપરે હું મરૂં ? ટેવન બીચારા ટારે ટો રીઅલી દુખી છે !"

"ટારે બાવાજી ટેમના વાઇફ ઘની આની છે કે નથી ?"

"ડીકરી વાંધોજ ટેમાં છે. ટેવન ઘની બદમાસ અને કમબખત છે !"

"શું તેવન જયન્તીલાલને નહીં ચ્હાતી ?"

"અરે કે ટો ઘની સુધારામાં આગલ વધેલી છે. ટેવન બી. એ. સુધી ટો ભનેલી છે, પણ ઘનીજ રાસ્કલ સુધરેલી

અને બિફ્રેલી છે !"

"તેવનનાં માબાપને જયન્તીલાલ કાં ઠાડ ફ્રીયાડ કરટા નથી ?"

"તેઓ બડાં કમબખ્ત છે. ટેમનું આખુ ફેમીલી હા-મીજ છે. સુધરેલુ વહી ગએલુ અને મગજ ફ્રેલ છે !"

"હાં........મારા સમજવામાં આવીયું. જયન્તીલાલની ચિન્ટાનો સઘલો ગોટાલો મેં જાનીયો ! બાવાજી ટમે ટેવનને કાંય મદદ નથી કરતા ?"

"મારાં ભલાં બ્હેન, તમારા બાવાજીની મદદથીજ હું જીવું છું, એમણેજ મારો હાથ પકડી મને સુખી કર્યો છે !"

"ડીકરી એવનને હું શું મદદ કરૂં ? ટેમને જે કાંઇ જોઇએ ટે હું આપું ! ટેવન કડી બી મારા આગળ કાંઇ બી માગતા નથી. ટો બી મને જે કાંઇ ટેમને જરૂરીઆટનું ચુસ-કુલ જનાય છે ટે ટમામ હું આપું છું !"

"નહિ નહિ બાવાજી એવનને ટમે પગાર સારો આપો !"

"એવનને મેં પંદર રૂપીઆમાં રાખ્યા હતા હજુ ટેમને રાણે પૂરો વરસદારો ઠયો નઠી તો બી મેં ટેમને પચીસ રૂપી-આ સુઢી પગાર પ્રમોટ કરી પ્રમોશન આપીયું છે !"

"પચીસના પચાશ કાંય નહિ કરતા ?"

"ધીરે ધીરે કે એકદમ ?"

"અરે શેઠ સાહેબ કાંઇ નહિ, બેન તો પરમેશ્વરનો અ-વતાર છે, તેમના બોલવા સામું ન જોશો આપની કૃપા એજ મારે પૂરતો પગાર છે ! આપની ચાહના એજ મારૂં પ્રમોશન છે !"

"જુઓ કેવા સાંફ ડીલના પ્રમાનિક જેન્ટલમેન તે
છે ? ગરીબ પ્રમાનિક અને સાચા ડીલના ભલા માનસનું ભ
કરવાથીજ ખોદા આપણું ભલું કરે છે અને ટેથીજ આપ
ફીડય હોય છે !"

"ધન્ય છે ડીકરી પરીન ધન્ય છે ટને ! ટારા સાફ ડી
પર હું ઘનોજ ખુશી થાઉં છું !"

"બાવાજી ટમે જયન્તીલાલનાં સાસુજી તથા સસર
આપના બંગલામાં બોલાવરાવો અમે ટેમને સમજાવીશું !"

"ડીકરી ટેવન બરાં ખરાબ. મિજાજનાં ખોલીઆં અ
સુધારાના સારથી બેવકુફ અને મીન માઇન્ડેડ છે. ટેવન કોઈ
ટરેથી સમજે ટેવાં નથી, ટેમાં જયન્તીલાલની ઓરત તો ખા
કરીને એક ફૅશનનો હુવારો છે અને ગુહારાનો ફૂવારો છે !

"ટો બાવાજી આપરે કોરટ ચરીને દાડ માંગીએ ટો પ
કેમ ?"

"ડીકરી તારૂં કહેવું બરાબર છે. કોરટથીજ આપન
અદલ ઇન્સાફ મલવાનો સંભવ છે !"

"ટો બાવાજી ટમે કાલને કાલ એક બારીસ્તર પા
જઇ નોટીસ જયન્તીલાલની વાઇફને ટાએ લેવા સારૂ લખા
રાવો અને ટેમના પર રજીસ્તર કરીને મોકલાવો ટો ટરત
વન પાંસરાં દોર જેવાં થશે !"

"ઓહ થેન્ક યુ માઈ ડોટર ટેં મને ઘનો સારો ઉપા
બટાવ્યો ! આથી આપની મુરાદ ઝટ હાંસલ આવશે; અ
જયન્ટીલાલ કોરટથી સારી રીટે ફાવશે !"

" સાહેબ આ બધા લાંબા વિચાર માંડી વાળો! જે મારા કર્મમાં લખ્યું હશે તે થશે! મારા સારૂ આપને આટલી બધી તસ્દી લેવાની કાંઈ જરૂર નથી. "

" જયન્તીલાલ ટમે ચુપ રહો, ટમારે બોલવાની કાંઇ બી જરૂર નથી. આ ટો અમે એક પુન્યનું સખાવટનું કામ કરીએ છીએ, કોઇ ડુખીયારાને સુખી થવાનો પ્રયત્ન કરવો ટે શું ખોટું કામ છે ? "

" પરીન બ્હેન તમારૂં કહેવું યોગ્ય છે; પણ મારા જેવા અભાગીઆ અને નિર્ધનીઆને વાસ્તે બંધએસ્તુ નથી. બેન કોરટનાં કામ કાંઇ નાનાં સુનાં નથી. "

" નહિ નહિ જયન્ટીલાલ અમારી વાટમાં તમે ખિલકુલ નાંકે બોલો; અમને જે ઠીક લાગશે ટે અમે કરશું ! "

" પણ મારાં અન્નદાતાઓ, મુરબ્બીઓ, સરકાર દરબાર જતાં ઘરબાર પારકાં થઈ જાય છે ! મારી પાસે તો એક ફૂટી બદામ નથી અને રહું છું એ ભાડાના ઘરમાં ! "

" ટેમાં શું થઇ ગયું, ટમારી તરફથી અમે લરીશું ! "

" પણ સાહેબ એ પુન્યનું કામ બીજા કાર્યમાં પ્રેરો ! સરકાર દરબારનાં ઘર કજીયા લડીને ભરવાથી શું પુન્ય થવાનું છે નાહક વકીલ બારીષ્ટરોનાં ગજવાં ભરવાનાં છે. "

" જયન્ટીલાલ ! વકીલ, બારીસ્તર અને સરકારનાં ગજવાં ભરવાથી પન જો ટમે સુખી થશો તો અમે મોટું પુન્યનું કામ સમજશું ! "

" સાહેબ હું બે હાથ જોડી વિનંતી કરૂં છું કે આ

વાત અહીંથી પડતી મુકો !"

"મી. જયન્ટીલાલ ટમે નાહક ગભરાઓ છો ! ટમા
ઓને ટાબે લેવાની ફરીયાદમાં ટમને કાંઈ ઝાઝું ખરચ ન
થાય, ખરચ ટેવનને ને સામા પક્ષને થશે !"

"પણ સાહેબ આથી લાભ શું ? કુતરાની પુંછડી વાં
તે સદા વાંકીજ રહેવાની ! જ્યાં મારા કર્મમાં સ્ત્રીનું સુખ
નહીં, ત્યાં ફાંફાં માર્યે શું વળવાનું ? દાદ ફરીયાદથી કાંઇ
અંતર નહી ઠરવાનું ! તેમાં તો નાહક ફજેત થવાનું !"

"અરે ઠારો કે ટેમાં ટમે ન ફાવ્યા ટો બી શું થઈ ગયું
એટી જમાનાને સારો ધડો મલશે ! જુથા સુધારાની ફજે
ઠશે અને લોકો સારૂં નરસું સમજટા ઠશે; અને સ્ત્રીઓ પ
ડાબ રાખટા ઠશે અને સ્ત્રી કેળવનીની સારી રીટે કીંમટ ઠ
યોગ્ય પ્રમાનમાં ટેનો ઉપયોગ ઠશે ! ટમે બીલકુલ ગભરાશે
નહીં !"

"ઉભા રહો જયન્ટીલાલ મને એક જુકટી સુજી આ
છે ! મારા ભાઇ નવરોજજી વાડીઆ મુંબાઈમાં એક સારા બ
રીસ્તર છે ! તેવનને હું ખાસ કરીને અમદાવાદ તેરાવી
અને ટમારા કેસમાં ટેમને ખાસ કરીને મફટ રોકીશ. ઘ
ભલા ઉડાર અને પરગજુ છે; ટેથી ખુશીટી આ કામમાં ભા
લેશે !"

"ઓહ યસ, વેલ રીમેમ્બર્ડ ! થીક યાદ આવ્યું.
બી તેવનને સારી ભલામન કરીશ, લ્યો જયન્ટીલાલ ટમે
છુટી ગયા ! જાઓ ટમારે ડીનમાન આજટી ચરટો ઠયો માનો

" સાહેબ આપ મારા વાસ્તે ઘણુંજ કરો છો ! આપના આખા કુટુંબની મારા ઉપર ઘણીજ ઉમદા પ્રેમ ભરી લાગણી છે ! આપ દરેક રીતે મને સુખી કરવાનો પ્રયત્ન કરો છો ! સાહેબ આવા અમૂલ્ય ઉપકારોનો બદલો મારાથી શી રીતે વળશે ? મુરબ્બી મારા શરીરના ચામડાના જોડા પણ આપ સારૂ શીવડાવું તો પણ તે થોડુંજ છે ! જગતમાં માબાપ પણ ન કરી શકે તેના કરતાં પણ તમે અધીક કરી દેખાડો છો; પરમાત્મા તમારૂં ભલું કરો !"

" જયન્ટીલાલ ટમે મારા બચ્ચાં છો, છોકરા છો. પરીન અને ટમારામાં હું કાંઇ બી ફેર સમજટો નથી !"

" સાહેબ પ્રભુ તમારૂં કલ્યાણ કરો !" કહી જયન્તીલાલ પ્રણામ કરી એદલજી શેઠનો બંગલો છોડી પોતાના ઘર ભણી વળ્યો; રસ્તે ચાલતાં તે મનમાં બોલવા લાગ્યો.

" કેવા દયાળુ પરમાર્થી અને ભલા શેઠ ? શી તેમની મારા ઉપર મમતા ? આખા કુટુંબનો કેવો મારા ઉપર ઉમદા પ્રેમ ? તેમણે મારા સારૂ કેવી જબરી લડત્તની બાથ ભરી ? અરે નસીબ હવે તું શો શો તમાસો કોરટમાં દેખાડીશ ? કેસર કેસર આ સઘળું તારા સારૂંજ થાય છે. તારા પાપમાંજ આવા ભલા માણસો લેવાય છે ! બેવકુફ નારી અંતે તારી ને મારી કોરટમાં અને જગતમાં ફજેતી થશે ! અરે પ્રભુ " આતે ફૂશશનો હવાડો કે ભાગ્યનો ભવાડો !" કહી જયન્તીલાલ ઘર ભણી વળ્યો !



# પ્રકરણ ૫ મું.

## નેહ લગ્નના મીઠા નેડા કે જીગરના જીવનના છુટા છેડા

દોહરો

નવિન કુધારા ધારિને કરે સુધારો સાર;
નરી નજી મુખ પર ઘસે જુની સુખડ નજનાર.

વસ્તુ શોભતી નથી, પણ પાત્ર શોભાવે છે, કેમકે મૃતિક પાત્રમાં દુધ હોય અને ભિક્ષુકના હાથમાં હોય તો છાશનોજ ભાસ કરાવે છે. દીનજનની કોટે સોનાનું ઘરેણું હોય તો તેને લોકો નિકલનું જાણે છે. શ્રીમંત છાશનું પ્રાશન કરતો હોય તે પણ તે દુધ મનાય છે અને ગૃહસ્થ રમણિની કોટમાં જુઠો અલંકાર હોય તો પણ તેની સાચામાં ગણતરી થાય છે.

કરમાંહી અંગડી કાચની રાચે ન યોગી કામિની,
મૂકયો મલાજો લાજનો ઘુંઘટ ગયા વેગે ભગી;
નાટક નિહાળે નેહથી એવે પુરૂષને એષણું,
સ્નેહે સભામાં સંચરે ગંભીર થઇ બેસે ક્ષણે.

જીતેન્દ્રિયપણું એજ ખરેખરૂં શૂરવીરપણું છે, વદનમાંથી નીકળતાં વચનને વગર વિલંબે ઝીલનારી એજ ગુણવંતી ગોરી છે, નીતિવાનનો સમાગમ એજ પરમ લાભ છે

**મૂર્ખની એક ક્ષણની સોબત મોટામાં મોટું દુઃખ છે, સમયનું વિસ્મરણ એજ જબરૂં નુકશાન છે અને ધર્મમાં પ્રીતિ રાખવી એજ અચળ સુખ છે.**

*　　*　　*　　*

સુધરેલા સાર સાર વિફરેલા વાર વાર;
માથે પડીઆં લટીઆં કાળાં અડવું કપાળ ચશ્માવાળા;
સ્ટોકીંગ બૂટ ને ચટકુ ચાળા સોટી ઝાલે છેલ છોગાળા.
કુકર્મ કરતાં નહીં ડરે તો વંઠી જાશે તેની નાર નાર નારઃ—૦
ચાલે ચટપટ કરતી ચાલ ઉઘાડા અલબેલીના વાળ:
ફેર જશે કાં લલાઇ ગાડે લાડા લાડી લડશે લાડે.
ફડાફડ લડશે લાકડીએ તડાતડ આવે આંકણીયે;
પહેલાં પીશે હળીમળીને પાછળથી કરશે મારામાર મારમારઃ—૦

નર્મદા નાટક.

*　　*　　*　　*

" નયનથી દિગંબરો હું ડગાવું,
સુરા સુજાણ મારી મોદ આણું. કરી પરવશ પ્રાણ.
પકડી જકડી પ્યારમાં ટંગાવુંઃ—૦
પુરશુ પ્રિતભર્યાં ગાઉં ગીત, હરૂં હળવે હળવે ચિત્ત
જુદો પંથ જગતમાં જગાવુંઃ—૦ "

કે. જે. ભટ્ટ.

**પુનર્લગ્ન કર્યાં, કરીને પણ પસ્તાણાં! જે ઉમંગથી કાર્ય આદર્યું તે પાર પણ પડયું નહિ; ઉનું ખાધું ને મોંમાં દાઝયાં! હાથનાં કરેલાં હૈયે વાગ્યાં! જીવતર સુધારવા ગઈ પણ ઉલ્ટી!**

પાંજરામાં પડી ! છુટમાં મ્હાલવાના અર્થે પણ અધવચ લું
ગઇ ! ન રહી ઘરની અને ન રહી બ્હારની ! ન રહી જુના
અને ન રહી નવામાં ! આતો અધવચ અંતરીયાળે ટીંગાઇ
રહી, છેવટે પડી કુવામાં ! મેં ધાર્યું કે પુનર્લગ્ન કરી સુ
થઇશું અને છુટથી મનમાને ત્યાં હરશું ફરશું; પણ આ
બેવડા દુઃખમાં પડી અને સો મણની બેડી કરમે જડી ! આ
બાઇને કોઇ લેનાર નહી અને બાઇને કોઇ દેનાર નહીં એ
અવળચંડો ઘાટ થયો. આ છેલશંકર વકીલ કરતાં તો મ
ભાનુશંકર હજાર દરજજે અધિક સારા ! મારા પરણેતર
સાદા અને ભલા વરના ઘરમાં મેં જે કાંઇ જોયું તેના કર
સોમા અંશે પણ આ નાતરાના છેલબટાઉ વરના ઘરમાં ક
ન જોયું ! આ વકીલ સાહેબની કોઠીમાં તો દાણોજ ન
બધોએ વ્યવહાર ઉગ્ગાથી ! મહીના મહીનાનું ધાન ઉગ્ગાર
આ પહેલી તારીખ આવી કે બધું ખાલીખમ, રાંડને કહી
કે તું તારે ઘરના ચારે ખુણે ઘુમ ! આ સાહેબને કહી કહ
લમણા થાકે ત્યારે માંડ માંડ પંદર દીવસનું અનાજ ઘર
આવી પાકે ! હું તો એમનો ઉપરનો ભપકો જોઇ લોભાઇ
પણ ઘરમાં આવી જોયું તો બધુંએ પોલંપોલા વાને પાણ
સાહેબના માથા પર જેટલા વાળ તેટલા તેમના માથે લે
દાર ! બહાર બજારમાં ફરવા નીકળે ત્યારે મોટા અમલદ
અને સાંજે ઘેર જાય ત્યારે જીવ કહાડે લેણદાર ! પહેરવ
કપડાં પણ પહરવાં મળે નહીં; તે પણ બહારના બજારનાં
ભાડાનાં ! કચેરીમાં જાય ત્યારે બુટ પાટલુન કોટ ચશ્માં

માથે હક્ષ્ણી ખોખાં, અને સાંજે ઘરમાં આવે ત્યારે નરકમ લૂખે લૂખા! ભાડાની ગાડી અને પારકી લાડી, રોજ વાડીઆં જઇ પીવા લેઇએ તાડી! ને કાંઈ પાંચ પચીશ પડયા ટોટ- લમાં તો તરત પરભાર્યા દોડે હોટલમાં અને બધુંએ હાયે બોર બોટલમાં! મારા બાપ, આવા અર્ધદગ્ધના લલાટમાં કંઈ મારી હશે છાપ! ફૂલ ફટાકીયા ફાંટમાં છાણું અને ઘેર જાય ત્યારે કલાડુ કાણું! મેં તો એમને ગાડી ઘોડામાં ફરતા જોયા ત્યારે આ અભાગીઆં લોચન તેમના પર મોહ્યાં; છેવટે પાને પડી ઘરમાં આવી જોયું ત્યારે રડયું જણાયું કે જીવતર બધુ એળે ખોયું! ઉપરથી ભભકો ને માંહી પોલંપોલા જયારે આંગળી ઝાલી આંગણે ચઢી ત્યારે ફાટી ગયા ડોળા! કોની ગાડી ને કોના ઘોડા મારા કરમમાં તો સદાયે જડયા કરજના જોડા! આ મારા પીટયા લેણદારો રોજ આવી બૂમ મારે પણ સાહે- બના કાન તો નજ ઉઘડે! સાહેબનો વ્યવહાર તો બધો ઉધારમાં ચાલે પણ આંગણે આવેલાને એક પાઇ પણ નજ આલે! આ પણ જમાનાની નવાઈ! ધીરનાર આંધળા ત્યાં લેનારનો શો વાંક? મારૂં પીટયું બજાર તે કાંઈ બૂટ પાટલુન કોટ ને ચશ્માામાંજ શાખ જોતું હશે! ખરેખર આજ કાલ જમાનામાં લાખની શાખ કપડામાં લેવાણી! પછી ભલેને કપડાં શાખ સારૂ રાખમાં થાય ધુળ ધાણી! હવે આ પાણીએ તે ચોખા શી રીતે ચઢશે? મારે તો તેમની જોડે ઘડી પણ નહીં બને! ઘડીએ એમને ઘરમાં રહેવું ન પાલવે! પાલવે શી રીતે? ઘેર રહે તો લેણદાર કાકા આવી તરતજ ઘેરે, માટે

સાહેબ તો બહારજ સીધારે; મોડી રાતે રંગ પાણી ઉડાવી અડબડીઆં ખાતા ઘરમાં આવે! આવા રીત રીવાજ મારે તો ન પાલવે! હમણાંજ સાંજવર્તમાનમાં એક જાહેર ખબર ખબર આવી છે કે તોરણગઢના દરબાર સાહેબને એક અંગ્રેજી સારી રીતે ભણેલી સ્ત્રી શિક્ષક રાજકન્યાને કેળવવા સારૂ જો-ઈએ છીએ માટે મારો જીવ પણ ત્યાંજ ભમે છે. રાજવળાનાં સુખ માણવાં હવે મનને ગમે છે! હવે ચાર પાંચ દીવસ વકીલ સાહેબના રંગ ઢંગ જોઈએ છીએ; જો તે તમામના પૈસા ટકા ચુકાવી પાંસરા ચાલે છે તો ઠીક છે નહી તો પછી તરતજ સુધારા સમાજમાં અપીલ કરી કરી છુટા છેડા મેળવી લઈશું! ઓહો આજ તો કાંઈ વકીલ સાહેબ વહેલા ઘેર પધારતા જ-ણાય છે; ઓહો એતો આવ્યા, લાવ જરા ગમ્મત કરૂં!"

"વકીલ સાહેબ આ તમારે તો સદાય બહાર ભટકવું! આવો! કઢંગો ચાલ તો મારે ન પરવડે."

"વેલ માય ડીઅર મને માફ કરો! હવે હું બહાર નહિ ભટકું!"

"હું પણ આપની માફી માગુ છું અને જણાવું છું કે તમે ભલે બહાર ફરો પણ તમારા લેણદારનો કાંઇ રસ્તો કરો!"

"વેલ માય સોલ તારે તેની કેર કરવાની કાંઇ જરૂર નથી."

"પણ તમારા લહેણદાર તો મારે માથે કેર કરે છે; ન બોલવાનું બોલે છે!"

"એવો સ્ટુપીડ કયો લેણદાર છે? તેનું મને નામ

આપની !"

"હું નામ આપું તેના કરતાં આપ સાહેબજ એક દિવસ રજાનો ઘરમાં રહી નામ શોધી કાઢો !"

"બહુ સારૂ મારી વ્હાલી હવે તેમ કરીશું ! ડીઅર કાન્તા તારી ખુશી તો ઓરજ છે !"

"બળી મારી ખુશી ! ખુશી તો કરજમાં ખાખ થઈ ગઈ!"

"કેમ પ્યારી એમ બોલો છો ?"

"આ જુઓને જ્યારથી હું તમારા ઘરમાં આવી છું ત્યારથી ખાવા પીવાનું અને પહેરવા ઓઢવાનું તેનું તો કાંઈ ઠેકાણુંજ મળે નહિ !"

"ડીઅર હમણાં જરા પ્રેકટીસ ઢીલી ચાલે છે ! વ્હાલી આજકાલ ઠંડા બજાર છે !"

"હા તે ખરૂં, પણ કાંઈ ખાવા પીવામાં ઢીલું ચાલે ?"

"શું કરીએ પ્યારી ! હું લાચાર છું, આજકાલ એક દરબારી કેસ આવવાનો છે; તે જયારે હાથમાં આવશે એટલે આંબો સારી રીતે ઝુડાશે અને હાથ અચ્છી રીતે ભરાશે !"

"પણ આ પેટ ન ભરાય તેનું કેમ ? !"

"નોનસન્સ, તું આડી રીતે મને પજવે છે !"

"હાસ્તો, ખાવા પીવાનું માગતાં તમને પજવણી લાગે છે ત્યારે તો પછી મારા ભાગ્યનો વાંક !"

"અરે હમણાં જરા મનીની વોન્ટ છે, તેટલા સારૂ તમે ઈકોનોમીથી ચલાવી લ્યો; કાલ સવારે દયાળુ પ્રભુ હાથ છુટો કરશે !"

" અરે પણ ઘરમાં ઘી થઇ રહ્યું છે; તેલ થઈ રહ્યું છે, બિલકુલ નથી અને કાઠી તો કાલ સવારેજ લાવવી પડશે !"

" આ સાહ્લુ' ઘરમાં આવ્યા કે હાળ ચોખાની મહોકાણ!"

" તમારે ઠીક છે, બારોબાર હૅાટલમાં જવું એટલે ચાલશે પણ મારે શી રીતે નભશે તેનો કાંઈ ખ્યાલ કરો ! ઘરમાં ચારે ખુણે નજર ફેરવો એટલે જણાશે કે હું જુઠી છું કે સાચી છું !"

" બાવા તારે મને આવો કંટાળો ન આપવો ! જરા હસબન્ડ પર મરસીફુલ થવું; આમ છેક મેનરલેસ ન થવું !"

" ઘરમાં જે કાંઇ જોઇતું હોય અને તે માગીએ ત્યારે તમને મેનરલેસ લાગીએ ખરૂં ને ?"

" ઑફ કોર્સ સો અલબત એમજ !"

" હાં અલબત ઑફ કોર્સ !"

" રીઅલી સો ખરેખર એમજ !"

" ઠીક ત્યારે આવતી કાલે હું સુધારા સમાજમાં તમારી વિરૂદ્ધ અપિલ કરવાની અને ડાઇવોર્સ માગવાની !"

" અરે હાં હાં માઈ વાઈફ આઇ બેગ યોર પારડન. આઇ ટો બેક માઈ વર્ડસ; મારી વ્હાલી હું તારી માફ માગું છું અને મારા બોલેલા શબ્દો પાછા ખેંચી લઉં છું."

" અરે છેલશંકર વકીલ સાહેબ ઘરમાં છે કે ?"

" અરે કોણ છે મેનરલેસ બ્રુટ ?"

" સાહેબ બ્રુટ પછી કહેજો, પણ પહેલાં બૂટના રૂપીઆ મૂકી દો !"

" અરે તમે લોકો કેવા જંગલી છો ! "

" તમારા જેવા ! "

" યુ શેઇમલેસ બેગર બોલતાં કાંઈ વિચાર નથી કરતો ! "

" સાહેબ શરમ વગરના ભિખારી તમે કે માલ ઘરમાં મૂકીને રૂપીઆ આપતાં હાંતીઆં કરો છો ! "

" હોલ્ડ યોર ટંગ નહિ તો મારો મિજાજ હાથથી જશે ! "

" તમારા મિજાજને નાખો ગટરમાં ! ચાનક લાગતી હોય તો રૂપીઆ ગણી દ્યો ! "

" અરે તારા રૂપીઆ લેજે, પછી શું લઇશ ? "

" ક્યાં છે, લાવો ! "

" જા પહેલી તારીખે આવીને લઈ જજે ! "

" તમારી પહેલી તો ઘણીએ ગઇ ! "

" આ પહેલી નહિ જાય, જા જરૂર આપીશ. ! "

" સાહેબ આ પહેલીમાં પેઢી ન જાય તેની ખાસ સંભાળ રાખજો ! "

" ઠીક, ઠીક, આવાએ અક્કલના આંધળા ઇડીઅટ કેટલા હશે ? "

" અરે વકીલ ઘરમાં છે કે ? "

" આ વળી કોણ આવ્યો ? "

" કોણ છે ? "

" સાહેબ હું લલવો ઘાંચી ! "

" કેમ અલ્યા, બોલતાં બોલતાં બ્હેંકયો કે શું ? "

" શું છે સાહેબ ? "

" યુ ઘાંચાસ લાઇક જીનીઆસ, ભૂત જેવા ઘાંચી વકીલ સાહેબ નથી કહેતા ? "

" પૈસા આપે એને સાહેબ કહેવાય, ન આપે એને કહેવાય ? "

" યુ ડેમ ફ્રાસ્ટ જાય છે ! "

" પણ જેને ઘેર પૈસાની ઉઘરાણી કરી કરી ટાંટીઆ ફરી જાય તેને સાહેબ કહેવાય નહિ ? "

" જ્યાં સુધી તમે સાહેબશાઈમાં રહો ત્યાં સુધી સાહેબ, નહિ તો પછી સાહેબના બટલરથીએ ભુંડા ! "

" તમે હિંદુ લોકજ જંગલી છો, રાસ્કલ છો, બોલવા ચાલવાનું તો કાંઈ નૉલેજજ નથી. તમારા લોકોની એક એક આંગળ ભરીને જીભ કાપી નાખવી જોઇએ ! "

" સાહેબ જીભ તમારીજ કાપી નાખો, એટલે ઉધાર લાવી ઘી ખાવાનું મન ન થાય ! "

" યુ લલવા તું ઈન્સાન થવાનો કે જન્મભર હેવાન રહેવાનો ? "

" હવે બધી લાયરી જવા દઈ અમારા ઘીના રૂપીઆ આપો અમે ઘી વેચી શું ગુનેગારી કરી ? "

" હવે જા છાનો માનો સીધો ઘેર જા, દસમી તારીખે તારા ઘીના રૂપીઆ લઇ જજે ! "

" સાહેબ એવી દસમી તો કેટલીએ ગઈ ! "

" આ નહીં જાય જા ! "

" અને સાહેબ જાય તો ? "

"તો ગદ્ધા એક વધારે ગણજે!"

"એટલે તમારે મારા રૂપીઆ આપવાજ નથી! મારા ભાઇ ના આપવા હોય તો સાફ ના કહી દ્યો!"

"ના ના આ હસમીએ તો જરૂર આપીશ!"

"એ જો, હવે નહિ ચાલે, નહી તો જોયા જેવું થશે!"

"આવાએ ગધેડા વેપારીઓની ગામમાં કાંઇ ખોટ હશે? સાલ્લું એક તો ઉધાર આપવું અને ઉપરથી મિજાજ કરવો એ કેમ બને? ચેલ વાઇફ જરા માંખણ ચોપડીને કેક આપને!"

"માંખણ તે કયાંથી લાવું?"

"પેલા ભોગીઆ સાચોરાને ત્યાંથી!"

"એ તો હવે ઉધાર નથી આપતો!"

"અરે ન કેમ આપે જા મારૂં નામ દે જે!"

"બધે તમારૂંજ નામ દઉં છું. કોઇ ઠેકાણે મારૂં નામ નથી દેતી."

"ચાલ ચાલ તું બધા બનાવીને જવાબ આપે છે!"

"સાહેબ હવે તો જમાનોજ અજબ આવ્યો છે કેમકે"

"આજ સમય અયસા હય જીસકા પાર નહીં તીલતા હય;
ઇશ્વર તો મીલભી જાતા હય મગર ઉધાર નહીં મિલતા હય."

તાલી:

"અરે વકીલ આ ઘરમાં છે કે નહિ!"

"કોણ છે?"

"અરે મારા ભાઇ તમારે તે અમારા દાળના રૂપીઆ

ક્યાં સુધી ઘાલી મુકવા છે ?"

"કોણુ મણીઓ હાળીઓ, અલ્યા તું વેપારી થઇને આવો તીસ્માર્ખાં ક્યાંથી થયો ?"

"તમારા જેવા નાગા ઘરાક મળ્યા એટલે !"

"સુ ગદ્ધા વિચારીને બોલ !"

"અરે તમે તે આદમી છો કે કોણુ છો ?"

"અલ્યા બોલતાં તો શરમ શાખ, હું ગમે તેટલો પણુ ગવર્નમેન્ટ સ્લીડર છું, તારી ખબર લઈશ."

"સાળી શરમ તે કેટલી ! પુનર્લગ્ન કરી મોટો જગન માંડયો તેમાં પારકા રૂપીઆ ઘાલી બેઠા છો ! બસ હવે નહિ ચાલે, અમારા રૂપીઆ ગણી દ્યો !"

"શું કાંઈ રૂપીઆ દેવાળાખાતે પડયા છે ? રૂપીઆ રૂપીઆ રૂપીઆ, રૂપીઆ લેશો બીજું તો નહિ લ્યો ?"

"એ તો તમને જાણ્યા, બીજું શું આપશો પાણા ? રૂપીઆ રૂપીઆ, રૂપીઆ; લ્યો લાવો રૂપીઆ ક્યાં છે રૂપીઆ ખાવા !"

"આવજો આજથી ચોથી તારીખે !"

"એવી ચોથી તો ચૌદ ગઈ !"

"આ નહિ જાય !"

"મારા બાપ તમે તો સાવ નાગા છો; ચોથીને દહાડે બાસી ચોથ ઉજવો છો !"

"અરે પણુ તમે તમારે ઘોડા પર બેસી આ ચોથીને દીવસે આવજો !"

" શું મારા નામની લોથ વાળવા ? "

" જાઓ ગો આવે, કમ ઓન ચોથી ! "

" આ મારૂ બેટુ ગો આવે અને કમ ઓનમાં બધું ઉંધુ વાળ્યું ! "

" અરે ભાઇ છેલશંકર વકીલ ઘરમાં ટળ્યા છે કે નથી ટળ્યા ? "

" મારા બાપ આજ તો મારા ભોગ મળ્યા ! "

" કેમ છે ! જોયો તડાકો ? લેણદારની મોટી ધાડની વાડ છેને ! તમે આટલી વારમાં અકળાઇ ગયા, ત્યારે મારી શી દશા થતી હશે ? "

" આએ મારા બેટા સામટા ખાઇ પીને મારી વાંસે મંડયા છે. એક ચુવેપેં સો સો બીલ્લે ! આજે લહેણદારોનો ક ફેડો ફાટયો છે ! આખું બજાર મારે ઘેર આજ આવ્યું છે ! "

" અરે ભાઇ વકીલ છે કે નહિ ? "

" હવે કેમ છે તમારે ! "

" અરે મારા ભાઇ તમે તે જાનવર છો કે માણસ છો ? આવા લાહરીઆ વેડા શું કરો છો ! એક દહાડાને વાયદે ખાંડ લઇ ગયા તેના આજે છ છ મહિના થયા પણ પત્તો નહિ, મારા ભાઇ ખાંડના પૈસા મૂકી દો ! "

" અરે તમે વહેપારી છો કે ભીખારી છો ? કાંઇ બોલવાની એટીકેટ તો શીખો ! "

" અરે ભીખારી તારો બાપ ! નાણાવટીની દુમ, ચટકો લાગતો હોય તો ગણી દે રૂપીઆ. " કહી એક ધોલ વકીલના

ગાલ પર ધરી દીધી; વકીલ સાહેબ ગોડીમડું ખાઇ ગયા અને કપડાં ખંખેરતા ખંખેરતા ઉભા થયા.

" અરે મારા ભાઇ વેગળો ઉભો રહીને વાત કર ! મોટો લેણુદાર છે તે જાણ્યો; શું આમ ધેલ મારવાનો લેણુદાર, રીતમાં રહીને વાત કર ! "

" અરે મોટાં રીતવાળાં, શરમ આવતી હોય તો રૂપીઆ મૂકી દ્યો ! વકીલને ઘેર નાતરે આવ્યાં છો તે તમને જાણ્યાં ! આટલી બધી ઝાંઝ ચડે છે ત્યારે ઉધાર ખાંડ ખાવાનો ચડસ શું કામ રાખો છો ? "

" ઠીક છે ઠીક છે હું તને જોઇ લઇશ, તારા પર હું ઘર પ્રવેશનો સુટ માંડીશ ત્યારેજ તું પાંશરો થશે ! "

" અરે આવા સુટના દમમાં ને દમમાં કેટલા ગરીબ દુકાનદારોનાં ઘર લુંટયાં; વકીલ સાહેબ અહીં તમારો દમ નહિ ચાલે ! "

" તે હું તને કોર્ટમાં બતાવીશ ! "

" એ કોર્ટનો ટેસ ખાંડવાળાને ત્યાં ન ચાલે ! કોર્ટ કોની ? કોર્ટ તો બધાયની છે ! હું તો એક જુદી ખોપરીનો છું ! "

"એટલે તને હું સારી પેઠે કોર્ટમાં મારા હાથ બતાવીશ!"

" એ તમે તો બતાવતાં બતાવશો પણ હું તો કાલ અગીઆર વાગે માણેકચોકના બજારમાં કપડાં ઉતારી લઇશ. આ દક્ષણી ખોખું અને સોનેરી ચશ્માં ટકામાંજ હરાજ કરીશ સમજ્યા ! "

“ બાપુ તું આમ તપી શું કરવા જાય છે? તું તારા રૂપીયા લેતો પરવારજે; જા ભાઇ પરમ દીવસે સાંજે આવીને મારી પાસેથી લઈ જજે.”

‘ તો સાહેબ આમ રીતમાં વાત કરો તો કાંઈ તોડ આવે? એક તો ઉધાર ખાવું અને ખાલી દમ રાખવો એ કદાપી ના બને! લેણુદાર જોઇને મીજાજ રાખવો!”

“ બહુ સારૂં ભાઈ તેં મને આજે નવું લેસન શીખવ્યું: પરમ દીવસે તારા પૈસા જરૂર પતી જશે!”

“ કાંઇ નહી સાહેબ, આમ રીતમાં વાત કરો તો અમને ખોટું ન લાગે. પરમ દીવસના કદી પંદર દીવસ થાય તો પણ અમારાં વેપારીનાં કાળજાં તો પત્થરનાં રહેવાનાં! લ્યો સાહેબ હું જાઉં છું, બોલ્યું ચાલ્યું માફ કરજો!”

“ કેમ વ્હાલી જોયો મારો રોફ! કેવો પાણી પાણી થઇ ગયો!”

“ અરે બળ્યો તમારો રોફ, આ રોફમાં ને રોફમાં બધું ખોળ્યું અને લાખ ટકાનું માન ધોલમાં રોળ્યું!”

“ પણ પછી તેના હાંજા કેવા ગગડી ગયા. માઇ ડીયર છેવટે તેણે માફ માગી હો!”

“ આટલા બધા લોકોના તાબીઆ વેઠવા તેના કરતાં ઉધાર ન લાવીએ તે કેવું સારૂં!”

“ અરે મારા જીગર માઇ લાલ ઉધારમાં તો આદમીની એક સાચી ક્રેડીટ છે!”

“ અરે બળી એ આબરૂ! એજ આબરૂ જતે દીવસે

બજારમાં હરાજ કરાવે, અને એક નાહાનના હાથથી શીર પર જોડાં ખવરાવે !"

"અરે ઉધાર અપાય કોનેએ તું જાણે છે? મારા જેવા ફક્કડ રોપ્રીને, સરકારી અમલદારને અને સાચા શાહુકારને ! નાગાને તો એક પાઈ પણ બજારમાં ન ધીરે !"

"પણ આપણે પોતીકુ ગજુ વિચારીને દેવું કરીએ તો પછી આ બધું સાંભળવાનો વખત આવે ?"

"તું તો ગાંડી છું, દેવું કોને માથે હોય ? ભાગ્યશાળીને માથે !"

"ભાગ્યશાળીને તો કાંઇએ ન હોય ! હોય બધું તમારા જેવા ફુલ ફટાકીઆને માથે !"

"અરે મોટા ધનોત્તરના બેટાને માથે પણ દેવું હોય. સરકારને માથે પણ પ્રજાની લોનનું દેવું હોય અને એક વ્યાપારીના માથે પણ સરાફનું દેવું હોય ! દેવા વગરનું તો કોઈ પણ બાકી ન હોય !"

"જુઓ પોતાનું પાપ છુપાવવાને માટે મોટા મોટાનાં છિદ્ર શોધવા માંડયાં છે !"

"અરે ઉલ્લુ, સ્ત્રી પુરૂષ તમામને માથે દેવું હોય છે; તું નથી જાણુતી કે જગતમાં જે પિતૃરૂણ અને પતિરૂણ કહેવાય છે તે તમામ દેવું કહેવાય છે; બોલ હવે બતાવ કોઈ છે દેવા વગરનું બાકી ?"

"હાય મારા બાપ આમાં પણ વકીલાત ચાલવા માંડી."

"દુનિયામાં વકીલાત વગરનો તો કાંઇપણ ધંધોજ

નથી."

"હવે કરજની ફીકર લેવા માંડી, કેટની સાઇડમાં ભરાયા તમારે તો કોઈ પણ વસ્તુમાંથી ગુણુજ ના લેવો!"

"અરે ગાંડી દેવું એ તો દુનિયામાં અનાદિથી ચાલતું આવ્યું છે; એ તો જેમ ચાલતું આવ્યું છે તેમ ચાલ્યે જશે, એની વિરૂદ્ધ બોલનારા મૂર્ખમાં ખપશે!"

"અરે પણ કોઈનું કાંઇ ચાલવું તેના પૈસા આપવા કે ન આપવા. બધાને હાથેળીમાં પ્રભુ દેખાડવા!"

"ઓ સ્ટુપીડ, આ જગતમાં આની પાઘડી આને માથે અને આની આને માથે એમ મૂકવામાં સરાફીનો વ્યવહાર ચાલે જાય છે. કોઈની કોથળીઓ ગણવા કોઈ જતું નથી. શાહુકારીની ખુબી જીભાનની સફાઇ પર રહેલી છે!"

"અરે સફાઈ નહિ પણ સચ્ચાઇપર રહેલી છે એમ કહો."

"અરે સચ્ચાઈ તો વ્યાપારને ઉંધો મારે! અને હાથતાળીથી વ્યાપાર ધમધોકાર આગળ વધતોજ ચાલે!"

"તમારૂં તે બોલવાનું કાંઈ ઠેકાણું છે! બસ, વકીલ થયા એટલે સહસ્ત્ર જીભવાળા અને પુષ્કળ કાવાદાવાવાળા લડવાડીયા એક આગેવાન થયા!"

"જી હાં, ધેર લાઇઝ ધી બ્યુટી! આ જમાનામાં કપડાંની શીલાઈ અને બોલવાની સફાઈ એ બેમાંજ ગૃહસ્થાઇ શાહુકારી અને સરાફી રહેલી છે!"

"અરે છેલશંકર વકીલનું ઘર કયાં છે?"

" આ રહ્યું, કોણ છે, જે હોય તે અંદર આવો ! "

" અરે, વકીલસાહેબ હવે તો અમારાં કપડાનાં નાણાં આપો. "

" જાઓ પંદરમીએ દુકાને આવીને આપી જઈશું; કહેજો તમારા શેઠને ! "

" અરે શું કહું મારૂં કપાળ ! તમારે તે સાહેબ કેટલી જીભો છે ? "

" એક. "

" તો મારા ભાઈ સાચો વાયદો કરોને ! શેઠ તો અમારો દમ કાઢે છે, એ તો કહે છે કે સાળા ગુમાસ્તા ઉઘરાણીજ જતા નથી; બારોબાર આમતેમ આંટા મારી આવી જુઠા વાયદા કરે છે. "

" તમે ઉઘરાણીનું નામ દઈ તમારા ઘરનું કામ કરતા હશો તેથીજ તમને શેઠ ખીજતા હશે ! "

" અરે સાહેબ તમારા જેવા બધા જુઠા વાયદા કરે છે એમાં અમે શું કરીએ ? શેઠની જીભ અને ગુમાસ્તાના ટાંટીઆ ! લોકોના વાયદા અને અમારાં બ્હાનાં ! નાગાની હા અને સાંધાની ના ! એમાં મરો અમારો છે ! "

" બહુ સારૂ ભાઈ જાઓ ! જરૂર હું દુકાને આવી કાપડના પૈસા ભરી જઈશ ! "

" ઓહ માય લોર્ડ ! મારા પ્રભુ આજ તો ગજબ થયો છે, તે દેવાદાર માણસે કદી પણ દીવસના ઘરમાં રહેવુંજ • જોઇએ! આજે હું રહ્યો એટલે સપડાયો; બસ કાલથી જે રહે

તે બેટા."

"પણ તમે બહાર ભટકશો, અમારી ઘરમાં શી વલે થશે?"

"તું પણ સમાજમાં ચાલી જજે, એટલે સઘળા આવી તાળું જોઈ ચાલ્યા જશે સમજી ડીયર!"

"સમજી! પણ તમે આવાં રેતમાં નાવ ક્યાં સુધી ચલાવે જશો?"

"જ્યાં સુધી ચાલશે ત્યાં સુધી ચલાવીશું! લે વ્હાલી હવે હું જરા મારા ફ્રેન્ડને ઘેર જઇને આવું છું!"

"બહુ સારૂ, વ્હેલા આવજો, ઝાઝુ મોડું ના કરશો, મને તો તમારા વિના એકલું ઘરમાં બીલકુલ નહિ ગમે!"

"તું જરા ફોનોગ્રાફ વગાડી ગાયન સાંભળજે, હું સપાટામંધ જઈને આવું છું!"

"બહુ સારૂ વ્હેલા પધારજો!"

"હાશ....પાપ ગયું, મને પજવી મારી! મારા રોયા લેણુદારોએ મારો જીવ લીધો! મારે ક્યાં એમના પર છાપ મારી છે? જ્યાં સુધી બન્યું ત્યાં સુધી બન્યું, નહીંતો પછી સમાજ તૈયાર છે! આમની સાથે તો ઘર મંડાઈ રહ્યું. હવે તો બસ રજવાડામાં જવું અને ત્યાં જઇ સ્ત્રી શિક્ષક તરીકેની નોકરી કરવી! કોઇની પણ તાબેદારીજ નહીં! ચાલ જીવ હવે જરા બે ઘડી આરામ કરૂં!"

"અરે વકીલ સાહેબ છે કે?"

"વળી આ પાપ કોણ આવ્યું!"

" અરે કાન્તાગવરી ઓપન ધી ડોર ! "

" ઓહો કોણ મનહરલાલ ? "

" જી હા, વકીલ સાહેબ ક્યાં ગયા ? "

" આવો, આવો, તમે તો આજ ઘણા દીવસે પધાર્યા ! સાહેબ તો બહાર ગયા છે. "

" ક્યારે આવશે ? "

" હમણાં આવશે ! "

" ઠીક ત્યારે આટલામાં હું જઈને આવું છું ! "

" અરે જવાય છે ! આમ તો આવો ! હમણાં વકીલ સાહેબ આવશે ! બેસો, રાહ જુઓ, હમણાં આવશે ! "

" પણ ગયા છે ક્યાં ? "

" જ્યાં ગયા હશે ત્યાંથી ઝટ વહેલા આવશે. બેસો જવાય છે ! "

" ના ના હું તો હવે જઈશ ! "

" અરે મારા સમ જાઓ તો ! આમ શું કરોછો ? હવે હું ચાહ મૂકું, ચાહ પાણી પી પાનસોપારી ખાઇને જાઓ ! "

" તમે આટલી બધી તસ્દી શું કામ લ્યોછો ? "

" એમાં તસ્દી શાની ? અમે આવીએ છીએ ત્યારે તમે કેમ તસ્દી લ્યો છો ? "

" કાન્તાભાભી તમે તો ખુબ કરી ! જેટલું બોલ્યાં હતા તેટલું કરી દેખાડયું ! સુધારામાં આત્મભોગ તમે સારી રીતે આપ્યો ! પુનર્લગ્નની તરફેણમાં તમે જેટલું બોલ્યાં હતાં તેટલું દુનિયાને તમારા દષ્ટાંતથી સિદ્ધ કરી બતાવ્યું ! "

" હા પણ હું મારા પ્રયત્નમાં નિષ્ફળ થઇ."

" એમ કેમ ?"

" આ વકીલ સાહેબ મળ્યા, પણ ઢંગ વગરના મળ્યા: કોઈ પણ પ્રકારનું વ્યાવહારીક જ્ઞાન તેમનામાં દ્રષ્ટિગોચર થતું નથી !"

" કેમ તમને દુઃખ દેછે ? જો એમ હોય તો મને કહો; હું તેમને ઠપકો દઉં !"

" દુઃખ તો એ શું મને દેતા હતા ! પણ આતો ભરમ ભારી અને ખીસ્સા ખાલી છે !"

" કેમ કાંઇ પ્રેકટીસ બરાબર ચાલતી નથી ?"

" અરે ઉંધી એમની પ્રેકટીસ, એમને માથે દેવાનો પાર નથી. જે કાંઇ કરે છે તે તમામ ગજા ઉપરાંત કરે છે."

" શું એમને માથે કરજ થયું છે ?"

" હા....એનીજ પંચાત છે ! કરજ તો કરજ પણ માથે વાળ એટલું કરજ ! રોજ વ્હાણું વાયું કે લેણદારની ધમાલ !"

" ઓ તારીની ! આવી સ્થિતી તેમની થઈ ગઇ છે !! બહાર નીકળે છે ત્યારે રોફ તો મોટા બારીષ્ટરનો રાખે છે !"

" ખાલી રોફ કેટલા દહાડા નભે ! ખીસ્સામાં દમડી વગર દમ કયાં સુધી ચાલે ?"

" ત્યારે તમે કાંઇ શીખામણ કેમ નથી દેતાં ?"

" હું તો એમને પાને પડીને પસ્તાણી !"

" પાણી પીધા પછી ઘર પુછાય ?"

" અરે તમારા જેવા અલબેલા સાથે પુનર્લગ્ન કર્યું હોત

તો મારો ભવ સુધરી જાત!"

"હશે હવે જે કાંઇ થયું તે ના થયું થાય! જે જડયું તેનું જતન કરી સંભાળી લ્યો; અને બગડતી સુધારી લ્યો!"

"હું તો હવે ટુંક વખતમાંજ ડાઈવોર્સ લેવાની! તો તેમની જોડ ઘડી પણ નહીં બને!"

"હશે હવે યુક્તિ પ્રયુક્તિ કરી ઘરસંસાર નભાવી લે

"લ્યો મનહરલાલ બિરાજો આ ચેર પર! હું ર પ્યાલા લાવી તમારા સારૂ ચાહ કાઢું!"

"ઓહ થેન્ક યુ ફોર યોર કાઇન્ડનેસ એન્ડ લવ! ત હેત અને માયાળુપણાને વાસ્તે હું આભાર માનુછું!"

"લ્યો સાહેબ આ ચાહ પીઓ, કેવો સરસ બન છે તે જુઓ!"

"ઓહ ઇટ ઈઝ વેરી નાઇસ! તે ઘણોજ સુંદર છે! લ્યો તમે પણ પીઓ!"

"ના વ્હાલા તમે પીઓ!"

"હેં હેં શું બોલ્યાં?"

"મારા વ્હાલા, મારા જીગર, મારા પ્રાણ તમે પ ચાલો હું તમને પાઉં!"

"ભાભી સાહેબ આજ તો મારા પર તમે ખુશ થઇ ગયાં છો. લ્યો રસિકલાલ પીઓ!"

"ચાલો તમે પણ પીઓ!"

"હા ચાલો આપણે બંને સાથે પીએ! એક ચ

તમે મને પાઓ અને એક ચમચી હું તમને પાઉં!"

"ઓહ ભાભી આજ તો જૉય જૉય! આનંદ, આનંદ!"

*     *     *     *

"રસિક રીઝવો રસીલીને છબીલા આ છબીલીને
રંગીલા આ રંગીલીનેઃ—રસિક રીઝવો૦
પિયુ પિયુ કરી કળીમરે ભોગી કયાં ભટકાય,
પ્યારા દેખી પાસમાં અંતર આ હરખાય;
ફરી ખુશ થાય ખીલીનેઃ—રસિક૦
રસીલી નારનો જે પ્યાર સકળ સંસારમાં એ સાર,
મઝા શૃંગારની લેનાર સફળ તેનો ગણું અવતાર;
તમે દીલદાર તું હૈયા હાર
અધર રસરાજ ઝીલીનેઃ—રસિક૦" શારદા નાટક.

"વાહ વાહ ભાભીસાહેબ ધન્ય છે તમારા લગ્નને! તમારા જેવા ખીલતા કુસુમની કીંમત જે કોઇ ના કરે તેના નસીબનીજ ન્યુનતા કહેવાય! હું તો તમને જોઇને આફરીન આફરીન થઈ જાઉંછું!"

"હું પણ મારા વરણાગીઆ તમારા પર વારી જાઉંછું! જહુલા તમારી તો બલિહારી છે! તમે મેનાંભાભીને બહુ સારી રીતે રાખોછો! હરેક રીતે તેમને તમે મનાવો છો! અને સુધારાનું સાચુ સુખ આપોછો!"

"એ મેનાં આ રસિલી કાન્તાની તોલે ન આવે!"

"ત્યારે એ છેલશંકર પણ મારા મનહરલાલની તોલે નજ આવે!"

" ભાભી તમારો તો લટકોજ જુદો છે ! "

" વ્હાલા તમારો ચટકો તો જાદુ ભર્યોજ છે! જ્યાં તમ
જોયાં કે ગોળ ગોળ ! "

" વ્હાલી તારો રંગ તો નિરાળોજ છે ! "

*     *     *     *

" દીલદારના દર્શન વિના બીજું મને ગમતું નથી;
પુતળી પેઠે નજદીકમાં બેઠા વિના ગમતું નથી.
મુખચંદ્ર શોભે ઝગહળી ઝરતું સુધા જ્યાંથી વહી:
તે મુજ ચકોર ગરીબને પીધા વિના ગમતું નથી.
કુદરત તણી બલિહારી ત્યાં હું રમુ રંગીલા રંગમાં;
પણ હાય ભરચક રંગ તને છાંટયા વિના ગમતું નથી.
છો માલારા નોંધે ગુન્હાઓ નિંદકોને દફતરી:
પણ મસ્ત તુજ દરબારમાં આવ્યા વિના ગમતું નથી.
શો મોહ દુનિયાનો કરૂં દુનિયા દીઠી દો રંગમાં;
પણ માલારે તો તાલારા એક રંગ વિના ગમતું નથી. "

ડ. ડ. ધ્રુ.

" ધન્ય છે આવા રત્નના સરજાવનારને ! અને ધન્ય છે
આવા રત્નને જાળવી રાખનારને ! "

" ધન્ય છે રત્નની પરીક્ષા કરનાર ઝવેરીને ! અને ધન
છે રત્નના ઉપભોગ કરનારને ! "

" વ્હાલા તમને જોતાં મારા જીવને કાંઈ કાંઈ થઈ જા
છે ! મારાં ચક્ષુઓ કાંઈ ઓર તરેહના રંગમાં રંગાઈ જાય છે
હૃદય હૃદયગાનના એક તાનમાં ગુલતાન થઈ જાય છે; વ્હાલ

હવે તો જુદાઇ ન રાખશો !"

"જુદાઈ છે ક્યાં ? જગતના વ્યવહારમાં જુદાઈ છે; પણ પ્રેમના બજારમાં એકચતા છે !"

"વ્હાલા ત્યારે તો તમે મારા અને હું તમારી ! મારા વ્હાલાની બોલું સદા બલિહારી !"

"હેચો ભાભીસાહેબ તમે તો દીલનાં ખુબ ભોળાં છો ! દીલ આપવા બેસો છો ત્યારે બધું આપી દ્યો છો !"

"સલુણા સાહ્યબા હું તો હવે તમારી થઇ, કેમકેઃ–

* * * *

'રહી જુદાઇ નહિ રસીલી રહી જુદાઇ નહિ,
ભેદ ભાવ ટળી જતાં રહી જુદાઈ નહિઃ–રહી.
અહા મધુર મોહન રસ સુખપ્રદ એકતા જહીઃ–રહી.
તો તું લજ્જાએ શાને શાણી શરમાય શાને,
વદનકમળ રસીલું મોહન શું નમાવી રહીઃ–રહી.
નિચાં શાં નેણુ ઢાળે કાં તું કતરાતી ભાળે,
દૃષ્ટિથી તું હરીણી નયની મધુર વરણી;
રસની ઝરણી શું વહી વહી.........રહી." ક. દ. ધ્રુવ.

કાન્તા અને મનહરલાલ ચ્હાપાણી પીને વાર્ત્તાવિનોદમાં મશગુલ થયાં; કાન્તા નીચે બારણાની સાંકળ વાસવી ભૂલી ગઇ હતી. મનહરલાલની જવાની જીકમાં કાન્તાને કમાડ વાસવાં બીલકુલ છેવટ સુધી યાદજ ન આવ્યાં, મનહરલાલ પણ પોતાનો દરજ્જો તથા ધર્મ ભૂલી જઇ કાન્તાના પાસમાં ફસાઇ લટ્ટુ બની જઇ કાન્તા જેમ નચાવા મંડી તેમ નાચવા લાગ્યો. આ ઉભય પાત્રોના રસરંગની બહારમાં કારમા છેલ

શંકર વકીલ ગુપચુપ આવીને એકદમ ઉપર તેમના સમક્ષ ઉભા રહ્યા. કાન્તા અને મનહરલાલ છેલશંકર વકીલને જોઈને આભાંજ બની ગયાં; મનહરલાલ તો ખુરશીમાં ને ખુરશીમાંજ શબવત્ ઠરી ગયો. છેલશંકર વકીલનો મિજાજ મનહરલાલને જોઈ ફાટી ગયો અને એકદમ લાકડી ઉગામીને મનહરલાલને મારવા ગયો.

"અરે અભાગીઆ મનહર! મારી દોસ્તીનો આવો અવળો ઉપયોગ તું કરવા તત્પર થયો ? મારી ગેરહાજરીમાં મારા મકાનમાં આવી મારી સ્ત્રી સાથે હલકી વર્તણુક ચલાવવા તું તૈયાર થયો ? આખરે ભાઇબંધ થઈ ભાઈબંધનુંજ ઘર મારવા તુ ઉભો થયો ? પાપી ફીટકાર છે તને ધિઃકાર ધિઃકાર તારા જેવા નરાધમને પારાવારા ધિઃકાર છે. ચાલ ચંડાળ એકદમ મારી નજર આગળથી તું દૂર થઈ જા નહિ તો તારો વધ કરીશ; તારૂં ખૂન કરીશ ! અરે ! તારૂં લોહી પીશ." કહી સડોસડ લાકડીથી મનહરને ઝુડી નાખ્યો. મનહરલાલ" મુગે ખાધેઃ ગોળ સ્વાદ કોને કહેવાય " એની માફક મુંગો મુંગો મુઠીઓ વાળી જીવ લઈ માણી માગતો દાદરપરથી ઉતરી ગગીઆરા ગણી ગયો. છેલશંકર વકીલના ડોળા કાન્તાને જોઈને ફાટી ગયા.

"કેમરે દુષ્ટા ! તું મારી ગેરહાજરીમાં મારા ભાઈબંધ સાથે આવા અનાચાર કરવા તૈયાર થઇ ! શરમ શરમ શરમ છે તને ! ઢાંકણીમાં પાણી લઈ ડુબી મરો."

"અરે શરમ છે તમને કે એકદમ બે જણુ વાત કરતાં હોય ત્યાં આવી ચઢયા ! તમારી આવી વર્તણુકને વાસ્તે હું

ઘણી દીલગીર છું !”

“ હું પણ તારી આવી અયોગ્ય ચાલ ચલગતને વાસ્તે ઘણો દીલગીર છું ! તને એકવાર અત્યારે પારડન આપું છું.”

“ હું પણ તમને તમારા પહેલા ગુન્હાને વાસ્તે ક્ષમા કરૂં છું. સ્ત્રીઓને વાસ્તે આવો અધીરો જીવ રાખવો અને તેના પર વાતે વાતે વહેમાવું એ ઘણુંજ ખરાબ છે !”

“ અરે પણ મારે તો તમારી સાથે બનવાનુંજ નથી હું તો કાલ ને કાલ સમાજમાં જઇ ડાઇવોર્સ લેવાની સમજ્યા ! તમે મને દુષ્ટા કહેનાર કોણ ? મને ધમકી આપનાર કોણ ?”

“ અરે, જા જા બેવકુફ ! ડાઇવોર્સ જો કાલ લેતી હોય તો આજેજ લઇ લે. આઇ ડોન્ટ કેર ફોર યુ, હું તારા વાસ્તે કાંઇ પણ દરકાર રાખતો નથી. મારે ઘણી સ્ત્રીઓ છે !”

“ ત્યારે હું પણ તમારા સારૂ કેર કરતી નથી ! લ્યો સાહેબજી છેલ્લી સલામ !” ચડસાચડસી વધી જવાથી કાન્તા તરતજ પોતાની ટ્રંક લઇ વકીલસાહેબને સલામ કરી ચાલી નીકળી. આમ વકીલસાહેબ પણ કાન્તા પ્રત્યે તીરસ્કાર દર્શાવતા ગુપચુપ તેના ભણી જોઇ રહ્યા. કાન્તા ગઇ કે તરતજ બારણાં બંધ કરી વકીલસાહેબ મેડા પર ચઢી એક આરામ-ચૅર પર પડી કાન્તા પર ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યા. નાતરીઆ વિવાહનો અંત અંતે નાતરામાંજ આવ્યો વિજ્ઞ વાંચકો આતે “ નેહ લગ્નના મીઠા નેડા કે જીગરના જીવનના છુટા છેડા ?”



# પ્રકરણ ૬ ઠું.

## ધંધાના કેહાપા કે જમાનાના ઝપાટા ?

### દોહરો.

જુના જડ રૂપે થયા, ફરકે નવલ નિશાન;
નવા નવલ રંગે ફરી, મહિતળમાં લે માન.

પૃથ્વી અનેક રત્નોથી યુક્ત છે, છતાં પરિક્ષકના અભાવે તે ધુળ નીચે ઢંકાએલાં રહે છે, લાયક ઝવેરીજ ઉત્તમ રત્નોની લાયક કીંમત આંકી શકે છે. ભિખારીને કદાચ સ્ફટિકમણિ સાંપડે તો તેને તે સુંદર પત્થર સમજી ભેંસને કોટે લટકાવશે, પણ જો તે લાયક ઝવેરીના હાથમાં જશે તો તે મહાન ભુપતિના કંઠાભરણમાં બિરાજવાને ભાગ્યશાળી થશે.

અસિલો થકી વકીલો વધ્યા રોગી થકી ડાક્ટર ઘણા;
વિદ્યાગુરૂ છે આજ શુદ્રો વૈશ્ય વિપ્રાદી તણા.
મુળ ચારમાં ભણિ ચૌદને આજે અગણ ન્યાતો થઇ;
જ્ઞાતિ તુટીને તડ પડે આગાહિ અસ્ત તણી સહી.

બિલોરી કાચનો કટકો ભલેને ઝળાં ઝળાં કરી રહ્યો હોય પણ તે કાચજ છે, કોડીના મુલ્યનો છે, અને કોહીનુર કદાચ મલિનતા–શામતાથી ઘેરાએલો હોય તો પણ આખર

તે અણુમોલ રત્નજ છે. ભભકો ભાળીને ભોળાઓ મોહિત થાય છે પણ જ્યારે ભોપાળું ખુલ્લું પડે છે ત્યારે મોહ પામનારા પસ્તાય છે.

* * * *

" અજબ જમાનો નવિન નજરમાં આજ કાલ ચડતો
સસલાને કીચડમાં દાબી હાથી કચડતો;
ક્રોડપતિ કંગાલજ કેરી થાપણ્ ઓળવતો.
ગુલાબને દાબે છે કેવો હજારીઓ ગોટો;
અન્યાયી ગાદી તકીએ ને ન્યાયી દોરી લોટો. "

ઉમાદેવડી.

ઔલીઆના અવતાર તરીકે ઓલેખતા અહમદશાહની નેક સલ્તનત દર્શાવતા અલબેલા અમદાવાદમાં વિકટોરીઆ-ગાર્ડન ખરેખર વિક્ટોરીઅસ અને ગ્લોરીઅસ જયકારી અને જશકારી વાડી તરીકે મનાય છે. જળમય પ્રદેશની પાસેના સ્થળોની હવા વૈદક નિયમ પ્રમાણે વધારે સારી અને આરોગ્યમય ગણાય છે. તેમાંએ અસ્ખલિત રીતે વહન કરતા વારી પ્રવાહની સમીપના ચોગાનોની હવા ઘણીજ ઉત્તમ અને ખુશકારક લેખાય છે. ઉત્તમ ખોરાક, સારૂ પાણી અને નવાં કપડાંથી મન ઉપર જેટલી સારી અસર થાય છે તેના કરતાં ઉત્તરોત્તર અધિક અસર સુગંધમય અને શિતળ હવાથી થાય છે. બાગ બગીચા, તળાવ અને સરિતા આદિ જળમય સ્થળોમાં શોખીનોની જે ગીરદી જોવામાં આવે છે તેનું મુખ્ય અને મજબુત કારણ ઉત્તમ હવા છે. સારા સારા શહેરોની આબા-

ઢીનો આધાર મુખ્યત્વે કરીને હવા અને પાણી ઉપરજ રહેલો છે. મોટી કોરપોરેશનો, મ્યુનિસિપાલીટીઓ, વોટર-વર્ક્સો. અને ગટર કનેક્શનોના મંડાણનું કારણ અને રૈયતના કર વેરાના પૈસાનું ધારણ ફક્ત ચોખ્ખી હવા અને પાણી એજ છે. વિશાળ અને ગંભીર સરીતાઓ એજ શહેરની પ્રજાના આરોગ્યની જીવનદોરી છે. નદીઓની ન્હેરો એજ રૈયતના સાચા સુખની લ્હેરો છે; એજ પ્રમાણે રમ્ય રાજવૈભવમાં રાજતા અને આબાદાનીમાં આગળ વધી વધીને ગાજતા રાજનગરની સાહ્યબીનું કારણ ફક્ત પતિતપાવની પાપવિમોચની સાબરમતી સરીતાજ છે.

પુન્યવતી અને ભગવતી સાબરમતી નદીના ત્રટ પર આવેલ રાજમાતા શ્રીમતી વિક્ટોરીઆના વિજયી નામાભિધાન ધારણ કરેલ વિક્ટોરીઆ ગાર્ડન આજકાલ અમદાવાદમાં ઉત્તમ હવાના સુંદર અને ખુશકારક નંદનોદ્યાન અમરવાડી તરીકે આનંદ અને શાન્તિસદન રૂપ થઈ રહીછે. સવાર સાંજ વિલાસી અને શોખીન દંપતિઓનાં ટોળેટોળાંથી આખી વાડી ઉભરાઈ જાય છે. આખી વિક્ટોરીઆ ગાર્ડનમાં કુંજભુવન, બેન્ડ સ્ટેન્ડ કમ્પાઉન્ડ અને નદી પાસેની રળિયામણી અટારી એ ત્રણ સ્થાન ખરેખર શાન્તિ અને આનંદનાં પરમ ધામ છે. શિયાળાની સવારમાં સુગંધીદાર ફુલડાંઓની મીઠી હવા બેન્ડસ્ટેન્ડ કમ્પાઉન્ડમાં બેઠાં બેઠાં સારી રીતે મળી શકે છે. ઉનાળાના અંગાર વરસાવતા બપોરમાં કુંજભુવનમાં શાન્તિની મીઠી લ્હેરો સારી રીતે મળી શકે છે, અને ચંદ્રસજ-

ની પૂર્ણ ચંદનીમાં શાન્તિસુધાની ઝીણી અને મીઠી ફુર ફુર ઉડતી જેરો નદી પાસેની રળિયામણી અને સોહામણી અટારીમાં મળી શકે છે, આખા રાજનગરમાં વિક્ટોરીઆ ગાર્ડનની હરીફાઇ કરી શકે એવું એક પણ સ્થાન ચોખ્ખી હવાનું નથી.

આજ રોજ ખગ્રાસ સૂર્ય ગ્રહણનો દીવસ છે. આખા શહેરમાં પાકી છે. કોરટોમાં પણ રજાનો દીવસ છે. નાનાથી મોટા તમામ જેમ આવે તેમ ભટકવામાં દીવસ ગુજારે છે. ભિખારીઓ રૂપાદાન, વસ્ત્રદાન, ત્રાંબાદાન, અન્નદાન વગેરે વિવિધ પ્રકારનાં દાન દર્શાવતા મોટા બરાડા પાડી ભીખ માગી ગ્રહણ ગજવે છે, સ્ત્રીવર્ગ ઘરને લીંપવા ગુંપવા અને ધોળવા ધોવામાં ગ્રહણ ઉજવે છે, અને પુરૂષવર્ગ નદીએ ન્હાવા ધોવામાં તથઃ બહાર બજારમાં હરવા ફરવામાં ગ્રહણ ઉજવે છે. વિક્ટોરીઆ ગાર્ડનમાં પણ આજ રોજ સંખ્યાબંધ યુવકો મજા મારવા નીકળી પડેલા છે. અન્ય જાહેર તહેવારના દીવસોમાં નોકરીઆત માણસો અને વિદ્યાર્થી વર્ગજ બાગબગીચાની રહેલ મારી શકે છે. ધંધાદારીઓ ધંધાની પેદાશમાં હરવા ફરવાની મજાથી વિમુખ રહે છે; પણ બજારની પાકી અને ગ્રહણના દીવસોમાં તમામ કોમ હરવા ફરવામાંજ દીવસ ગુજારે છે; અર્થાત્ આજ રોજ વિક્ટોરીઆ ગાર્ડનમાં ચોરાશી બંદરના વાવટાનાં દર્શન થાય છે. મન પસંદ તીખી મીઠી અને કડવી ચર્ચા ચલાવતા શોખીનો ગાર્ડનમાં એક પછી એક એમ દાખલ થાય છે અને બગીચાની ચારે કોર જ્યાં

મન ઠરે ત્યાં ઘુમે છે.

" મી. મનુભાઈ ! દીવસે દીવસે વખત ઘણો બારીક આવતો જાય છે, જુઓને યાર.

* * * *

" જમાનાની બલિહારી અજબ જણાય ભારી;
દેખાદેખી કરવામાં ડા'પણ સૌ માને છે.
નફા કે ટોટાનો કાંઇ વિચાર કરે ન જરી:
ગતાનુગતિક બની જન સૌ વખાણે છે.
રીતિને રિવાજનું વહન એવું થઇ પડયું;
પરિણામે દિપે મ્લાન વદનના માનવી.
દિસે ઢમઢોલ હોય માંહે પોલંપોલા એવી;
ફેશનની ફીશીઆરી કહો શું વખાણવી ? "

નદીશંકર વૈદ્ય

" યસ મી. રમુભાઈ યુ આર ક્વાઇટ રાઇટ. જમાનો ઘણોજ આગળ વધતો જાય છે. ફેશન ઘરે ઘરમાં આંખ મીંચી ઘુસતી જાય છે અને સુધારો ઉછરતી પ્રજામાં ચોગરદમ ઘુમતો જાય છે; ગૅાડ નોઝ કે હવે શું થશે ! સાલ્લું ધર્તીંગ તે કાંઈ થોડું ઘણું છે, હીઅર હીઅર,

* * * *

" નાટક ચેટક અને નવેલી નારીના પ્યાસી:
અત્તર ફુલેલ પાનપટ્ટી તણા શોખીનો.
માથે વાળ વધારીને ચટી પટી પાડી સેંથી;
ચડી અને બુટ વળી ઠાઠમાઠ છત્રીનો.

ઘરમાં ન નાણું તોય ન્હાણું ન્હાતાં ચાની પ્યાલી;
બિસ્કુટ આનંદ સાથ હોટલમાં માગવી.
નાણાં તણી તાણ પડે છેવટ લાચાર બને;
ફેશનની હોશિયારી કહો શું વખાણવી ? ”

મહીકાંઠા ગેઝેટ

“ સાહેબજી બાવા મી. બચુભાઇ તમે શાના રાગડા તાણવા માંડયા છે ? ”

“ સાહેબજી મી. ચીચુબાઈ, જમાનાના નામની મેં તો પોક મૂકવા માંડી છે ! ”

“ મુકો બાવા મુકો, સુધારાનાં નીચા વળી વળી બે હાથ પહોળા કરી છાજીઆં લ્યો એટલે તમારૂં ભેજું ઠંડુ થશે બાવા, સમજ્યા ! અન્ડરસ્ટુડ યુ ! ”

“ મી. હવે તો વાત વધી ગઈ; જુઓ.

* * * *

“ તમે ખુશી અમે ખુશી એટલુંએ જણવામાં;
પત્તું નહીં ચાલે પણ પાકીટજ જોઇએ.
વળી ચાર ચાર રોજે લેટરનો ખાસ ધારો;
કહે શું છે પત્ર તે ટપાલે મન મોહીએ.
હોય નવરોજ તોય ફોગટ ફેરાની જંત્રી:
ટપાલની ઓફીસમાં રોજની ચુકાવવી.
પોષ્ટમેન છતાં વ્યર્થ વખત ગુમાવે એવી;
ફેશનની હોશીયારી કહો શું વખાણવી. ? ”

મહીકાંઠા ગેઝેટ

"ચાર તમે બી ઠીક છો હોં; મરચાં અને આદુ ખાઇને સુધારાની પાછળ ઠીક પડ્યા છો ?"

"બી. જે કાંઇ જોઇએ તે તો કહેવુંજ જોઇએને ?"

"ઓલરાઇટ કહેવુંજ જોઇએ; તેમાં એ વળી તમારે ચાર આંખો, એટલે ઝીણું ઝીણું તપાસીને કહેવુંજ જોઇએ !"

"તમે તમારે ફાવે તેમ બોલો, પણ હું તો જે જોવાનો તે તો કહેવાનોજ !"

"તો બાવા એ.લ્લોની ? તમને કોણ ખાળે છે ?"

"ખાળનાર હોય તો બોલવાની જરૂરજ ન પં.: પણ નથી તેના કઢાપા, જુઓને તમારા જેવા ફક્કડ પણ ઓછા ટેસ મારે છે."

* * * *

"વધે નહીં વાળ થાય ચાર ચાર દિન ત્યાંય;
ભગલા હજામ પાસે ભાવ થકી જાય છે.
અવળી સવળી ઘસી ઘસી હજામત કરી;
ફુપેલ ફુલેલ તણા લપેટા લેવાય છે.
સોપ પીયર્સને અતિ હર્ષ થકી દીસે ચોળી;
લવન્ડર કોલનની શીશી માથે છાંટવી.
ઉપરની અચ્છી બની ભિતરકી રામ જાણે:
ફેશનની ફિશિયારી કહો શું વખાણવી ?"

મહીકાંઠા ગેઝેટ

"બી. પંડીતજી તમે પણ સારી જમાનાની આગાહી કરો છો ! હું બી એમજ વિસ્મય થાઉ છું કે આય યંગ સણ-

કટસ હાઉ કેન પે મેનટેઇન પેમ સેલ્ફ્ઝ ! તેમનું પુરૂં શી તે કરશે ? તે લોકો ઘણુંજ ખરચાળ બની ગયા છે. ”

*　　*　　*　　*

“ અંગરખુ બંડી ગયાં કોટ પાટલુન થયાં;
સાદી ધોણુ બદલે ઇસ્તરીઓ કરાય છે.
ઘોડા તણા જેરબંધ સમ જાકીટોને કરી;
ગળા ફાંસા અક્કડ કોલરથી ખવાય છે.
ડોક ઉંચી નીચી થાય નહી તોય ભાઇઓને;
સાચી છે સુધારા રીત એજ એમ માનવી.
ઢંગ ધડાવની એવા ખરચ વધારવાની;
ફેશનની ફિશિયારી કહો શું વખાણવી ? ”

મહીકાંઠા ગેઝેટ

“ બાવા એ બધું આપણે સમજીએ છીએ ! તેમ છતાં આપણે તો કરતા હઇએ તે કરીએ છીએ, સમજ્યા મ.રા શેઠિઆ ! આપણે કહેવામાં આગળ પણ કરવામાં ઘણુંજ પાછળ, બોલવામાં તમે જેની હિમાયત કરો છો તેની સામે હીસે પણ શરમ પહેરવામાં રાખતા નથી. ધોતીઆનાં લાંબાં ખાણુ કરો પણ પાટલુન વગર ઘડી પણ ન ચાલે. જુઓ;

*　　*　　*　　*

“ નીચે ઉતરી ન પડે પાટલુન તેને માટે:
પટા ઘાલી ખભા પર ટાઇટ તો કરાય છે.
વળી બેસી ન શકાયે હોય તડોતડ તેથી:
ઉભા ઉભા પેશાબની ધાર તો ધરાય છે.

એવી અવગુણી પાટલુન પડે મોંઘી તે.ય;
ધોતીઆથી ઉમદા તેનેજ મન જાણવી.
સુધારાની એવી નેમ ગણી મનમાં સપ્રેમ;
ફેશનની હિશિયારી કહો શું વખાણવી ? "

મહીકાંઠા ગેઝેટ

" યાર તમને બી ગપ મારતાં સારી આવડે છે; જેની પાછળ મંડયા તેનો તો અંતજ લઇ નાંખો છો. તમે જાતેજ પગથી માથા સુધી અંગ્રેજી પોશાકમાં ફરો છો અને સામાની ઠેકડી કરોછો એ ઘણુંજ ગેર વ્યાજબી કહેવાય ! "

" અલ્યા રામશંકર, એ ભેંસના ભાઈ તું સાત રૂપીઆના પગારમાં ઇંગ્લીશ બુટ અઠાવે છે એ ઠાઠ કેટલા દીવસ સુધી નભશે ? "

" ઓ મોભાગ્ર બુદ્ધિના મૂઢ, જો સાંભળ, આપણને લાખ મળવાના નથી અને લખેશરી થવાના નથી, માટે અમારે તો જેટલું કમાવું તેટલું ખાવું; પણ યાદ રાખવું કે લાખની ઉમેદમાં તમારા બાપદાદાની શાખ કોઇ દી રાખમાં ન મળી જાય ! "

" ઓ મુરખના સરદાર તને હું શિખામણ આપું છું ત્યારે તું મારો આખો મહેતાજી થવા જાય છે પણ છેવટે તું પસ્તાઈશ ! ગજા વગરનો ભાર અંતે મારજ મારશે ! "

" મહેરબાન અમારૂં ગજું અમારે જોવાનું છે, પણ તમે ગજા કહેતાં ફેશનની અજા ન બની જાઓ તે સંભાળજો કેમકે.

* * * *

" સાદા જોડા બોડા ગણી નાપાસ કરીને હોંશે;
સ્લીપર કે દોરીવાળા બુટ વખણાય છે.
જ્યાં જ્યાં જાય ત્યાં છોડે બાંધે વાંકા વળી ફરી;
તોય જમાનામાં એજ બુટ ખરીદાય છે.
પેરણુ પછાડી ન્હાય ઘેર ધાવરા સમાન;
કરે બાંયુ કફ કેરી બૈરી બંગડી જેવી,
નરના ચિન્હો ગમે ન નારીનાં હોંશેથી ધરે;
ફેશનની હિશિયારી કહો શું વખાણવી ? "

મહીકાંઠા ગેઝેટ

" ક્યો સાહેબજી હવે ચાલશો કે આમ આઘી પાછી કરવામાંજ આનંદ મ્હાલશો ? "

" મણિભાઇ કહો હવે કયાં જાશું ? યાર આવી હવા બીજે કયાં ખાશું ? "

" મી. રમણીકલાલ હવે ઝાઝી હવા ખાશો તો યાર તમને કોલ્ડ થઇ જશે, અને પછી દવા ખાવી પડશે. રીમેમ્બર ઈટ તે યાદ રાખજો ! "

" ક્યો ચાલો ત્યારે આપણે બજારમાં ફરવા જઇએ ! "

" શું બજારમાં તમારા બાપની બાંગ મુકશો ! ત્યાં તો બધુંએ બંધ હશે ! "

" હશે અહીં બેસોને જવાય છે યાર ઠંડી હવા તો નિરાંતે ખવાય છે ! "

" જમાનામાં આગળ વધેલું યુવકમંડળ જમાનાનાં ગપ્પાં સપ્પાં મારતું બગીચામાં ચારે કોરે ફરવા લાગ્યું; એટ-

લામાં જુના વિચારની હીમાયત કરનારૂં પાઘડીમંડળ ગાર્ડ-નમાં દાખલ થયું, તેની પાછળ વકીલ બારીસ્ટર અને ડાકટરનું મંડળ પણ દાખલ થયું; જુનામાં નવા મળ્યા અને નવા જુનાનું સાજન મ્હાજન ગયું બેન્ડ સ્ટેન્ડના ચોગાનમાં! શેઠીયા અને સાહેબોની જબરી ધાડ જોઈને બેન્ડ સ્ટેન્ડના ચોગાનમાં બેસનારા ઝપોઝપ ઉઠી આઘા પાછા થઈ ગયા; ચોગાનના બાંકડા પર જેમ આવે તેમ બધા ગોઠવાઈ ગયા, છેવટે પાઘડી વર્ગમાંથી ચાર પાંચ જે શેઠીઆ વર્ગમાંના હતા તે રહ્યા તેની સાથે બારીસ્ટર વકીલમાંના પણ બે ત્રણ રહ્યા; ઉભા રહેલાનો સામસામી નાટકની ડમ્બ એકટીંગનો થયો દેખાવ ! તમામ અન્યોઅન્ય વિચારમાં પડી ગયા ! કોઈ કોઈને ઉઠાડી બેસી શકે તેમ ન રહ્યું; કેમકે સાપને ઘેર સાપ પરોણા થયા, તેથી સામ સામે ડોળા ઘુરકાવી દમામમાં એક બીજાનાં મ્હોં જોવા લાગ્યા ! છેવટે એક બારીસ્ટર સાહેબે એક પાઘડીદાસને ઉઠાડવાની તજવીજ કરી; તજવીજમાં કોઈ કોઈના ગાંજ્યા જાય તેય નહોતું; એક ધારાનો હિમાયતી હતો તો બીજો પૈસાનો હિમાયતી હતો; પૈસા આગળ ધારો લુલો પડે તેમ હતું; તો પણ રૂવાબ અને પોઝીશનની ગડબડ થઈ !

“ યુ જેન્ટલમેન પ્લીઝ તમે આઘા જાઓ ! ”

“ કાઈન્ડલી પેલી સાઈડના જેન્ટલમેનોને આઘા કરો, ત્યાં પ્રોપરલી તમને સીટ મળી રહેશે ! ”

“ નો નો એવનને કાંઈ બી કહી નં શકાય; તમારેજ મુવ ઓન થવુંજ પડશે. ગો ઓન મુવ આ લીટલ ! ચલાવ

ત્રા આઘા ખસો ! ”

“ તમે ટોપી કરતાં પાઘડીને હલકી ગણો છો ? ”

“ ઓફ્ કોર્સ યો ! અલબત એમજ ! ”

“ એમ કે જાઓ ત્યારે નથી ખસતા. ”

“ અરે ખસો છો કે નહિ ! વીલ યુ મુવ આ લીટલ
પાર નોટ ? ”

“ સરટનલી નોટ. ”

“ યુ ડેમ જાતા હય કે નહિ જાતા ! નહિ તો બૂટ લ
ગતા ! ”

“ તમારાં ચશ્માં જોઈને નહિ ડરીએ, સમજ્યા બારીષ્ટ-
સાહેબ ! બૂટ લગાવતાં તમને ઘેર જવું બહુ ભારી થઇ પડશે
સમજ્યા ! ”

“ અરે તમે કેવા જંગલી છો ? કેવું મારૂં ઈન્સલ્ટ
કરોછો ! માઇન્ડ આફ્ટર ઓલ આઇ એમ આ બારીષ્ટર !
યાદ રાખો છેવટે હું બારીષ્ટર છું. ”

“ એટલે તમે મને કરશો શું ? શું આ વિકટોરીઆ-
ગાર્ડન તમારા બાપનો છે ? ”

“ યસ રીઅલી, આ ગાર્ડન અમારા જેવા સુધરેલા અને
ઇંગ્લીશમેનોનો છે. તમારા જેવા મેનરલેસ મેનની નથી ! ”

“ અરે આતો પબ્લીક ગાર્ડન છે. જાહેર પ્રજાપયોગી
બાગ છે, મરજીમાં આવે તે અંદર આવી હરી ફરી શકે;
પહેલો તે પહેલો સમજ્યા સાહેબ ? ”

“ છટ નોનસન્સ, કેવું હમ્બગ તમે બોલોછો ! સૌથી

પહેલો રાઇટ પારસી યુરોપીઅન જેન્ટલમેનોનો છે, પછી તમારો છે !"

"તો બારીષ્ટર સાહેબ વિક્ટોરીઆ ગાર્ડન જે ઘડીએ બંધાયો તે ઘડીએ તેના ફંડમાં પૈસાનો મોટો ફાળો અમારા જેવા પાઘડીવાળા લોકોનો હતો, ફંડમાં નાણું ભરતી વખતે તમારા જેવાનો તો પત્તોએ નહોતો લાગતો ! અત્યારે તમે ગાર્ડન પર બાપીકો હક્ક ધરાવતા આવ્યા છો પણ તમે ફંડમાં શું ફાળો આપ્યો હતો તે મહેરબાની કરીને જણાવશો ?"

"અરે સાહેબો, મહેરબાનો તમે શાંત થઈ જાઓ ! નાહક જગ્યા સારૂ શા માટે લડી પડો છો, લ્યો અમે ઉઠીને પણે બેસીએ છીએ, તમે શાંત થઈ જાઓ !"

"નો નો માઈટ ઈઝ રાઇટ, બળીઆના બે ભાગ !"

"એટલે તમે બારીષ્ટર થયા એટલે આખા શહેરના શહેનશાહ થયા એમ ?"

"બધા શાન્ત થાઓ !"

"વેલ યુ બારીસ્ટર મી. બળવંતરાય સી ધી ટાઇમ વખત વિચારી જાઓ. બી ક્વાએટ, ડોન્ટ ક્વેરલ ફોર નથીંગ! શાન્ત થાઓ, નાહક કજીઆ ન કરો !"

"ઓલરાઈટ થેન્ક યુ, ઓલસો યુ મે પરસ્વેડ હીમ ! બહુ સારૂ, હું તમારો આભાર માનું છુ. વળી તમે તેમને પણ સમજાવો !"

"વેલ ગાર્ડનર, ગાર્ડનર, માલી માલી, ઓહ યુ માલી, યુ જંગલી ડોન્ચ યુ હીઅર મી ! અરે હેવાન તું મારૂં કેમ

નથી સાંભળતો ? ”

“ એ શાબ આવ્યો ! બાપજી શો હુકમ છે ? ”

“ જા પેલા બે બાંકડા લાવી અહિં ગોઠવી દે ! ”

“ લાવ્યો શાબ ! ”

“ થયું ચાલો હવે ટુંકમાં પતી ગયું. ”

“ ઓહ મી. નવલખીશેઠ આજ તો તમે ફરવા આવ્યા છો ? ”

“ જી હા. ”

“ કેમ આજ દીલગીર જણાઓ છો ? ”

“ કાંઈ નહિ ! ”

“ નો નો તમારો ફેઈસજ સોરો ડીકલેર કરે છે, તમારો ચહેરોજ દીલગીરી ખુલ્લી દર્શાવે છે. ”

“ અરે યાર સ્હેજમાં પેલા બારીષ્ટર સાથે બોલવું થયું તેમાં ! ”

“ વીચ બારીષ્ટર ! ”

“ ઓહ ધેટ બળવંતરાય બારીષ્ટર ! એ હી ઈઝ માઈ ફ્રેન્ડ ! વેલ મી. બારીષ્ટર બળવંતરાય ! ”

“ ઓહ ગુડ ઈવીનીંગ મી. ડૉકટર ડંફાસમારૂ ! ”

“ અરે તમે અમારા શેઠ મી. નવલખી સાહેબ સાથે શા સારૂ ટંટો કર્યો ? ”

“ ઓહ વ્હેર ઈઝ મી. નવલખી ? ”

“ આ બેઠા એજ ! તમે જેની જોડે લડયા તેજ ! ”

“ શું પેલા ગજરાવાળા શેઠના બેટા સન મી. નવલખી !

તે આજ કે ? ”

“ હા એજ નવલખી ! ”

“ ઓહ આઇ એમ વેરી સોરી ફોર યુ, માઈ ડીઅર મી. નવલખી ! આઈ બેગ યોર પારડન ! ”

“ આ તો સાહેબ જે કાંઈ બન્યું તે તમામ અંધારામાં બની ગયું. વેલ યુ શેઠ નવલખી સીટ ડાઉન હીઅર વીથ મી આવો મી. નવલખી ! મારી સાથે બેસો. ”

“ કહો સાહેબ ખુશીમાં તો ખરા. ”

“ હા જી આપને દીઠે વિશેષ ! ”

“ વેલ માલી ! ”

“ જી સાહેબ ! ”

“ જા પેલા રાવની હૉટલમાંથી દશ ગ્લાસ ટીના લઇ આવ, લે આ રૂપિયો ! ”

“ આ ચાલ્યો બાપજી ! ”

“ વેલ ડૉકટર મી. ડંફાસમારૂ, હવે ટાઇમ ઘણોજ ઑડ આવ્યો. હવે વિદ્વાન લોકોને કમાવાને વાસ્તે બહુજ તકલીફ પડે છે. આય સાહેબ અમે બારીષ્ટર થયા પણ કાંઇ ઘરબાર ઉંચાં ન થયાં. બાપીકા જે કાંઈ થોડા ઘણા પૈસા હતા, ઘર મકાન હતાં તે તમામ વેચી મૂકી બારીષ્ટર થવા સારૂ વિલાયત ગયા; ત્યાં ઘણુંજ અતિશય બેહદ દુઃખ વેઠીને બારીષ્ટરની પરિક્ષા પસાર કરી, ડીગ્રી ઝભ્ભો અને માનપાન ચાંદ લઇ ઘેર આવ્યા પણ એ ભગવાન એના એજ રહ્યા. આય ઑફીસ ભાડે રાખી ગુમાસ્તા રાખી પ્રેકટીસ કરવા માંડી પણ

કાંઇ દળદર ગયું નહિ. સાહ્યા ઘરના ગાડીઘોડા પણ ન થયા. મારૂં બૅટું બૂટ પાટલુન કોટનું ખર્ચ પણ ભારે પડવા લાગ્યું. આ અમારા કરતાં તો ડીસ્ટ્રીકટ પ્લીડરો વકીલો સારૂં કમાય છે; આ સાલ્લુ વિલાયત વેઠયું એટલે મન પણ વિલાયતી બન્યું. ઘણું મળે નહિ અને થોડું ભાવે નહિ. ઘરની ગાડી મળે નહિ અને ભાડાની ગાડીમાં બેસાય નહિ એટલે 'મીયાં પડયા પણ ટંગડી ઉંચી' એવો ઘાટ અમારે થયો. સાલ્લુ તમાચો મારીને મોં રાતુ રાખવું પડે છે. આય આખો દીવસ કોરટમાં આઇડલની માફક જઇએ છીએ અને ત્યાં મફતની ચેરમાં બેઠા બેઠા માંખો મારીએ છીએ. મારૂં બૅટું સાંજ પડતાં પુરા પચીશ પણ ન મળે ત્યાં બારીષ્ટર થયે વિલાયત વેઠે શું વળે. કેસ ભારે લેવા જઇએ પણ મળતર કાંઇ મળે નહિ એટલે નાસીપાસ થઈ પાછા પડીએ. તેમાંએ હાર જીતનો સવાલ ન્યાયાધિશની મરજી ઉપર! સાલ્લુ હવે તો જમાનામાં ઠોકર ખાઈને પાછું પડવું પડે છે. હવે ડે બાઈ ડે બારીષ્ટરો ઘણા થઇ ગયા, વકીલો પણ ઘણા વધી ગયા, ધંધાની રાઈવલરી હરીફાઇ ખરાબ રીતે વધી પડી. ધંધાનો ટેસ બગડી ગયો, ફક્ત પેટ કેમ ભરવું અને અસીલોને કેમ સમજાવવા તેજ હવે રહ્યું. બધી બાજી જુઠ્ઠાઇમાં રચાવા મંડાઈ. ઓલ ટુ ગેધર ધંધોજ વંઠી ગયો, તોબાહ તોબાહ, ગૉડ બી મરસીફુલ ઓન બારીસ્ટર્સ!"

"વેલ માઈ ડીઅર બારીષ્ટર ડોન્ટ બી સોરી એટ ઓલ! સેઈમ ઇઝ ધ કેસ વીથ ડૉકટર્સ. જમાનો સઘળે સ્થળે સરખો

રીતે ફરે છે. આ અત્યારથી મેડીકલ લાઈન પણ ઢંગ ધડા વગ-રની થઈ ગઈ છે. સાચું પહેલાં વૈદ્ય ગાંધી અને ડૉકટર એ ત્રણેનું સહીઆરું ચાલતું હતું; પણ હવે કમનસીબે ત્રણમાં પણ સળો પેઠો છે. ડીઅર શાર્પસી! જુઓ સાંભળો–આ વૈદ્યને કોઈ જ્યારે ગંભીર કેસ તપાસવાનો આવે ત્યારે તે ઝટ લઈને પોતાની વગમાં ભળી જાય એવો કોઈ ડૉકટર હોય તો તરત તે દરદીને સમજાવીને બોલાવરાવે; આ ડૉકટર સાહેબ આવે એટલે તરત કેસ તપાસી દરદીને વૈદ્યની દવા કરવાની ભલા-મણ કરે અને કહે કે વૈદરાજ ઘણાજ ચાલાક અને બાહોશ છે. તમે ધ્યાન દઈ ખાસ શ્રદ્ધાથી તેમની દવા કરજો. આપ જે દરદ છે તે ઘણું ગંભીર અને ડેન્જરસ છે. વળી તે ઉપરાંત તે અવધીયું છે એટલે ખાસ તેની મુદત વીસ પચીસ દીવસની વીતશે એટલે ઝટ આરામ થવા માંડશે. હું વૈદરાજને એક માટણી લખી આપતો જાઉં છું. તે બજારમાંથી લાવીને દરદીને દુધની સાથે આપશો એટલે ઝટ આરામ થશે. બાવા હુંશી-આરી રાખો ગભરાશો નહિ–અકળાશો નહિ, કાળજા પર પ-થ્થર મૂકીને ટ્રીટમેન્ટ સારવાર કરો, સમજ્યા. લ્યો વૈદરાજ સાહેબજી હું હવે રજા લઉં છું; આ પ્રમાણે જરા હીંમત ભર્યું લેકચર કર્યું કે તરતજ કન્સલટેશનની ફીના રૂપીઆ ત્રણ અને ગાડીભાડાના આના આઠ ખીસ્સામાં પડે; વૈદનું ખીસ્સું પણ ભરાય અને ધંધાદારીનો ભાઈચારો વધે; ભલે પછી દરદીનું સાજાનું જેમ તે થાય પણ ડૉકટરનું ખીસ્સું તો તર થાય. હવે અમે ડૉકટર લોકો અમારા દરદીને ચાર પાંચ દીવસ દવા

કરતાં થાય કે તરતજ અમે લોકો અમારા લાગતા વળગતા અર્થાત અમને હરેક બાટલીએ સારૂં કમીશન આપતા કેમીસ્ટ ડ્રગીસ્ટ દવા વેચનારને એક ચીઠ્ઠી પર બાટલી લખી સાઇન કરી મોકલી દઇએ એટલે દવા વેચનારના ચોપડામાં અમારૂં કમીશન ચઢતું થાય. બાટલી પણ ખાસ કરીને અઢી પોણાત્રણ રૂપીઆની લખી આપીએ એટલે ખાસ્સા આઠ બાર આના મળે; ઇસ્ટન સીરપ સાર્સા વગેરે કચરો તો ક્વચિતજ લખી આપીએ, ખાસ્સી રીતે માલ્ટાઇન કોડલીવર ઓઇલ, સ્ટર્નસનો કોડલીવર ઓઇલનો વાઇન, વીલ્કીશનના સાર્સા, પાર્ક ડેવીસના ડ્રગ્સ વીગેરે લખીએ એટલે અમારૂં ટટ્ટુ તેજમાં ચાલે ! માઇ ડીઅર બારીષ્ટર હવે આ મલતરનો જમાનો પણ બદલાયો અને અરસપરસ ખોદણી કરવાનો, છીંડાં જોવાનો વખત આવ્યો; અધુરામાં પુરી એલ. એમ. એન્ડ. એસની પરિક્ષા પણ વરસમાં બે વાર થઈ અર્થાત છ છ મહીને છ છ મહીને નવા નવા એલ. એમ. એન્ડ. એસ. ડાકટરો સંખ્યાબંધ નીકળવા માંડયા એટલે ડાકટરો થયા સોંઘા; તેમાં પહેલાં વિલાયત કોઇ ભાગ્યેજ ડાકટર જતો હતો; હવે વિલાયત જવા લાગ્યા અને એલ. આર. સી. પી. એફ. આર. સી. એમ. આર. સી. અને એમ. બી. ના બીલ્લા લઇ પ્રેકટીસ કરવા લાગ્યા; તેની જોડે ધર્માદા દવાખાનાં પણ સંખ્યાબંધ ઉઘડવા લાગ્યાં અને ઉંટ વૈદોના પણ રાફડા ફાટયા; એટલે ધંધાનું નખ્ખોદ વળી ગયું; હવે અમારે નવરા ધુપ જેવા દવાખાનામાં બેસી બેસી બીડીઓનાં ખોખાં ફુંકીએ છીએ અને ફેન્સી કબાટમાં

ગોઠવેલી ચળકતી બાટલીઓ જોઇ હાયપટારો કરીએ છીએ. સાલ્લો ધંધાનો સંપ પણ તુટી ગયો, કન્સલટેશનના વળા પણ લુલા થઈ ગયા, અરે એક બીજાની ખોદણી કરવાનો વખત આવ્યો; આમ સાલ્લા એકાદ કેસમાં ડાકટર જોવા ગયા કે તરત કહેશે કે બાવા કોની દવા અત્યાર સુધી ચાલતી હતી: જો દરદીની સારવાર કરનાર કહેશે કે અમે તો દેશી વઈદની દવા કરતા હતા તો તરતજ ડાકટર સાહેબ બીજાજ બોઈને કહેશે કે સાલ્લા વૈદે રસાયણ ખવરાવી દરદીની ખરાબી કરી છે; વળી ભાગજોગે કહેશે કે ફલાણા ડાકટરની દવા કરતા હતા તો તરતજ ડાકટર મુંછમાં હસી કહેશે કે આય ડૉકટરે દરદજ બરાબર પારખ્યું નથી ને એમને એમ દવા ઠોકી છે; વળી જો વૈદને વીઝીટ કરવા બોલાવવામાં આવશે તો તરતજ વૈદ નાડી જોઇને આંખનાં ભવાં ચડાવીને કહેશે કે તમે કોની દવા કરતા હતા? જયારે એમ જવાબ મળશે કે ડાકટરની દવા કરતા હતા તો તરતજ કહેશે કે ડૉકટરે દરદીને દારૂ આપી આપીને હાડકાંનો માળો બનાવી દીધો છે; તેની છાતીમાં છીદ્ર પડયાં છે અને કાળજે ચાંદુ પડયું છે; વળી કહેશે કે બીજા વૈદની દવા કરતા હતા તો તરતજ વૈદરાજ ઝાંઝ ખાઈને કહેશે કે એ વૈદ વૈદામાં સમજે શે શું? એ તે કીયા દહાડાનો મોટો ધન્વંતરીનો બેટો બની બેઠો છે? આ પ્રમાણે ધંધાનું ધતીંગ વધી પડયું અને નાહક ઝેર વેર કરવામાં બધા ડૉકટર બગાસાં મારતા મુચ્છે હાથ ફેરવતા થયા. બીજું ચેરીટેબલ ડીસ્પેન્સરીઓ થવાથી કમાણી જતી રહી, ચાર આનાની ફીના

ચાર પૈસા થયા તોપણ દવા વેચનાર ડ્રગીસ્ટના દેવામાંથી મુક્ત ન થયા. ઓહ લૉર્ડ બી કાઇન્ડ ટુ પૂઅર ડૉક્ટર્સ !!"

"મી. સામળદાસ ધંધો તો તમારો ચાર ધીકતો છે. છાપખાનામાં આજકાલ છન્નમછન્ના થાય છે."

"એ મહેરબાન એ બધું પહેલાં થતું હતું; હવે તો માથાના વાળ પણ પારકા થવાનો વખત આવ્યો છે. એ તો તમને પારકે ભાણે મોટો લાડવો દેખાય છે. ઉજળું એટલું દુધ તમને જણાય એ સ્વાભાવિક છે, પરંતુ ઉંડા ઉતરીને દૃષ્ટિ કરો તો નફા ટોટાનો ખ્યાલ સારી રીતે આવે. કમાણી પહેલાં હતી પણ હવે નથી રહી. પહેલાં કમ્પોઝીટરો અને પ્રેસમેનો એક વચની અને ડાહ્યા મળતા હતા, હવે બધાની પુંઠે ભમરા થયા. ગાડાનું પૈડું ફરતાં જેટલી વાર થાય એટલી વાર તેમને નોકરી ફેરવતાં થાય છે. વખત અને ધંધાના ચોર થયા, તેની સાથે હાડકાંના આખા થયા; આ કાંઈ કામની કસુર સારૂ શેઠ બે અક્ષર કહેવા જાય તો તરતજ ગરમ થઇને કહેશે કે શેઠ તમારી નોકરી ધરી રહી. આ મહીનાની નોટીસ શેઠને હાથમાં પકડાવી કે શેઠ બિચારા નરમ થઈ પલળી ગયા. પહેલાં છાપખાનાના માલીકને કામ સારૂ લોકોની દાઢીમાં હાથ ઘાલવા પડતા ન હતા. હવે શેઠને રૂલ મારનાર, બીબાં ગોઠવનાર અને મશીનનું પૈડું ફેરવનાર મજુરોની ઓશિયાળ કરવી પડે છે હવે જમાનો વંઠયો તેની જોડે કામ કરનારનાં પણ મગજ ચસ્કી ગયાં, તેની જોડે છાપખાનાનાં પણ દાઢીઆં વધારે ને વધારે નીકળવા લાગ્યાં એટલે કારીગર લોકો વધારે વાયરે

ચડ્યા. મોંઘા થયા અને કામના કસમાંથી ઉતરી બદામના થયા અર્થાત્ એકે ઠેકાણે કામ કરીને નોકરી કરતા ન થયા. ઠેર ઠેર ઠીકરાં ફોડતા થયા. પહેલાં કારીગર માણસો ડાહ્યા, કામના કરવૈયા વખતના જાણનાર અને નિમકહલાલ મળતા હતા. હવેના જમાનામાં લાંઠ કામના ચોર અરે શેઠની ગેરહાજરીમાં આખું છાપખાનું શહેરવારમાં હરાજ કરીને ખીસ્સાં ભરનાર અડ્ડા મળે છે. આગળ કારીગર લોકોના સારા કામ ઉપર છાપખાનાના માલીક છાતી ઠોકીને લોકો પાસેથી છાપવાનું કામ લેતા હતા અને મુકરર કરેલે વાયદેજ કામ પૂરૂં કરી આપી ઘરાકનું મનરંજન કરીને છપામણી ઉપર કિનખાબ પાઘડી લેતા હતા. હવેના જમાનામાં વાયરે ચઢેલા કારીગર લોકોના કામ ઉપર શેઠને ડગલે ડગલે જુઠું બોલવું પડે છે અને પુરાં બીલનાં નાણાં અરધાં પણ મળતાં નથી અને લોકોને માલ આપવો પડે છે અને પાછળથી ગુમાસ્તા રાખી ઉઘરાણીમાં લોહીનું પાણી કરવું પડે છે. મહેરબાન હવે પેદાશ જતી રહી, કામનો કસ ન રહ્યો છાપની કીંમત ન રહી સોંઘુ ભાડુ અને સિદ્ધપુરની જાત્રા લોકોને ગમવા લાગી. ધોળા ઉપર કાળું કરી જલ્દી કામ આપ્યું કે આ ટટ્ટુ ચાલ્યું. હવે ભાવ પણ જોવાનો ન રહ્યો, કામ પણ જોવાનું ન રહ્યું અને છાપ પણ જોવાની ન રહી, બસ હવે તો ફલાણા ફરમાના આટલા કહે છે, તમે આટલામાં કરી આપશો ? શેઠ બિચારો કામ વગર માંખો મારતો હોય અને કારખાનામાં હરમાન હડીઓ કાઢતા હોય ત્યાં આગળ તરત કંટાળીને કહેશે કે બાપા લાવો,

ખાબો, કહી કામ લેવાનો વખત રહ્યો. વળી અધુરામાં પુરૂં સરકારના કાયદા પણ અમારે માટે જરા હબાણુવાળા થયા એટલે અમારો તો દીનમાજ હવે ઉઠી ગયો. લોઢા લાકડામાં નાંખેલો પૈસો હવે કયી રીતથી ભેગો કરી શકાય તેજ જોવાનું રહ્યું. વ્યાજ બાદ કોરે કરી ચીંથરી બાંધી દરિયામાં નાંખેલા પૈસાના બાર આની ઉપજે તો પરમેશ્વરનો મોટો પાડ! મહેરબાન હવે મામલો આવો થયો. ઘરઠાનો છાતી પર ઘંટીનાં પડ મૂકી એકઠો કરેલો પૈસો કાગળ ફુશનાઇ અને સીસામાં ગુમાવવાનો વખત આવ્યો. ભગવાન હવે છાપખાનાના માલીકો ઉપર કાંઇ રહેમ કર રહેમ!"

"કેમ મી. એડીટર સાહેબ કેમ ચાલે છે તમારે? તમારો છાપાનો ધંધો તો તેજ છેને?"

"સાહેબ અમારા છાપાનું તો નામજ ન દેશો! સો મણ તેલે અંધારૂં જોવું હોય તો અમારા પત્રકારની ઑફીસમાં પધારવું. ઘર કયાં છે, બ્હાર કયાં છે, ઑફીસ કયાં છે, છાપખાનું કયાં છે, કોણ લખે છે, કોણ વાંચે છે અને કોણ છાપે છે એની જો અમને ખબર હોય તો જોઇએ છેજ શું!! આ તો વારે ઘડીએ સરકાર બોલાવે એટલે રાત દીવસ કોરટમાં ધક્કા ખાનાર કોઇ માણુસ શોધી કાઢીએ અને એડીટેડ બાય હીમ કહીને છાપું પ્રગટ કરીએ અને ધંધો ચલાવીએ; પણ કમાણી વગર બધા લુખ્ખા છીએ! અમે કેટલું બધું સાહસ અને જવાબદારી ખેડીએ છીએ તેનો તો મારા સાહેબ તમે કાંઇ તોલ કરો! એક દોઢ બે રૂપીઆના લવાજમમાં પાંચ છ

ફરમાનું છાપું અને તેમાં ગામે ગામ તથા દેશ પરદેશના સમાચાર, વાર્તા, કાવ્ય, ચર્ચા પત્રો અને ધાર્મિક આર્થીક અને વૈદક વાંચન બારમાસ સુધી પુરૂં પાડવું અને તે ઉપરાંત બબ્બે નવલકથાઓની ભેટ આપવી એ તે કાંઇ નાની સુની વાત છે? આટલું આટલું કરવા છતાં પણ ઑફીસનું ખરચ ન નીકળે એ દુઃખ કોને કહેવું! રીપોર્ટર રાખવા, ગામ પરગામની જાહેરખબર આપનાર એજન્ટો રાખવા, ફાલતુ અંગ્રેજી કોલમ લખનાર, અઠવાડીક વાર્તા લખનાર, ભેટનાં પુસ્તક લખનાર, પ્રુફ વાંચનાર અને પોસ્ટ કરનાર એટલાં લફરાંઓ રાખવાં, છાપું પ્રગટ કરવું અને વાંચનારને ઘેર પહોંચાડવું; અને લાયબ્રેરીઓમાં મફત મોકલવું એવું ખોટ ભરેલું અને ઘડીકમાં ચાદર ઓઢાડે એવું સાહસ કરવું તેના કરતાં મરવું શું ખોટુ છે મારા મહેરબાન? શું કરીએ, જખ મારીએ, હાથી દાંત નીકળ્યા તે કાંઈ ન નીકળ્યા એવું કાંઇ થાય છે? પટોળીએ ભાત પડી તે કાંઈ ન પડી કહેવાય છે? જયાં ત્યાં કરી કોઇની પાઘડી કોઈને માથે મુકી આને આમ સમજાવી આને આમ સમજાવી કોઇને સોનાની ચલ્લી દેખાડી તો કોઇને કાળી ડગલીનો રોફ દેખાડી સાચું જુઠું કાળું ધોળું અને આડું અવળું જેમ આવ્યું તેમ આંખ મીચી લખી છાપી છાપું તૈયાર કરીને ધરાકોને બીડીએ અને તેમના માંડ માંડ વરસે બે વરસે મળતા લવાજમમાં બીડીઓ ફુંકીએ અને ચાહના પ્યાલા ઉડાવી દીવસ ગાળીએ! હવે છાપાની પેહાશ ગઈ. રાઇના પડ રાતે વહી ગયાં. પહેલાં જ્યારે કોઇ શેઠીઆ બેઠીઆ અને રાજા

મહારાજાને અથવા કોઇ મોજીલા ધર્મગુરૂને છંછેડીને સારી રીતે ખંખેરતા ત્યારે અચ્છી રીતે માલ પાણી મલતાં ઘર મ્હાર ઉંચાં થતાં, ગાડી ઘોડા થતા અને છૈયાં છોકરાં સોના રૂપાના ઘુઘરે રમતાં; હવે તો મારૂ બેટુ ડેફેમેશન જાગ્યું એટલે આવકમાં રાખ ઉડી ગઇ અને બૈરાં છોકરાં વેચવાનો વખત આવ્યો! આ કોઇનું કાંઇ છાપ્યું કે તરત ડેફેમેશન! આ કોઇ ગ્રંથ.ની સારી નરસી ટીકા કરી કે તરત નોટીસ; આ કાંઇ કોઇનું ચર્ચાપત્ર છાપ્યું કે તરત ઑફીસપર ધમાલ; આ કાંઈ સખત લીડર લખ્યો કે તરત સરકાર માબાપને ત્યાં જવાની તૈયારી થઇ. ભાઇ આ પ્રમાણે ડેફેમેશનનું વાદળ છાપાના માલેક ઉપર તુટી પડે ત્યાં જીવન, કીર્તિ અને કમાણીની શી આશા રખાય? હવે વળી પડયા ઉપર પાટુ, દાઝયા ઉપર ડામ અને વાગ્યા ઉપર લુણની માફક પત્રકારને પણ સરકારમાં જામીનગીરી આપવાની થઇ, આ પ્રમાણે અમારી હાલત થઈ તે સમજ્યા મારા શેઠીઆ! હવે તો બે હાથ જોડી જગદીશ્વર પાસે માગીએ છીએ કે પ્રભુ હવે પત્રકાર ઉપર કાંઈ કરૂણા કરો કરૂણા!"

"વેલ મી. રામચંદ વીમાવાળા તમારે કેમ ચાલે છે હેં? હું ધારૂં છું કે તમારે ઠીક ચાલતું હોવું જોઈએ; કેમ તમારે બે મોં રહ્યાં? બીજા ધંધાવાળાઓને એક મોં હોય છે પણ વીમાવાળાને બે મોં હોય છે. જે બાજુએ બચકુ ભર્યું ત્યાંથી મમણો લાભ! આમ કંપનીમાંથી પગાર અને કમીશન ખાધું અને આમ પ્રીમીયમ ભરનારા પાસેથી પોલીસીનાં નાણાં ભર-

થઇ કરવાને વખતે ઇનામ અને પાઘડી આપી. જ્યાં ત્યાં આપેજ છુટકો ! કોઇનું ઘર બળી જાય તો પણ તમને તેમાં લાભ અને કોઇનું સગું મરી જાય તો પણ તમને લાભ ! આ મારૂં બેટુ લાભ અને મ્હોંકાણુમાં તમને સવાયો લાભ મળે અને ખીસ્સાં ખાસી રીતે ચીકાર થાય પછી કહો મારા મહેરબાન તમારો ધંધો તો ધીકતો કહેવાયને ? !"

"મી. મુલચંદ એ તમારૂં કહેવું વ્યાજબી છે, પણ બધો એવડો તેવડો લાભ આગલા જમાનામાં જતો રહ્યો; હવે તો માંડ માંડ હેડ ઑફીસમાંથી ઑફીસ ખર્ચ પણ ઘણીજ મુશ્કેલીથી મળે છે. જ્યાં ત્યાં લોકોને વીમાની જરૂરીઆત બે હદ માથાફોડ કરીને સમજાવીએ છીએ; જ્યાં લોકોના મનમાં વીમો ઉતરાવાનું ઉતર્યું કે ત્યાં તરત બીજા વીમાવાલા એ લાભ લઈ જાય છે અને અમે હાથ ઘસતા રહીએ છીએ. અમારા ધંધામાં પણ સેંકડે નવાણું હરીફો જાગ્યા છે. જ્યાં કોઈ ગૃહસ્થને ખાતો પીતો ધારીએ અને ત્યાં પગ પેસારો કરી વીમા પુરાણ વાંચીએ અને તેને પલાળી તરત તૈયાર કરીએ ત્યાં તરત કોઇ કારમો હરીફ આવી ઘુસી જાય અને અમારી કંપનીનાં છીદ્ર બતાવી તેની કંપનીમાં તેનો વીમો ઉતારી બારોબાર કમીશન કાપી લેઇ લહેર ઉડાવે ! સાળો આવો વખત હવે આવ્યો છે. નાહક માંહોમાંહી ઝેર વેર કરવાં પડે છે અને વિના કારણે જુઠું બોલી એક બીજાની કંપનીઓની ખોદણી કરવી પડે છે. પહેલાં જ્યાં જાહેરમાં એકાદ બે કંપનીઓ હતી, ત્યારે હાથ સારી રીતે વગર મહેનતે ભરાતો હતો. હવે ચકલે

ચકલે અને બજારે બજારે વીમા કંપનીઓની ઓફીસો ખુલી છે; એટલે એક એક કંપનીના બાર બાર એજન્ટો અને બાર બારના ચોવીસ ચોવીસ સબ એજન્ટો એ પ્રમાણે એજન્ટોનો કાફલો ગૃહસ્થ લોકો ઉપર કારમો તુટી પડે છે; અને ઘરના ઉમરા પણ બુટની એડીઓથી છોલી નાંખે છે; અને કોઇને કઈ કંપનીમાં વિમો ઉતરાવવો એ એક મહા ભારત સવાલ થઇ પડે છે. કોઇ બિચારો દશ રૂપીઆ મહીને કમાતો યુવક જરા ઠીક ઠાક કપડાં પહેરી બજારમાં જતો હોય તો આ તરત તેની કેડે એજન્ટો લાગ્યા, અને તેને ઓળખતા પણ ન હોય તો પણ સલામ કરી તેરમી પેઢીની ઓળખાણ કાઢી વીમો ઉતરાવવાનો ઉપદેશ કરે. તે યુવક એજન્ટનું બારમું ખાય તેવો યુવાન હોય તો પણ અસ્થિર જીંદગીનું મહાત્મ્ય જણાવી તેને મરણ નજીક દેખાડી વીમો ઉતરાવાની ભલામણ કરે: જ્યારે પેલો યુવક થાકી બે હાથ જોડી તિરસ્કાર કરી એજન્ટને કહે કે બાવા તુમ ચલે જાઓ અમારી પાસ તો પયસા નહીં હય, ત્યારે એજન્ટ સાહેબ તેનો છાલ છોડે; આવી અવળી અવળચંડી હરીફાઇ અમારા ધંધામાં થઇ પડી છે; કહો સાહેબ હવે એમાં અમારૂં ટટ્ટુ શી રીતે ચાલે ? અમારા જીવનનો આધાર એક ફકત મીલોનાં ભુંગળાં ઉપર રહ્યો છે; જ્યારે મીલ માલેક મીલની ખોટ ઉપર ઢાંક પીછોડા કરવા કાંઇ નવા જુની કરે ત્યારેજ અમારા એજન્ટના ભવનાં દળદર જાય, ખીસ્સાં સારી રીતે ભરાય અને વખતે ઘરનાં નેવાં પણ સોનાનાં થાય; જ્યાં મીલ માલેકને લાખ બે લાખ મળવાની

વાત થાય ત્યાં કંપનીમાંથી અને મીલ માલેક પાસેથી કૃપી-
આનો કારમો વરસાદ વરસે, અને એજન્ટના ખેતરમાં લીલા
લ્હેર થઇ અઢાર આની પાક સારો ઉતરે અને અમન ચમન
થાય; તે સિવાય અમારા જીવનનો આધાર હવે રહ્યો નથી!
હે અવિનાશી હવે અમારા વિમા દલાલ ઉપર તું કાંઇ અમી
નજર કર!”

“કેમ મી. મીલમાલેક મનમોહનદાસ તમારે કેમ ચાલે
છે? હાઉ આર યુ ગોઇંગ ઓન ઈન યોર મીલ ધંધા? હું
ધારૂં છું કે આખી દુનિયામાં ચૌદ પેઢીનાં દળદર છેદનાર
સોનાનો ધંધો ફક્ત એક મીલનોજ છે. સૌથી વધારે સુખીમાં
સુખી એક દેશનો રાજા કે બીજો મીલનો માલેક એજન્ટ!
પારકે પૈસે દીવાળી કરનાર મીલમાલેકના સુખની તો બલિ-
હારી છે. શેર હોલ્ડરોના પૈસા ઉપર તાગડધીન્ના કરનાર મી-
લમાલેકો આખા દેશના હાકેમ કરતાં પણ હજાર ગણો દમામ
રાખીને ફરે છે. ડીપોઝીટરોની ડીપોઝીટ ઉપર ગાડીઘોડા ભર
બજારમાં પંજાબ મેલની માફક દોડાવનાર દાના ડાહ્યા અને
પ્રમાણીક મીલ માલેક તો આ જમાનામાં એકવાર રાજાને
પણ બે કદમ પાછો હઠાવે છે. તો બાવા તમારો ધંધો તો આ
જમાનામાં કાંઇ નિરાલો અને જાદુઇજ છે!”

“હા બાવા હા, તમારે જેમ ફાવે તેમ બોલો, અત્યારે
બોલવાનો વખત છે. અત્યારે અમારા ઉપર ખુદ ઈશ્વર કોપા-
યમાન થયો છે એટલે અમે ખરાના કાટલાંની માફક આમ
તેમ અથડાતા ફરીએ છીએ. ફેમીનને લીધે બે ત્રણ વરસથી

અમારે મીલ બંધ કરવાનો વખત આવ્યો છે એટલે તમને હાંસીઆં કરવાં સુઝે છે અને અમારી મશ્કરીઓ કરવી પસંદ પડે છે; પણ મારા મહેરબાન હજુ એક વખત ભવિષ્યમાં એવો આવશે કે તમારા જેવા વ્યાજે નાણાં ફેરવનારના છોકકરાને પણ મં મં સારૂ મીલમાં નોકરી કરવી પડશે, અને બી. એ. એમ. એ. અને મેટ્રીકવાળા નવીન યુવક વર્ગને જ્યારે જમાનાની જબરી ઝપટ લાગશે ત્યારે મીલ સિવાય તેમને કોઇ બીજુ ખાતું સંઘરનાર મળશે નહીં. તમે મશ્કરીમાં જે ઉદ્ગાર મીલના ધંધાને વાસ્તે કાઢો છો તે ઉદ્ગાર ખરેખર તેવાજ છે. વિલાયત અને જાપાન જેવા મહાન રાજ્યોની જો કાંઇ ઉન્નતી થઈ હોય તો તે બધી મીલના ધંધાનીજ આભારી છે. બધી મીલના મીલ માલેકો તમે કહ્યા તેવા હોતા નથી; પણ કોક સોમાં એકાદજ તેવો માલમ પડે છે. તમારા જેવા અદેખા અને ઇર્ષાળુની નજર અમારી મીલોને લાગી તેથી અમારી મીલો પડી ભાગી; મીલ માલેકોની કમાણીનો દીવસ હવે જતો રહ્યો. મીલ ઉદ્યોગનો ઉદય પ્રભાકર હવે જમાનાના રાહુથી ઘેરાવા લાગ્યો. પહેલાં શેર હોલ્ડરો ભાગ્યેજ શેર શું છે અને તેમનો મીલમાં કેટલો અખત્યાર છે તે બરાબર સમજતા; જો કોઈ પ્રમાણીક સાચા દીલનો ગૃહસ્થ માણસ શેર ભરાવા બજારમાં નીકળે તો લોકો શેર ભરાવનારની ખાનદાની જોઇને શેર ઝટ લઈને ખરીદી સહી દેતા હતા; અને શેર ભરાવનાર ગૃહસ્થ કમીશન પ્રાપ્ત કરી પરીયાના પરીયાને મળે એવો ખજાનો મેળવી લ્હેર ઉડાવતો હતો.

લોકો ભાગ્યેજ મીલની સલામતી અને એજન્ટની કાર્યદક્ષતા ઉપર પુરતો વિચાર બાંધતા. પહેલાં જમાનો એવો હતો કે જો કોઈ ગૃહસ્થના ઘરની માલ મિલ્કતમાં બે ચાર શેર હોય નહીં તો તે સાચો ગૃહસ્થ મનાતો નહોતો; અને અત્યારે જમાનો એવો છે કે જો પુંજીમાં ચાર પાંચ શેર નીકળ્યા તો તરત લોક કહેશે કે ભાઇ કાગળીઆમાં દીવાસળી મુકી પુંકી ખાઓ ! આ પ્રમાણે જમાનાના ફેરફારથી લોકોના મન ઉપર પણ અદ્ભુત અસર થઇ ગઇ; અને તે અસરને લીધે મીલના ધંધાને આટલું બધું ખમવું પડયું. તમારૂં કહેવું ખરૂં છે દોઢ વાંક વગર લઢાઇ થાય નહીં, અર્થાત મીલના એજન્ટને કોરટની મુલાકાત લેવી ન પડે; પછી પોણો વાંક શેરહોલ્ડરનો હોય અને પોણો વાંક મીલ માલેકનો હોય કે કાં તો થોડો ઘણો અન્યોઅન્યનો હોય તો પણ મીલમાલેકની બેદરકારીને લીધે મીલનો ગોટાળો છેવટે બહાર પડે અને બજારમાં ભવાડો થાય: પણ કાંઈ બધા સરખા હોતા નથી. ગમે તે પક્ષના એક અંગારાથી આખી મીલ ભભુકો લઈને ઉઠે, અને લોકો મીલના નામથી ભડકી ભડકી બાર ગાઉ દુર નાસે તેમાં અમે શું કરીએ! શહેરમાં મીલનાં ભુંગળાં પણ ઓછાં છે ? જેમ જેમ દીવસ જાય છે તેમ તેમ નવાં ને નવાંજ થતાં જાય છે. સાલી હરીફાઈ તે થોડી ઘણી છે ? આ એકે મીલ કરી એટલે બીજો તૈયાર થયો, અને ત્રીજાએ ડીડ પ્રોસ્પેકટસ બહાર પાડી શેર દલાલો તૈયાર કરવા મંડયા. આ પ્રમાણે એક ઇંદ્રીના ધોરણથી મીલના ધંધામાં કમાણી ન રહી અને છેવટે મીલ એજન્ટોને

રવા જેવો વખત આવ્યો !"

"એટલે એજન્ટ સાહેબ તમે એમ કહેવા માગો છો મીલનો ધંધોજ લુખો છે ?"

"ના સાહેબ એમ કહેવા નથી માગતો કે મીલનો ધંધો ખો છે. મીલનો ધંધો તો લીલો છે; પણ એ લીલાશના ાકા હવે જતા રહ્યા. કમાણી હતી પણ એ પહેલાં હતી. વે તો તમાચો મારી બાયડીઓનાં ઘરાણાં ગાંઠાં અને મકાન કાન છાનાંછપનાં ઘરાણે મૂકી નામના ગાડીઘોડા દોડાવવા ડે છે અને જેને જોડા પાસે પણ ન બેસાડીએ તેને ઘોડાગા-માં બેસાડી દિન ગુજારવા પડે છે. કમાણીના દશકામાં ક્યાં ધી લીલાશ હતી કે જ્યાં સુધી ડીપોઝીટરો અને શેર હોલ્ડ-માં પોતાની સત્તાની ઘોળાશ અર્થાત અજ્ઞાનતા હતી ત્યાં ધી હતી. હવે તો ગમે તે શેરહોલ્ડર ટપ લેતોક મીલના પાઉન્ડમાં દાખલ થઈ શેઠની છાતી ઉપર ઉભો રહે અને ોલના કબાટનાં તાળાં તોડી મીલના ચોપડા તપાસે અને જો ાપડામાં કાંક શંકા જણાય તો તરતજ એક રાતમાં શેર ાલ્ડરની મીટીંગ ભરી મીલ એજન્ટને કોરટમાં ઉભા કરે અ-સાત પહેડીની આબરૂ હલકી કરી દે. વખતે જો કોરટમાં જાય તો છાપામાં પ્રગટ કરી ગામેગામ ફજેતીના ફાળકા રાવે અને અણુચિંતવી ડીપોઝીટરોની એકી વખતે ધાડ લાવી લિ માલેકને ફી પોકરાવે. હવે જમાનો બગડી ગયો. પહેલાં ા બિચારા શેરહોલ્ડરો ડેવીડેન્ડ ખાઈને નીરાંતે બેસી રહેતા ા અને ડીપોઝીટરો ડીપોઝીટનું વ્યાજ ખાઈને લ્હેર કરતા

હતા, વખતે જો વરસ રાશી ખરાબ આવે અને મીલ વ્યાજ પણ ન આપે તોપણ હમમાં કામ ચાલી જતું હતું અને રેતમાં નાવ હંકારાતું હતું; પણ જમાને કરીને શેર હોલ્ડરો પોતાનો રાઈટ મીલમાં કેટલો છે તે સમજતા થયા, અને એથી વાચરે ચઢીને મીલ માલેકોને દમવા લાગ્યા. ગયા સુધી દશકામાં મીલ એજન્ટોને ઘેર નાણુંનો વરસાદ વરસતો હતો. સાલ્લુ મીલમાં મીલ એજન્ટ અગાઉ એક બાજુ એક નવો બંગલો ઈજનેર સારૂ બાંધે અગર બીજા કામ સારૂ બાંધે અને બીજી બાજુ શહેર બહાર પોતાને હવા ખાવા સારૂ બંગલો બંધાવે, તે તમામનું ખર્ચ મીલને માથે પડે. મીલમાં જે જે નવા નવા સાંચા મંગાવે, સ્ટોર મંગાવે અથવા મીલનો તમામ સામાન જે કાંઈ વિલાયતથી મંગાવે તે તમામ પોતાના જમાઈ, ભાણેજા અગર ભત્રીજાના નામથી એક અલાયદી મીલ સ્ટોર સપ્લાઈંગ નામથી નાની પેઢી કઢાવી તેની મારફતે મંગાવી ડીસકાઉન્ટ બારોબાર હોઈઆં કરી જાય; મીલની પુંજીમાંથી પોતાના લાગતા વળગતામાંથી ફાવે તેને ગમે તેટલાં નાણાં ધીરે, મીલના સુતર કાપડમાંથી ગમે તેને મરજી મુજબ આપે અને તે સઘળાનો હિસાબ પોતાનું દીલ ચ્હાય તે રીતે સરવૈયામાં લખાવે. વરસ થયે ઓડીટરના કાન ઝાલી મરજી મુજબ હિસાબ દેખાડી સરવૈયામાં સહી કરાવી સરવૈયાં બહાર પાડે અને શેરહોલ્ડરો તે સરવૈયાં રાજી ખુશીથી વાંચી પોતાનો સંતોષ દેખાડે; બીચારા ડાયરેક્ટરો તો મીલ માલેકોના વગર પૈસાના હાજી હા કરનારા હશ ફુપીઆની કરન્સી નોટો એટલે

એજન્ટ જે કાંઈ નવું કામ મીટીંગમાં મૂકે તે તમામ મંજુર કરવું પડે અને જેમ એજન્ટ દોરે તેમ દોરાવું પડે! આ પ્રમાણે જ્યારે વહીવટ ચાલતો હોય તો મીલ એજન્ટોને ઘેર છમ્મછના થાય, પણ જ્યાં શેરહોલ્ડરો મીલમાલેકનો ઘોઘરો પકડતા થયા ત્યાં કહો મારા મહેરબાન હવે તો દીનદયાળ વિભુ કાંક મીલ એજન્ટો પર નીધા કરે તો ઠીક થાય!"

"હ્યો બાવા હવે તમારા દુઃખનાં રોદણાં રડી રહ્યા? હ્યો હવે આ ચાહ આવ્યો!"

"બાવા શું કરીએ? જ્યાં ત્યાં દુઃખે સુખે દહાડા કાઢીયે સઇના દીકરા જીવે ત્યાં સુધી સીવે! જ્યાં જમાનો વંઠ્યો ત્યાં પછી શું કહેવું? જ્યાં ઈશ્વર કોપ્યો ત્યાં પછી ક્યાં રહેવું?"

"હ્યો સાહેબજી બાવા હવે બધુ જહાન્નમમાં ગયું, આય ચાહ ઠંડી થઇ જાય છે; હવે મહેરબાની કરી કપ ઉપર કપ લેવા માંડો નહીંતો ઠંડી થઇ જશે તો ટેસ જતો રહેશે!"

"અરે ગાર્ડનર આય ચાહ રાવને ત્યાંથી લાવ્યો છે ને?"

"હા બાપા!"

"એને સ્ટ્રોંગ બનાવવાનું કહ્યું હતુંને?"

"હા સાબ!"

"ઓલરાઇટ! વેલ મી. ડૉક્ટર યુ ટેક ચોર કપ, યુ મી. બારીષ્ટર ટેક થ્રીસ, યુ પ્લીઝ ટેક ઇટ, યુ જેન્ટલમેન હોલ્ડ ઇટ, યુ માસ્તર ટેક ઇટ, વેલ મી. એ યુ તમારૂં નામ ટેક ઇટ, યુ કમ ઓન ટેક ઇટ."

"ઓહ થેન્ક યુ! થેન્ક યુ!"

" વેલ મી. ડૉકટર આય ચાહ આજ ઠીક થયો છે હો !

" યસ મી. બારીષ્ટર ઈટ ઇઝ વેરી સ્ટ્રૉંગ એન્ડ નાઈ હુ કે આજ તે સખત અને સુંદર ટેસદાર બન્યો છે. "

" સાહેબજી બાવા આજ તો અમારા સઘળાંનાં નસી ચાહમાં ભળ્યાં છે માટે તે ખાસ કરીને સ્ટ્રૉંગ બનવોજ જોઈએ !

" મી. વકીલ હું તો હરરોજ રાવને ત્યાં ચાહ પીઉં પણ આવો સ્ટ્રૉંગ કોઇ દીવસ બન્યો નથી. "

" હું બી અજબ થાઉંછું કે રાવ કદી પણ આવી ટેસ કાર ટી બનાવતો નથી ! "

" અલ્યા માલી આમ આવ ! "

" આવ્યો સાબ, કહો શો હુકમ છે ? "

" આય ચાહ તું રાવને ત્યાંથી લાવ્યોને ? "

" હા શાબ. "

" પેલો ભદ્ર આગળ દુકાન રાખે છે તેને ત્યાંથીને ?

" ના શાબ. "

" ત્યારે લાવ્યો કયાંથી ? "

" શાબ પેલા રૂસ્તમ ઇરાનીને ત્યાંથી ! "

" અરે થુ, થુ, થુ, મારા બાપ વટલાવી માર્યા ! "

" શાબ ખાટકી બજારમાંથી લાવ્યો; પેલા ઇરાનીન હૉટલમાંથી લાવ્યો ! "

" અરે તારૂં સત્યાનાશ જાય, સાળા વટલાવી માર્યા ! '

" શાબ બજારનો ને હૉટલનો જે ચાહ પીએ તે બધ શાબ લોકજ કહેવાય ! "

" અરે ચુપ બેવકુફ, ચલે જાઓ યાંસે ! "

" સાહેબજી બાવા, હવે જરા કાઈન્ડલી મુંગા મરો. "

" અરે શું શોકાણુ મુંગા મરીએ ! "

" બાવા પાણી પીને ઘર ન પુછીએ ! "

" બાવા તમારી સોબતે ચઢી પસ્તાયા ! "

" તો હવેથી નવો પાઠ શીખજો. "

" હયો બાવા હવે સીધા છાનામાના ઘેર ચાલો. તેરી બી ચુપ ઓર મેરી બી ચુપ કરો. "

" સાલ્હુ આપણે પણ ગ્રહણમાં ગ્રહણ કર્યું ! "

" ભાઇ ઘેર જઈને ગંગાજળ પીને દેહ શુદ્ધિ કરીશું. "

" મી. તમને જો કેહનો મફત સ્હા મળે તો તમે પણ પીઓ એવાજ છો ! "

" હા બાપા હા, તમે કેટલા ચોખ્ખા છો તે અમે જાણીએ છીએ ! "

" ઠીક ભાઈ ઠીક, હવે મુંગે મોઢે રસ્તો માપવામાંજ મઝા છે. આ પ્રમાણે કહી શોખીનો એક પછી એક એમ ઘર ભણી જવા લાગ્યા. કેટલાક લાજ આબરૂવાળા શરમના માર્યો ઉતાવળા ઉતાવળા પગલાં ભરવા મંડયા અને કેટલાક ફક્કડો છાતી કાઢી હમામમાં ધીમે ધીમે સોટી ફેરવતા ચાલવા લાગ્યા, અને કેટલાક ગુપચુપ બોલતા ચાલતા ચાલવા લાગ્યા, છેવટે એક જણના મોંમાંથી નીકળી પડયું કે:–" આતે ધંધાના કડાપા કે જમાનાના ઝપાટા ? "



# પ્રકરણ ૭ મું.

## પતિના વચનને વરતે એજ સતી અને સતીના વ્હાલને વાંચે એજ પતિ !!

દોહરો.

માંડયું તે છાંડે નહિ છાંડયું ન આલે એહ,
અડગ ટેકનાં દમ્પતી અવિચળ રાખે સ્નેહ.

સંસારમાં નિરંતર એક સલુણી સુંદરી તેજ સાર રૂ શોભે છે, કેમકે સ્ત્રી વિના એકલા પુરૂષથી યજ્ઞ થાય નહિ, વિના સંગ અર્થાત્ પ્રેમ કે ગાયન પામીએ નહિ, વળી વિના ઘર શોભે નહિ, તેમ સ્ત્રી વિના જગત શોભા પામતું નથ સ્ત્રી વિના કોઇ વિશ્વાસ કરે નહિ, તથા સ્ત્રી વિના કોઇ વાંઢા પાડોશમાં રાખે નહિ, સ્ત્રી વિના પિતૃઓ પ્રસન્ન રહે નહિ વળી સ્ત્રી વિના ભોજન પણ કોણ રાંધી આપે ? સ્ત્રી વિ સંતતિ થાય નહિ અને સંતતિ વિના વંશ વધે નહિ અ વંશ વિના સ્વર્ગે જવાય નહિ માટે સલુણી સુંદરી એજ સંસારમાં સાર રૂપ છે.

જગ સંપતિમાં જુવતિને સુખ નહિ જરી,
મન ગાડાને ગાજે સંપતિ મળી મળી;

અથવા સંપતિ જગ ગાડામાં ધરી ધરી,
સુખ ભમરી સારૂ તુચ્છ એ ચંપા કળી કળી.

કદ્રચલાણ.



ચંદ્રમાની પેઠે આનંદ કરનારી, રેવતીના જેવી પ્રીતિની રાખવાવાળી, મદીરાની પેઠે મદ કરનારી, મિત્રની પેઠે હમેશાં સાહ્ય કરનારી, મોહિનીની પેઠે મનને હરવાવાળી અને ચાકરની પેઠે નિત્ય મરજી મુજબ વરતનારી એવી સુખકર સુંદરી જો આ જગતમાં જગપિતાએ સરજી ન હોત તો આ સંસારમાં પુરૂષોનો કઠણ વખત કયમ કરીને જાત ! ?

* * * *

" જે પતિને પજવે વચન વજે તે ઐરૂં નવ કહેવું,
રહી રહીને રીએ ને કાન તોડે તે સોનું શાનું લેવું;
રંગ રૂપમાં હોય અનુપમ પણ પિતળ નહિ સોનું,
હોંશ કરી હૈયે ધરીએ તો વિશ્વે થાય વગોણું.
પુરણ કસોટી છેદન ભેદન તાવ્યાથી પણ તેવું,
કુંદન તે કુળવાન સમજવું ઘાટ ઘડાવી જોવું;
અણી વખતે જે જવાબ દેશે સો વરસે પણ તેવું,
સોના સમ શિયળવંતી તે ગૃહ ભૂષણ માની લેવું. "

ઝવેરી ડાહ્યાભાઇ

" ઓહો વિજયા બ્હેન ! આજ તો કાંઈ ખુબ આનંદમાં લાગો છો ? મીઠું મીઠું ગાવામાંજ આજ તો ગુલતાન બની ગયાં જણાઓ છો ? "

" આવો કુસુમ બ્હેન આવો, આજ તો મારે સોનાનો સુરજ ઉગ્યો, મોતીના મેહુલા વરસ્યા, સાકરનાં કરા ખર્યાં, મારાં લાડકવાયાં બ્હેન કુસુમબા ! આજ તો તમારાં કંકુનાં પગલાં થયાં, સો વાર ખોળા પાથર્યે એકવાર પણ ન આવે તે બ્હેન આજ અણુચિંતવ્યાં હાલી ચાલી મારે આંગણીએ પધાર્યાં ઓહો ! આજ તો આનંદનો ઉદધી રેલ્યો, અમારૂં રાંકનું આંગણું પાવન થયું."

" વિજયાબ્હેન ! હવે બહુ થયું, બહુ બોલો માં ! તમારા જેવાં સાધવી સન્નારીને ત્યાં આવવામાં ખોળા શા પથરાવવા ? કુવાની છાંયડી કુવામાં સમાય, મનની વાત મનમાં કહેવાય, હૃદય હૃદયનેજ નિરખે અને ભાવ ભાવનેજ પરખે, નયન નયનથીજ હરખે અને વાત પણ થાય સરખા સરખે !"

" કુસુમબ્હેન ! કહો ના કહો પણ કાંઇ તમારા હૃદયમાં ગુપ્ત ચિન્તા છે. વગર વૃષાએ વૃષા વરસે ત્યાં હૃદયોદ્યાન ક્યાંથી વિકસે ? "

" બ્હેન ! મારે કોઇ પણ પ્રકારની ચિન્તા નથી. હું તો સર્વદા આનંદમાંજ છું. મારે ચિન્તા શી અને મારે દુઃખ શું ? દુઃખ કોને ? ચિન્તા કોને ? અસંતોષીને ! લોભીને ! ઇર્ષાળુને ! "

" બ્હેન એ બધુંએ વાણીમાં ! પાણીના ચમત્કાર તો કાંક ઓરજ છે. સનાથે નથાએલાજ નથાય છે. સંતોષીજ સદા શેકાય છે. "

" એ બધા દૃષ્ટિપાત કર્મ વ્યવહારમાં સ્વબુદ્ધિ અનુ-

ાર નિરખી શકાય છે. સુખ દુઃખ અને ચિન્તા તથા આનંદ એ માનવામાંજ માનવ બુદ્ધિની ખુબી તથા ખામી રહેલી છે."

"કુસુમબ્હેન ! હવે દીવસે દીવસે મધુકરભાઇનો સ્વભાવ કાંઇક બદલાતો જાય છે, ઘર વ્યવહારનો તમામ ભાર તમારા શીર પર લધાતો જાય છે; અને તેથી તમારૂં શરીર ખત જતાં ક્ષીણુ થતું જાય છે !"

"શરીર ક્ષીણુ થતાં એમને જો શાન્તી વળશે તો મારા ારીર ધર્યાનું સાર્થક થશે."

"બ્હેન આ જમાનામાં તમારા જેવાં સન્નારી મળવાં એ પણુ પુરૂષોનું પરમ ભાગ્ય છે."

"હા આ જમાનામાં એમના જેવા સનાથ મળવા એ પણુ સ્ત્રીઓનું પરમ ભાગ્ય છે."

"વાહ વાહ કુંદન તે કુંદન અને કથીર તે કથીર; જમાના ગમે તેટલા બદલાય પણુ જાત ઉપર ભાત તો નજ પડે!"

"વિજયા બ્હેન આ સંસારમાં પુરૂષને સુખનું સબળ સાધન સ્ત્રી છે અને સ્ત્રીને શાન્તિનું સબળ સાધન પુરૂષ છે. સ્ત્રીના સૌભાગ્યનો આધાર, શરીરનો શ્રૃંગાર અને જીવનનો ાર એક ભરથારજ છે. પતિના સુખે પત્ની સુખી છે અને પતિના દુઃખે પત્ની દુઃખી છે. જીવનની સાફલ્યતા, મનની પવિત્રતા અને તનની પતિપરાયણુતા ફક્ત પતિના પત્ની પ્રત્યેના મંદહાસ્ય પરજ રહેલી છે પતિની પ્રસન્નતા એજ પત્નીનો ઉદયકાળ છે. પતિની કમાણી એ પત્નીનો આરામ છે, અને પતિનો પરદેશ એ પત્નીનું પિયેર છે. પતિની જીં-

હવી એ પત્નીનું સૌભાગ્ય છે અને પતિનો રાગ એ પત્નીનો સાચો વિલાસ ભાગ છે ! ”

“ બ્હેન એ બધું સારાનરસા નાથની નાથેજ નથાયેલું છે ! સાંપ્રત સમયમાં તો પતિ સારો તો પત્ની રૂડી અને પતિ નઠારો તો પત્ની ભુંડી એજ વ્યવહાર આજકાલ ઘેર ઘેર નિરખાય છે. ”

“ એ વ્યવહારમાંથી જે શિક્ષણ મળે છે તે શિક્ષણ સારા સારા વાંચનમાંથી પણ મળવું મુશ્કેલ થઈ પડે છે. સારામાં સર્વ કોઈ સારા થાય, સુખમાં સર્વ કોઇ ભાગીદાર થાય અને સાહ્યબીમાં સર્વ કોઈ મળવા હળવા આવે એ સ્વભાવિક છે. પણ નરસામાં, દુઃખમાં અને ગરીબાઈમાં જે કોઈ સારૂં થાય તેજ ધન્યવાદને પાત્ર છે. દુનિયામાં જે કોઈ દૃષ્ટાંત દેખાય છે તે અવગુણ ઉપર ગુણ કરનારનાંજ દેખાય છે. આપે એને આપવું, ખવરાવે તેને ખવરાવવું, રક્ષે તેનું રક્ષણ કરવું અને મીઠું બોલે તેના ગુણ ગાવા એવું તો સર્વ કોઇ કરે છે પણ એથી ઉલટું નિષ્કામ કર્મ કરનારનીજ જગતમાં બોલ બાલા બોલાય છે. ”

“ ખરી વાત છે કુસુમ બ્હેન તમારૂં કહેવું દરેક રીતે સત્ય છે. ગુણવાન અને ધનવાન ધણીની દરેક બાઇડી ચાકરી કરે એ સ્વભાવિક છે પણ અવગુણી અને નિર્ધન ધણીની જે બાઈડી ચાકરી કરે તેનીજ બલિહારી છે. ”

“ બ્હેન પતિની પુઠ જોવી એ પત્નીનો ધરમ નથી પણ પત્નીની પાની જોવી એ પતિનું પરમ કરમ છે. નાથમાં છિદ્રો

શોધવાં એ કામ કુલટાઓનું છે અને કેવળ ગુણનેજ ગોતવા એ કામ સાધ્વીઓનું છે."

"ખરી વાત છે બ્હેન, આ સંસારમાં એક અજબ અને નિરાલું ધોરણ માલમ પડે છે અને તે એ છે કે સારા વરને વહુ ઘણું કરીને નરસીજ હોય છે અને નરસી વહુને ઘણે ભાગ્યે સારોજ વર મળે છે."

"એ ઉપરથીજ સમજવાનું છે કે સારા વરવાળી વહુ આર્ય ઘરસંસાર વ્યવહારમાં જેટલા જોઇએ તેટલા યોગ્ય પ્રમાણમાં ઘડાએલી ઠરેલ નિપુણ અને દક્ષ હોતી નથી પણ કેટલીક રીતે ઓલી દોલી ભોળી, મુર્ખ અને વખતે નરસી પણ નીવડી આવે છે; અને નરસા વરવાળી વહુને શરૂઆતમાંજ માથા ઉપર જોડાં પડવા માંડે છે; વખતે શરૂઆતમાં ખરાબ નિવડી પાછળથી ઠોકર ખાઇને પણ ઘડાએલી નીવડે છે અને તે એટલી હદ સુધી સારી નીવડે છે કે તેને માંથે વિતેલાં વિતકણાં અન્ય સ્ત્રીઓને કીમતી ધડો લેવા લાયક શીખામણ રૂપે થઇ પડે છે; અને તેથી તે સ્ત્રી ઘણી કાબેલ અનુભવી ડાહી અને ઘર રખી નીવડે છે."

"હા બ્હેન ગરીબાઈમાં પડેલું શરૂઆતનું દુ:ખ ભવિષ્યની જીંદગીમાં સુખનો સાગર રેલાવે છે; અને ગૃહસ્થાઇમાં આંપડેલું કુદરતી સુખ ભવિષ્યમાં અનેક ઠોકરો અને જોડા ખવરાવે છે."

"વિજયા આપણા આર્ય ઘરસંસાર વ્યવહારમાં 'વર' અને 'વહુ' એ બે શબ્દ ઘણાજ કીમતી છે. સંસાર વ્યવહાર

ધરાના એ બંને અચળ ધ્રુવ છે એ બે ધરી ઉપર આખો સંસાર વ્યવહાર ફરી શકે છે. માનવ જીંદગીની શરૂઆત અને અંત એ ઉભય શબ્દમાં સમાએલાં છે. જીવનમુક્તિ અને વિદેહમુક્તિ એ બંને શબ્દમાં રહેલી છે. સ્વર્ગીય સુખનું કોકડું એ બેમાં ગુંથાએલું છે. સંસાર બીજમાંથી ઉત્પન્ન થએલુ વૃક્ષ લગ્ન છે; અને લગ્ન વૃક્ષનાં ઉમદાં ફળ વર અને વહુ છે. માનવ જીંદગીની શરૂઆત એ બે ફળમાંથીજ થાય છે; અને તે શરૂઆતમાંથી સ્વર્ગ અને નર્કની સાહ્યબી માણી શકાય છે."

"કુસુમ બ્હેન જો આપણા આર્ય ઘર સંસાર વ્યવહારમાં સાચું સુખ દ્રષ્ટીગોચર થતું હોય તો તે પતિ પત્નિના પરમ પ્રેમમાં છે. અંગયોગ, લક્ષ્મીયોગ, અને પદવીયોગ એ સર્વ કરતાં શ્રેષ્ઠ ગણાતો હૃદય યોગ છે. પતિ પત્નિના પરમ શ્રેષ્ઠ હૃદય યોગના વિસ્તારમાં અને તેની દાંપત્ય પ્રેમમય વૃત્તિમાં મોંઘી અને સાચી ભક્તિનો ખરો ધર્મ સમાએલો છે."

"વિજયા એ પ્રેમ એ ધર્મ અને એ ભક્તિ સાંપ્રત સમયના ઢીંગલા ઢીંગલીની માફક થતાં મન અને ભાવ વગરના લગ્નમા નિરખાતી નથી. ગાડીના પૈડાની માફક ફરતા ઘડી ઘડીના પતિ પત્નિના હૃદય ભાવમાં એ હોતી નથી. એક ઉપર બબ્બે અને ત્રણ ત્રણ સ્ત્રિયા પરણનાર અને નાતરીઆ પંથના પથીકોમાં એ સ્વપ્ને પણ માલમ પડતી નથી, પણ દાંપત્ય પ્રેમની ખાતર દેહદાન સમર્પણ કરનાર ધીરલા અને વિરલા નરનારીઓના હૃદય પ્રદેશમાં છવાએલી માલમ પડે છે."

"કુસુમ બ્હેન સહજ સહજમાં ઉડી જતા અને વધતા

કસુંબાના રંગ જેવા દાંપત્ય પ્રેમને તમારાં અલૌકિક દૃષ્ટાંત કદાપિ કાળે પણ લાગુ પડશે નહીં; અને તમારૂં કહેવું અર્ધ-દગ્ધ વિચારનાં દંપતીઓને સ્વપ્ને પણ ગળે ઉતરશે નહીં; પણ જે દંપતિઓ દિવ્ય ઘનશામ રંગી પ્રેમનાં ઉપાસક હશે તેજ તમારા કથનમાં આનંદી અને મસ્ત થઇને ફરશે."

"વિજયા આર્ય દંપતિઓના દીવ્ય પ્રેમને વાસ્તે પાશ્ચિમાત્ય પ્રદેશનો સમર્થ વિદ્વાન સ્કોટ સુંદર રીતે કવે છે કે:-

"True love's the gift which God has given,
To man alone beneath the heaven;
It is not fantasis hot fire,
Whose wishes, soon as granted fly;
It liveth not in the fierce desire,
With dead desire it doth not die;
It is secret sympathy.
The silver link, the silken tie;
Which heart to heart and mind to mine,
In body and in sonl can bind."

"કુસુમબ્હેન! ત્યારે આપણાં આર્યશાસ્ત્રો કયાં ઉતરે એમ છે મહાભારતના શાન્તિ પર્વમાં કહ્યુ છે કેઃ-

"गृहिणी सचिवः सखी प्रियः ।
प्रिय शिष्या ललित कलाविधौ ॥"

આ સુત્રના સિદ્ધાંત સાથે પ્રસ્તુત સ્ટેન્ઝાનો ભાવાર્થ વાસ્તવિક લાગે એમાં નવાઈ નથી.

" વિજયા બ્હેન, સ્ત્રીઓનો શારીરિક બંધ અને માનસિક વ્યાપાર વિચારતાં તેને કોઈ કોમળ મૃદુ કાર્યોને વાસ્તેજ સરજાવેલી જણાય છે. પુરૂષોનો શારીરિક બંધ અને માનસિક વ્યાપાર સ્ત્રીઓથી તદ્દન ઉલટોજ દૃષ્ટિગોચર થાય છે. આવી રીતે સ્ત્રી પુરૂષોના શારીરિક બંધ તથા માનસિક વ્યાપાર જુદી જુદી કક્ષામાં અટન કરનારા હોઇને તેઓના લક્ષ્યાર્થ સ્વાર્થ પણ એક એકથી જુદીજ પ્રકૃતિના હોય એતો વાસ્તવિકજ છે. કેટલાક દેશોમાં સ્ત્રીઓ જો કે પુરૂષ જેવા અને જેટલાજ હક્કો વગેરે મેળવવા તૈયાર થઇ છે અને થાય છે, પણ તેથી તેઓના સ્વાર્થ એક એકથી જુદી પ્રકૃતિવાળા નથી, તેમ આપણે કહી કહી શકીએ નહી, કારણ કે કોઈ પણ વાતનો વિચાર કરતાં આપણે સ્થળ, કાળ અને પાત્રને સ્ત્રી પુરૂષે સરખા સ્વાર્થ રાખવા મેળવવા અનુસરતા હશે; પણ તે ઉપરથી તે એક વ્યક્તિના દાખલા ઉપરથી આપણે સામાન્ય ધોરણ દુર કરી શકીએ નહીં; દરેક વાતમાં અપવાદો હોય છે તેમ તેવા ભાગ્યેજ બનતા દાખલાને અપવાદ તરીકે ગણી લેવામાં પણ ખોટું નથી; અર્થાત ટુંકમાં બીજા દેશોમાં સ્ત્રી પુરૂષો ભલે સરખા સ્વાર્થો હક્કો મેળવો પણ આર્યભૂમીમાં તો દેશકાળ અને પાત્રને સ્ત્રી પુરૂષોને સરખાજ હક્કો સ્વાર્થો પ્રતિકુળજ છે; અને તે પ્રતિકુળતામાંજ આર્યોનું શ્રેય છે; માટે આર્ય સ્ત્રીઓએ તો પોતાના સ્વાર્થને અનુકુળતાની કેળવણી લઇ પુરૂષોની વચ્ચે માથુ નાંખ્યા સિવાય પંડીતા, રસજ્ઞ, કુટુંબ પોષક, સ્વસ્થ, શરીરે બળવતી, રોગહીન સુંદર. યોગ્ય-

વાના પ્રમાણમાં કુટુંબના બંધનમાંથી મુક્ત થવાથી કુટુંબની મૂર્ખ ઇચ્છાઓ અને ક્લેશોમાંથી છુટી કુટુંબના ખરા કલ્યાણ કરવા શક્તિવાન, ઉત્સાહી, બાળક વર્ગને પોષણ શક્તિ આપે તેવી, વૃદ્ધ વર્ગની કલ્યાણ વાસના તૃપ્ત કરે તેવી થાઓ! સ-ર્વદા ગુણવાન, નીતિવાન ધર્મિષ્ઠ અને આજ્ઞાંકીત થાઓ!"

"કુસુમ બ્હેન આર્ય સ્રીઓ જો તમારા કહેવા પ્રમાણે નીવડે તો આપણો આર્ય ઘરસંસાર એટલો દીવ્ય મજબૂત અને પ્રેમાળ થાય કે તેથી ગૃહસ્થાશ્રમમાં ગોવિંદને પ્રેમી દં-પતિનાં ઘર શોધતા આવવું પડે! પ્રભાત સ્મરણીએ મહા સતી સીતા જી અનસૂયા અને સાવિત્રીએ પોતાના વિશુદ્ધ સ્ને-હ ભાવથી જગતકર્તા અને જગત એ બંને આધીન કરી લીધાં હતાં; એ શાના વડે? ફક્ત એક પરમ પતિ પ્રેમથી, સતિ-ત્વથી અને પતિવૃતથી! એવી પતિવૃતાઓના પતિ પ્રત્યેના પરમ અને દીવ્ય પ્રેમથીજ પ્રેમ ગાન ગવાય છે કે,

* * * *

ગઝલ.

તજાશે દેહના બંધો. તજાશે સ્નેહ સંબંધો
હૃદયનાં મર્મ બંધનો કદી એ પ્રેમ નહિ છુટે.
જશે આ વિશ્વ ને માયા કરમાશે કનક કાયા,
ઠરાશે હામ ને હૈયાં કદી એ પ્રેમ નહિ છુટે.
કદી જો આગમાં બાળો બુઝાવી આગ એ દેશે,
ઉલેચી નીરને વ્હેશે કદી એ પ્રેમ નહિ છુટે
જશે ઈન્સાફ ને આલમ જશે સૌ ધર્મનાં પોથાં,

જશે સૌ બોલનારાઓ કદી એ પ્રેમ નહિ છુટે.
જડાયો જીવ સાથે એ નસોના રક્તમાં વ્હે છે,
રમે છે રોમ રોમે એ કદી એ પ્રેમ નહિ છુટે.
સદા છે છે અને રહેશે કદી એ પ્રેમ નહિ છુટે,
જશે નહિ એક એનો એ કદી એ પ્રેમ નહિ છુટે.
પ્રભુ એ પ્રેમને પુજે જગત સૌ પ્રેમથી પુજે,
ખરૂં એ શાસ્ત્રને સુજે કદી એ પ્રેમ નહિ છુટે. ”

કલ્પના વિજય

“ વિજયા મનુષ્ય એક એકના સહવાસ વિના રહી શકતું નથી, તો પુરૂષે પુરૂષને કે સ્ત્રીએ સ્ત્રીને જેવો સંબંધ થઇ શકે તે કરતાં સ્ત્રી અને પુરૂષનો સંબંધ અધિક રૂચીકર અને અધિક દૃઢતર થવાનો સંભવ છે; કારણ કે સ્ત્રીના અને પુરૂષના સ્વાર્થ એક એકથી જુદીજ પ્રકૃતિના હોવાથી તેમનાં વચ્ચે વાંધો ઉઠવાનો કે હરીફાઇથી ઇર્ષા થવાનો સંભવ ઓછો છે, બલ્કે નથીજ. પુરૂષ પુરૂષનું અને સ્ત્રી સ્ત્રીનું અખંડ જોડું સંભવતુંજ નથી અને તેથીજ સ્ત્રી અને પુરૂષનો સંબંધ અધિક રૂચીકર અને દૃઢ થવાનો સંભવ છે તેમ કહેવું અક્ષરે અક્ષર ખરૂં છે. ”

“ કુસુમ બ્હેન દીવ્ય પ્રેમની સંપ્રાપ્તીને માટેજ લગ્ન એકજ અને અખંડ થવું જોઇએ. સ્ત્રીને એકથી બીજો પુરૂષ કે પુરૂષને એકથી બીજી સ્ત્રી ઘટવી ન જોઇએ; આ નિયમ અખંડ જોઇએ, એટલે મરતાં સુધી કે તે પછીથી પણ પુનર્લગ્નનો અવકાશ આવતો નથી. જમાનાના પરિબળમાં પુરૂષો

પરણવાની અંદર સ્વતંત્ર છે; સ્ત્રીઓ જો કે હલકી જ્ઞાતિમાં સ્વતંત્ર છે, પણ બારીકાઈથી તપાસતાં તેઓને વડીલોની મરજી પ્રમાણેજ ચાલવાનું હોઇ પરતંત્ર છે. આવી પરતંત્રતામાંજ આર્યોનું હિત છે; માટે સ્ત્રીઓએ કદી પણ સ્વતંત્ર આવી બાબતોમાં થવા ઇચ્છવું નહીં એ શ્રેયસ્કરજ છે, અને તેવીજ રીતિ આર્ય સ્ત્રીને છાજે છે, રાજે છે અને શોભે શોભાવે છે."

"વિજયા સ્ત્રી પુરૂષનો આ જગતમાં જીવવાનો હેતુ તો પરમાત્મા સ્વરૂપની પ્રતિતી થવી એ સિવાય અન્ય હોવાનો સંભવ નથી; એવી પ્રતીતિ થવા માટે જે પ્રીતિભાવ જરૂરનો છે તે ઉત્પન્ન કરવો, તેનેજ ખીલવવો એ મનુષ્ય માત્રનો ધર્મ છે. માબાપના હાથમાંથી છોકરૂં તાબેદારી, માન, નિયમ, વિનય વગેરે શીખીને છુટે છે, પછી સહજ મિત્રતા તથા ભાઇભાંડુની સાથે કેવી રીતે વર્તવું તે શીખે છે, અને ત્યારથીજ પ્રેમની ઉત્પત્તિ શરૂ થવા માંડે છે. પોતાને યોગ્ય રૂપ, ગુણ, વિદ્યાસંપન્ન સજાતીય મિત્ર મેળવવો મળવો એ આ પ્રીતિના પ્રથમાંકુર ઉછેરવાનો ઉપાય છે. માણસનું મૂળથી સ્વાર્થ ઉપર લાગેલું ચિત્ત પારકાને પોતાનું કરી લેતી વખતે વિસ્તાર પામે છે; અને એમ આત્મવત્ સર્વ ભૂતની પોતાના સમાન સર્વને નિહાળવાની કેળવણી લેવા માંડે છે, આ સ્થિતિ પરિણયની છે. સ્ત્રી અને પુરૂષ આ પ્રકારના અન્યો અન્ય હૃદયના ખીલવવા માટે ખાસ રીતે લાયક અને જરૂરનાં છે. પુરૂષ વ્યવહાર બળમાં સબળ છે, સ્ત્રીનું બળ રસેન્દ્રીય લાગણીમાં રહેલું છે. આ પ્રેમ બળ જો એકજ વિષયને લાગ્યું રહે, અને

એકજ સ્ત્રી કે પુરૂષ પરત્વે રહે તોજ તે વિષય અને સ્ત્રી
રૂપ સબળ વિચારશીલ, ડાહ્યા, ગંભીર ઉંડા અને ઘટ થાય
પક્ષી પક્ષીમાં સારસ અથવા ચકવાક બીજી પ્રીતિ નથી
છતાં પણ એક પાછળ એક જીવ આપે છે; તેને વાસ્તે ર
નુભવી રસિક લેખક કલાપી કહે છે કે,

* * * *

" ન ફીન્દુ સારસી આતો આવો માર્ગ કદી ગ્રહે
એકને દીલ અર્પ્યું તે બીજા કોનું નહીં બને;
પ્રેમ ને કારણો સાથે સંબંધ કાંઇ એ નથી,
કારણ પ્રીતિનું પ્રીતિ પ્રેમની લક્ષ્મી તે બધી;
ઝુરી ઝુરી મરવામાં સ્નેહ સંતોષ માને,
નહી કદી રસ શોધે સારસી અન્ય સ્થાને "

" કુસુમ બ્હેન સત્ય છે જુઓ સાંભળો.

" પ્રેમીએ પ્રેમી જાતાં કો બીજાથી પ્રેમ જોડવો,
આવું કાં ન કરે સૌએ પ્રેમી જો કે મળે ખરો;
જોડવી એક જોડીને એ કો ખંડીત થાય તો,
બંનેના એક બીજાથી ઓછાં જેથી બને દુઃખો. "

" આવો અખંડ અભેદ પ્રેમ આર્યોમાં પણ એક દ
હતો, અને હજી પણ ક્યાંક ક્યાંક ગુપ્ત પ્રત્યક્ષ માલુમ
છે, અને ઈશ્વર ઇચ્છાએ સ્થળે સ્થળે તેવોજ અખંડ અ
પ્રેમ જોવા ભાગ્યશાળી થઈશું. "

" વિજયા એક વ્રતવાળા સત્ય પ્રેમની ઉપર અ
જેઓને હોય છે તે તો એમજ કહે છે કે,

* * * *

" વ્હાલી વ્હેની સહન કરવું એય છે એક લ્હાણું,
માણ્યું તેનું સ્મરણુ કરવું એય છે એક લ્હાણું;
મૃત્યુ થાતાં તર્પણુ કરવું ઇષ્ટનું એય લ્હાણું,
આશા રાખી મરણુ પછીને જીવવું એય લ્હાણું;
છે વૈધવ્યે વધુ વિમલતા વ્હેન સૌભાગ્યથી કૈં ? "

પુરૂષોએ પણ સ્ત્રીના મૃત્યુ પછી શાસ્ત્રોક્ત રીતે લગ્ન વીધિ કરી પરણવું અગર સોહંના સુત્રને ભણી ભણી પોતાની જીંદગી ઇશ્વર ભજનમાં ગાળવી એજ શ્રેયસ્કર છે. પુનર્લગ્ન જેવો કુધારો જ્ઞાતિમાં કે દેશમાં જ્યારે દાખલ થાય છે ત્યારે જ્ઞાતિની અને દેશની અધોગતિ ઘણી ત્વરાથી નજદીકમાં આવતી જાય છે. રોમ જેવું મોટું રાજ્ય જ્યારે તેની જાહોજલાલીની ટોચે હતું ત્યારે પુનર્વિવાહનો ચાલ બહુ વધવાથી તેને દૂર કરવા ચાંપતા ઉપાયો લેવામાં આવ્યા હતા, તો પછી આવા સુધરેલા જમાનામાં તેમ કરવામાં જેટલી ઢીલ કરવી તે કેટલું ભયંકર છે? જો સાંભળ,

" Other causes nearer home were of dangerous omen, such as the shock to family life caused by: the growing facility of divorce. He formed also great schemes for improving Rome, one of them is that he put check to the facility of divorce; and so the monogamy in its unfalsified form is the strongest support of pure morality and the greatest consolation in the sufferings of life and death; for love is heaven and heaven is love. "

" સુલા અને સીઝર જેવા રોમના મહાન્ નેતાઓએ પુ
અને તાકીદે દૂર કરવાના ચાંપતા ઉપાયો લીધા તે રોમ
તિહાસમાંથી દૃષ્ટિગોચર થાય છે અને તેથીજ સિદ્ધ થા
કે એક પત્નિવ્રત તેના શુદ્ધ સ્વરૂપમાં નીતિનું પોષક
જન્મ મરણના દુઃખોમાં દિલાસા રૂપ છે, કારણ કે વિ
પ્રેમ સ્વર્ગ ઈશ્વર છે, અને ઇશ્વર પોતે વિશુદ્ધ પ્રેમજ છે

" કુસુમબ્હેન તમે તો એક રત્નજ છો. ખરેખર ત
કુળમાં કુંદનબ્હેન અને તમે તો એક દિવ્ય મણી છો. ત
પ્રસંગમાં જે આવે તે કંચન સ્વરૂપે પ્રકાશી નીકળે
સ્વલ્પ પણ અસત્ય નથી. તમારાં જેટલાં વખાણ મેં સાંભ
છે તેજ પ્રમાણે મન વચન અને કર્મથી તમે ઉત્તમજ
અને દીલગીરી માત્ર એટલીજ થાય છે કે તમારા લાયક
તમને મળ્યો નહિ. "

" વિજયા બોલતી બંધ થઇ જા. મને જે કાંઈ મ
છે તે લાયકજ છે, સોનાનો છે, મારે એમના ગુણ દોષ
નથી પણ મારે તો એમનાં પ્રત્યક્ષ દર્શન જોઇએ છીએ
એમના વૈભવની પ્યાસી નથી પણ તેમના પાદપંકજની
ની ઉપાસી છું. મને સુખ નથી ગમતું પણ દુઃખમાંજ
પડે છે. કોઇ પણ મનુષ્ય મુઆ પહેલાં સુખી નથી અને
પહેલાં દુઃખી નથી. સુખ સ્ત્રીઓને વાસ્તે નથી પણ પુ
વાસ્તે છે. બાઇડીના કર્મની બાજરી અને ભાયડાના ક
છોકરાં, અર્થાત્ વૈભવ પુરૂષનો અને રોટલા સ્ત્રીના. સ્ત્રીને
સ્તે કુદરતીજ સુખ સરજાએલું નથી. ઇશ્વરે સર્વદા તેને

ખમાંજ ડુબાવેલી છે. અતિશય પાપ કરે ત્યારે સ્ત્રીનો અવ-
તાર આવે એવી આપણામાં લોક માન્યતા છે; અર્થાત્ કેટ-
લીક સ્ત્રીઓ મશ્કરીમાં પણ કહે છે કે:–"ભગવાન પાસે
કયી વાંઝણીએ સ્ત્રીનો અવતાર માગ્યો હશે." આ પ્રમાણે
સ્ત્રીને વાસ્તે દુ:ખ છે અને પુરૂષને વાસ્તે સુખ છે; પણ દયાળુ
પ્રભુનો નિયમ એવો દયા ભરેલો છે કે સર્વના ઉપર દયા કર-
વીજ. તે અનુસાર સ્ત્રી સર્વદા દુ:ખમાંજ રહે તો રીબાઈ રી-
બાઇને મરી જાય. તેમ પુરૂષ સર્વદા સુખમાંજ રહે તો ગર્વથી
છલકાઈ જઈ પ્રભુને વિસરી જાય; માટે પુરૂષને ગર્વ થાય
નહિ અને સ્ત્રીને દુ:ખમાં આંસુ ન આવે એટલા માટે બંને
વ્યક્તિને લગ્નથી જોડયાં છે, અર્થાત્ સુખ દુ:ખનું મિશ્રણ સ-
મભે સરખા ભાગમાં કરેલું છે; એટલે એક નરમ તો બીજું
ગરમ. સારાંશમાં નરમ ગરમ અને સુખ દુ:ખ ભર્યો આર્ય
ગૃહસંસાર વ્યવહાર હરેક સ્ત્રીપુરૂષનો ચાલ્યો જાય છે. કુંવારા
ત્યાં સુધી સુંવાળા અને પરણ્યા એટલે પસ્તાયા એ પ્રમાણે
જીંદગાની શરૂઆત લગ્ન સંધીમાં સંધાઈ માનવજીવન સં-
સાર વ્યવહારમાં આગળ વધે છે. કોઇ પણ ડાહી સ્ત્રીએ સ્વ-
તંત્ર થવાની અને વરના કામમાં વાતે વાતે માથાં મારવાની
ઇચ્છા કરવીજ નહીં. પરમાત્માએ સ્ત્રીને સરજાવતી વખતેજ
તેને અનેક બંધને બાંધી છે અને અનેક છિદ્રે વીંધી છે, તેનું
કારણ એટલુંજ છે કે તે સ્વતંત્રતાને લાયકજ નથી; તેના
ઉપર કાયમ અંકુશજ જોઇએ છીએ. સ્ત્રીના સ્થુલ અને સુક્ષ્મ
બંને બંધારણમાં દૃષ્ટિપાત કરતાં એજ વિલોકાય છે કે સ્ત્રી

સર્વ રીતે સારાપણાનો અને નરસાપણાનો એક સાગર એક સારો ડુબકી મારનાર તારો સ્વબુદ્ધિ અને સ્વકર્મ અ સાર સાગરમાંથી યોગ્ય પુરૂષાર્થ વડે મોતી રત્ન અને કચ પ્રાપ્ત કરી શકે છે; માટે ડાહ્યા પુરૂષ વડે સ્ત્રી ડાહી થાય છે ઘેલા પુરૂષ વડે સ્ત્રી ઘેલી થાય છે; એમાં સ્ત્રીની જાત ભ ઉપર કાંઈ પણ આધાર રહેતો નથી; સ્ત્રીઓ તો ડહાપણ અ અંકુશ વડેજ સારી થઇ શકે છે."

"કુસુમ બ્હેન આપણા પવિત્ર અને પુરાણા ઘરસંસ વ્યવહારના ધોરણ ઉપર નવિન સંસ્કાર પામતી કન્યા–વહુ વડીલોના, દાદા દાદીઓના હાથ તળે જો કેળવવામાં આવે અવશ્ય કરીને સ્ત્રી સારીજ નીવડે એમાં તલમાત્ર પણ સંશ નહીં. વડીલોના હાથથી તાલીમ લઇને તૈયાર થએલી ઘણીજ નિપુણ, ડાહી, ઘર રખી, ગંભીર પેટવાળી, સરલ સ્ ભાવવાળી, અલ્પમાં વિશેષ છત દેખાડનારી અને કરકસર પુરૂષનો સંસાર એક સદગૃહસ્થ તરીકે ચલાવનારી સહુણી દરી નીવડે ! વડીલોના હાથ તળે કેળવાએલાં વર વહુનો સંસાર ગોલોકરૂપે મનાતા ગૃહસ્થાશ્રમ રૂપ થાય; અને તેમ સંતતિ અનસુયા સીતા સાવિત્રી અને રામ લક્ષ્મણ અને પ શુરામ જેવી પરાક્રમી અને દેવાંશી થાય. સ્વતંત્રતા પ્રાપ્ત રતાં નરનારીઓની પ્રજા કદાપિ કાળે આજ્ઞાંકિત વિનયી ધર્મિષ્ઠ નીવડતી નથી પણ કેવળ અર્ધદગ્ધ સ્વચ્છંદી અનાચારી નીવડે છે. જે સ્ત્રી પોતાના સ્વામીનું માનતી તે સ્ત્રીના છોકરાની વહુ તેનું માનતી નથી. જે પુરૂષ પોત

પિતાની આજ્ઞા માનતો નથી તેનો પુત્ર કદાપિ કાળે પણ તેની આજ્ઞા માનતો નથી અર્થાત્ જે વર વહુ પોતાનાં સાસુ સસરા તથા વડીલોની આજ્ઞા માને છે અને તેમને ઠારે છે તથા ઠરે છે, તેમનાંજ સંતાન અને પુત્ર વધુઓ તેમની આજ્ઞા પાળે છે અને ઠારે છે તથા ઠરે છે. પુત્ર દુરાચારી થાય તેમાં પિતાનો વાંક છે, અને પુત્રી દુરાચારી થાય તેમાં માનો વાંક છે. બાપનાં છિદ્ર દીકરાથી જોવાય નહીં, અને માનાં છિદ્ર દીકરીથી જોવાય નહીં; જો આથી ઉલટું વર્તન ઘરસંસાર વ્યવહારમાં ચાલે તો વર વહુનો સંસાર દુઃખમય નીવડે એમાં કાંઇ નવાઈજ નથી. મોટા કરે તે ન કરવું; મોટા કહે તે કરવું; માબાપ અને પતિના અવગુણ શોધવા એ કુલીન વહુનું કામ નથી પણ તેમનામાંથી ગુણનેજ ગ્રહણ કરવા તે કામ તેનું છે. બોલકણી અને ચાવળી વહુ બનવું તેના કરતાં કહ્યાગરી અને મુંગી વહુ બનવું તે વધારે સારૂં છે. નાથના વૈભવમાં પ્રિયકર અને આજ્ઞાંકિત થવું એમાં કાંઈ નવાઇ નથી પણ નાથના સંકટ સમયે અને ગરીબાઇમાં ઘર રખાં અને કહ્યાગરાં થવું એમાં નવાઇ છે.”

“વિજયાબ્હેન ! હવે જમાનો બદલાયો, તેની સાથે માણસ પણ બદલાયાં, માણસની સાથે તેમનાં મન પણ બદલાયાં, અને મનની સાથે કર્મ પણ બદલાયાં અને કર્મની સાથે નસીબ પણ બદલાયાં અને નસીબ બદલાતાં આખો સંસાર દુઃખમય અને કંગાલ બન્યો. સાંપ્રત સમયમાં જે જે કાંઈ અનાચાર દુઃખ અને કલેશ પ્રત્યેક ઘરસંસાર વ્યવહારમાં

અવલોકાય છે તેનું મુખ્ય કારણ ઉપરક્ત તેજ છે. વર વહુ ન ગણે, અને વહુ વરને ન ગણે દીકરો બાપને ન ગણે, અ દીકરી માને ન ગણે. આ પ્રમાણે જ્યાં હરેક ઘરમાં હરેક અવગણના થઇ ત્યાં હરેકની ગણના મહત્તા અરે આમન્યા ના પામી; અને આમન્યા નાશ પામતાં બધું એકાકાર થઇ ગ નાના મોટાનો ભેદ ટળી ગયો અને સર્વ જણાં સરખા હક હકસાઈ કરતાં થયાં. હરેક જણું અન્યોઅન્યની પુંઠ પાછ નિંદા કરતાં થયાં, આખો સંસાર મન અને ભાવ વગરનો લુ અને નિસ્તેજ થઇ ગયો. મન, ભાવ અને પ્રેમ સંસ્કારહીન થ આચાર વિચારહીન થયાં અને આચાર વિચારહીન થતાં રે ગરદમ ભટકવા લાગ્યાં, અને જ્યાં નજર ઠરે ત્યાં ઠરવા લાગ્ય આથી સ્નેહબંધન ઢીલું થઇ ગયું અને હૃદયગ્રન્થી છુટી જ થી નરનારી અન્યોઅન્યથી વિછુટાં થઈ ગયાં, અને તેથી ઈ ક્લેશ, કુસંપ અને કંગાલતા હરેકના ઘરમાં દાખલ થઈ આખો સંસાર વ્યવહાર દુ:ખના દરિયામય થઇ ગયો."

"ખરી વાત છે, કુસુમબ્હેન! તેજ પ્રમાણે આપ ઘરબારની સ્થિતિ થઈ ગઇ છે. આગળ આર્યપ્રજા ઉન્નતિ ઉંચ શિખર ઉપર આનંદ, વૈભવ અને ધર્મની જે કાંઈ અ કિક દીવ્ય અને મીઠી મઝા માણતી હતી, તે અત્યારે અવ તિની ભયંકર ખાઇમાં ક્લેશ, ઇર્ષા, કુસંપ અને અધર્મ પુરમાં ડુબકાં મારે છે!"

"વિજયાબ્હેન! હવે આર્યપ્રજાને વાસ્તે ઉન્નતિનો કજ આધાર છે. તે એજ છે કે પુત્રે પિતાની આજ્ઞા મા

અને સ્ત્રીએ પતિની આજ્ઞા માનવી ! પિતૃ સેવા અને પતિ સેવા એજ આર્યોને સાચા સુખના મેવા દેનારી સેવા છે. કાળ બળે કરીને સિદ્ધ થયું છે કે જે દેશમાં વડિલોનું માન, પિતૃ-પુજન અને પતિપુજન નષ્ટ થયું છે તે દેશ સંપૂર્ણ રીતે ખરાબખસ્ત થઇ ગયો છે. ગુરૂભક્તિ, પતિભક્તિ, પિતૃભક્તિ અને સ્વદેશભક્તિ જે વ્યક્તિમાંથી જે ઘરમાંથી અને જે દેશમાંથી નાશ પામી છે તે વ્યક્તિ, તે ઘર અને તે દેશ સર્વ રીતે નાશ થયેલો છે."

"કુસુમબ્હેન ! આપણે સ્ત્રીઓને વાસ્તે તો એજ ઉત્તમ છે કે આપણે મન કર્મ અને વચનથી પતિને પરમાત્મા માની તેની સર્વદા સેવા કરવી અને તેથીજ સ્ત્રીઓને સાચો મોક્ષ અને કલ્યાણ છે !"

"વિજયાબ્હેન ! આપણે તો એકજ સુત્ર યાદ રાખવું કે, "પતિના વચનને વરતે એજ સતી અને સતીના વ્હાલને વાંચ્છે એજ પતિ !!" આ પ્રમાણે વાણીવિનોદ કરી કુસુમ વિજયાની રજા લઇ ઘેર ગઇ, અને વિજયા કુસુમનાં વખાણ કરતી કરતી ગૃહકાર્યમાં ગુંથાવા લાગી !"

# પ્રકરણ ૮ મું.

## આશાની નિરાશા કે નિરાશાની આશા !!

દોહરો.

સુલવણી ભાવી તણી સુખમાં દુઃખના પ્હાડ,
માલમ ન પડે મનુષ્યને આંખે અજ્ઞની આડ

વિદ્યા ફળતી નથાં, તેમ પુરૂષાર્થ ફળતો નથી; પણ હ મેશાં પ્રારબ્ધ ફળે છે. સરખો યત્ન છતાં સમુદ્ર મંથનથી હ રીને લક્ષ્મી પ્રાપ્ત થઇ અને શંકરને વિષ મળ્યું, એ પ્રારબ્ધ ખુબી છે. ઘણાઓ અથાગ યત્ન ને અપાર ખર્ચ કરીને પ પૂર્ણ વિદ્યા પ્રાપ્ત કર્યા છતાં સુદામા જેવા રહે છે; ત્યારે કે લોક કેવળ અક્કલ શૂન્ય છતાં, વિદ્યા શૂન્ય છતાં મહાન્ પદ ભોગવે છે અથવા અઢળક લક્ષ્મીનું આધીપત્ય ભોગવે છે અર્થાત્ પુરૂષાર્થ બળ કે વિદ્યાબળ પ્રારબ્ધ આગળ પાણી ભ છે, હદ ઉપરાંત પુરૂષાર્થ કરનાર ઉંદર કરંડીઓ કરડી નાગ મુખમાં જાય છે.

કર્મ કરે તે કોઇ ન કરશે મુરખ મથી મરશે,
ભલે બાંધીને નાખો સાગરમાં કર્મે તાર્યા તરશે;
ઘંટીના ગાળેથી પણ જીવ કર્મે ઉગર્યા ઉગરશે,
સુખ દુઃખ શાળાના કર્મ મ્હેતાથી ઠોઠ નઠોર ન ડરશે.

ઝવેરી ડાહ્યાભાઇ

લક્ષ્મી, કૌસ્તુભ, પારીજાતક એવાં બધાં ભાંડુ, મહા સમુદ્ર પિતા અને અતિ કૃપાથી મસ્તકે ધારણ કરેલો એવો ચંદ્ર તેને પણ હૈવે નિર્મેલી ક્ષીણતા મુકતી નથી, તો પછી દૈવની પ્રતિકુળતા સમયે સાનુકુળ કોણ થઈ શકે ? અર્થાત્ કોઇજ નહિ. ભાવિ યોગે આવી પડેલી વિપત્તિના સમયે ગમે તેવા સ્હાયકારીઓ હોય તોપણ તેમની સ્હાયતા ખપ આવતી નથી, માટે પ્રારબ્ધ આગળ સર્વ પાંગળા છે.

*　　*　　*　　*

" ભુલ્યો મન મુસાફર ભમ્યો ભવ વગડે,
ભમ્યો ભવ વગડે ભુંડા જગતને ઝગડે:–૦
કંચન શી કાયા મિથ્યા મમતને માયા,
જુઠી આ જંજાળ જાગી જોને જીવ રગડે:–૦
અવસર જાયે ભુંડા પછીથી પસ્તાયે,
કર તું કમાણી કાંઇ કરણી ન બગડે:–૦

નારાયણ પંડીત

રજપુતાનાના રાજ્યોમાં અમરગઢ પણ એક નાનકડું રાજતેજથી રાજતું અમરાપુરીનું માન મુકાવતું રાજ્ય છે. રાજવાળા નેક ટેક અને રીત રીવાજમાં તે ઘણું અડગ ટેકી અને પુરાણી પરનાલિકાને અવલંબી રહેલું રાજ્ય છે. તેના મહારાણા ઉદયસિંહ પરમાર વંશથી ઉતરી આવેલ શુદ્ધ રાજબીજ છે. તેમને સંતાનમાં ફક્ત અમરસિંહ કરીને એકજ રાજકુમાર છે. ત્યારબાદ મહારાણાને એક બે સંતાન થએલાં પણ દૈવ ઇચ્છાથી બાલ્યાવસ્થામાંજ પરલોકવાસી થએલ હતાં.

મહારાણાનું જીવન, રાજ્યનું તેજ અને મહારાણી કેસરબાનાં લોચન આદિમાં જે કાંઈ કહીએ તેમાં ફક્ત અમરકુમારજ છે. અમરકુમારને મહારાણાએ પ્રાચીન પદ્ધતિ પર રાજકીય કેળવણી આપેલી છે. ભાયાતો સરદારો અને પટાવતોની સહાયથી અમરકુમારને મહારાણાને અંગ્રેજી કેળવણી પોતાની પસંદગી વિરૂદ્ધ આપવાની ફરજ પડી છે. પાશ્ચિમાત્ય કેળવણીના સુધારાના પાસ શુદ્ધ રાજપુત્રને ન બેસી જાય તેની ખાસ કાળજી રાખી કુમારને કૅાલેજમાં નહિ મોકલતાં એક સારા સદ્‌ગુણી અનુભવી અને આર્યોના પુરાણા રીતરિવાજોમાં રાજતા શિક્ષકને ભારે પગાર બાંધી આપી ખાસ રાજ્યમાં રાખેલ છે અને તેના હાથથી રાજકુમારને કેળવવાનું ઉચીત ધારેલ છે. આ પ્રમાણે અમરગઢ પ્રાચીન પદ્ધતિ પર રાજતેજમાં રાજતું એક નાનકડું સ્ટેટ છે. વિબુધ વાંચકવૃંદને વધુ નહિ તલસાવતઃ ટુંકમાં વિદિત કરવામાં આવે છે કે શિક્ષક તરીકે પ્રસ્તુત નવલકથાના નાયક હીરાલાલનીજ નિમણુક અમરગઢમાં થએલી છે. હીરાલાલે અમરકુમારને ઇંગ્રેજી કેળવણી સારી રીતે આપવા માંડી છે, અને તેને સારી રીતે બોલતાં ચાલતાં—લખતાં વાંચતાં ઘણાજ ટુંક વખતમાં શીખવાડયું છે, હીરાલાલની રહેણી કરણીથી મહારાણા ઘણાજ પ્રસન્ન થયેલ છે. તેની ટુંક સમયમાં શીખવવાની સરલ પદ્ધતિથી તેને સારો પગાર બાંધી આપી રહેવાને વાસ્તે દરબારી મકાન પણ આપેલ છે. આખા રાજદરબારમાં હીરાલાલ ઘણોજ માનીતો અને જાણીતો થઇ પડેલ છે. રાજવળાના કાર્યમાં તેની વાતે વાતે

સલાહ લેવાય છે. પર રાજ્યોનો તમામ પત્રવ્યવહાર તેના હસ્તથીજ ચલાવવામાં આવે છે. રાજા અને પ્રજાવર્ગ બંને તરફની પસંદગી હીરાલાલ ઉપર સારી રીતે ઉતરેલી છે. રાજ્યનું રમ્ય અને રસિક રમકડું હીરાલાલ થઈ પડયો છે. આખા રાજ્યમાં માસ્તર માસ્તર તરીકે ઉપનામ મેળવતો હીરાલાલ ઉદયસિંહનો એક વિદ્વાન સલાહકાર થઇ રહ્યો છે. આજકાલ આખો દરબાર હીરાલાલનો લગ્ન પ્રસંગ કેવી રીતે ઉજવવો તેની ધામધુમમાં ગુંથાયેલ છે. ભાવનગરથી હીરાલાલ ઉપર લગ્નના મહુરતનો તાર આવ્યાને આજ પાંચ દીવસ થયેલ છે. હીરાલાલનું લગ્ન વૈશાખ સુદ ત્રીજ ને સોમવારે નિરધારેલુ છે. આજરોજ શનિવારનો દીવસ છે. જાન રવિવારના પ્રભાતના પહોરમાં અમરગઢથી દરિયા માર્ગે વિદાય થવાની છે, એટલે સારી રીતે જાનની ધામધુમમાં અને માસ્તર વરરાજાને સારી રીતે શ્રૃંગારવામાં મહારાજા ગુંથાયેલા છે. અમરકુમાર પણ માસ્તરને સારી રીતે પ્રસન્ન કરી રહ્યો છે. જાનની સર્વ પ્રકારની વ્યવસ્થા તથા માસ્તરની સરભરા કરવાનું માન અમરકુમારને મહારાણા તરફથી મળેલું છે. રાજમહેલમાં પણ સારી રીતે રોશની થઈ રહેલી છે. કેસરબાનો હરખ માતો નથી. માસ્તરને પીઠી ચોળવાનું કાર્ય પણ તેમણે ઉપાડી લીધું છે. હીરાલાલને વાસ્તે રાજવંશી પોશાક સારામાં સારો મહારાણાએ તૈયાર કરાવ્યો છે. કુંદનના મામા અને મહારાણાના કારભારી મેરૂભા વચ્ચે લગ્ન સંબંધી ખાનગી પત્રવ્યવહાર આજકાલ સારી રીતે ચાલી રહ્યો છે. બંને પક્ષ તરફથી વર-

ધોડીઆ ધામધુમ સારી રીતે થઇ રહી છે. રવિવારે પ્રભાતના માંગલિક પહોરમાં જાન લેઇ નીકળવાનું મુહુર્ત રાજ્ય જોશીએ આપેલ છે; એટલે આજરોજ શનિવારના દીવસે સારી રીતે માંગલિક આનંદ વરતાઈ રહ્યો છે. હીરાલાલના મિત્રો પણ રાજનગરથી અમરગઢ આવેલ છે. તેઓ સર્વે હીરાલાલનું માંગલિક અંતરથી ઈચ્છી હીરાલાલને અભિનંદન આપી રહ્યા છે. રાજ્ય તરફથી હીરાલાલના મિત્રમંડળ તથા સગાંવ્હાલાંનો સત્કાર સારી રીતે થયેલ છે. અમરકુમાર તથા રાણી રાજબાએ હીરાલાલના વડિલનું પદ ગ્રહણ કરે છે. કુંદન તરફથી મામા અમીધરપ્રસાદ અને હીરાલાલ તરફથી પ્રિન્સ અમરકુમાર તથા પ્રિન્સેસ રાજબા હીરા કુંદનના લગ્નનાં નેત્તાઓ તરીકે નિર્માણ થયેલાં છે. આજરોજ રાતના અમરવિલાસ પેલેસમાં કંચનીઓનો નાચ મજરો ખાસ હીરાલાલના લગ્ન પ્રસંગ સારૂ ઠરાવેલો છે. હીરાલાલ તથા અમરકુમાર પ્રિન્સના મિત્રો તથા માયા મહોબતવાળા સ્નેહીમંડળને નાચમાં આવવાનાં ખાસ આમંત્રણ પત્ર અપાએલ છે. આજરોજ અમરવિલાસ મહેલની બહાર પણ જુદીજ થઇ રહેલ છે. ટકોરખાનું નગારખાનું અને દીપમાળની રોશની સારી રીતે રાજમહેલના ખંડે ખંડે કરવામાં આવેલી છે. બેન્ડ અને ટકોરખાનાના મધુર સરોદ અમરવિલાસ મહેલની તથા હીરાલાલની બંદગી ઉચ્ચારી રહેલ છે. બરાબર નવનો અમલ થતાં અમરવિલાસ મહેલમાં રાજ પરોણાઓ તથા મિત્રમંડળની ગીરદી થવા માંડી અને જોતજોતામાં મ્હેમાનોથી આખો મહેલ ભરાઇ ગયો. છેવટે હીરાલાલ, અમર-

કુમાર અને મેરૂભા સાહેબ ચાર ઘોડાની ફાઇટનમાં બેસી મહેલમાં પધાર્યો. વારાંગનાઓ કંચનીઓ અને નાયકાઓ પણ રાજમહેલમાં ટાઇમ થતાની સાથે દાખલ થઈ ગઇ અને નાચરંગના મજરા અમરકુમારની આજ્ઞા થતાંની સાથે થવા લાગ્યા. શરૂઆતમાં કાશ્મીરની નાયકાઓએ કૈરવ નૃત્યનાં તોડા કલાવિધાનનો ઉચ્ચ ખુબી સાથે કરવા માંડયા અને આખા ડાયરામાં આનંદ અને શાન્તિની અપૂર્વ અસર પ્રસરાવી દીધી. મેરૂભાસાહેબે નાયકાના કલાવિધાનથી પ્રસન્ન થઇ પોતાની અંગ પર ઓઢેલ કસબી સાલ શરપાવમાં આપી. ફરી એકવાર વધારે કૈરવ નૃત્યનો મજરો નાયકાએ કરવા માંડયો અને ગાયન, નૃત્ય અને હાવભાવ સાથે જીભથી મોતીની સેર પરોવા લાગી:—

*　　*　　*　　*

'રંગે ગાઓજી ગાઓજી ગોપીના શામ ( ૩ )
ગોપીના શામ નંદ નંદન અભીરામઃ-રંગે.
વ્રજ જન તારણ ગીરીવર ધારણ,
જશોદાના લાલાજી કુબજાના કામ:—રંગે.
વન્દ્રાવન રાસ રચાઇ યમુના તટ બંસીવાળ:
મોર મુગટ ધારી મોરારી ઘનશામઃ-રંગે,

સુરશ્યામ.

ગાયન સાથે અદાભાવ કલાવિધાન અને મોતીની સેર પરોવાએલી જોઈને રજપુત વર્ગ નાયકા પર સારી રીતે ખુશી ખુશી થઇ ગયો; અને જોત જોતામાં કાશ્મીરવાળી નાયકા-

ઓએ સારી રીતે ઈનામ સત્કારમાં સારો પૈસો હાથ કર્યો! ત્યારબાદ રાજ નાયકા કંચનીઓનો નાચ શરૂ થયો; તેમણે પણ રાજ મંડળને નૃત્ય ક્રિયાથી સારી રીતે પ્રસંન્ન કરી દીધું; અને છેવટે ફક્ત અંગુઠા ઉપર તાંડવ નૃત્ય ક્રિયાના રસીક તોડા ગાવા માંડયા; અને તાન આલાપવા માંડયું.

* * * *

" સાંવરીઆ સાંવરીઆ સાંવરીઆરે,
કાહે મારે નજરીઆં...........
મારે નજરીઆં કાંહે મારે નજરીઆંરે–સાંવરીઆ૦
નીચે બહે ગંગા ઉપર બહે જમુનારે;
બીચમેં ઠાડો કનૈયારે—કાહે૦
ઇત ગોકલોયું ઉત્ત મથુરા નગરી;
બીચમેં ઠાડી સુંદરીઆરે કાહે૦ " ગોહરજાન.

પ્રિન્સ અમરસિંહે કંચનીઓને યોગ્ય સરપાવ આપી સારો સત્કાર કર્યો! છેવટે પર રાજયોમાંથી આવેલ વારાંગનાઓએ કુમારની પરવાનગી મેળવી નૃત્ય ક્રિયા શરૂ કરી; તેમણે પણ પોતાના અપૂર્વ નૃત્યથી એક એકથી ચઢીઆતું કામ બતાવી મહેમાનોને ખુશ કરી દીધાં; છેવટે એક હાથમાં દીપક અને બીજા હાથમાં નાનો અરીસો લઇ કૈરવના તોડા વગાડી કલા વિધાનનું અદ્ભુત અને રસીક કામ કરી બતાવવા માંડયું:–

કવ્વાલી.

" અગર હમ બાગ બા હોતે તો ગુલસનકું લુંટા દેતે,
પકડ કર દસ્ત મેં બુલ બુલ ગુલોસે જા મીલા દેતે:–૦

જો હોતે બાગ કે માલી હું ચુંટતે ફુલકી ડાલી,
ગુંથા કર હાર ફુલોંકા વો દીલભરકું પેના દેતેઃ—૦
જો હોતા બાગકા ભમરા કલી કે બીચ છુપ રહેતે,
મઝા ઉલ્ફતકી લે લે કે સુબો હોતે નીકલ જાતેઃ—૦
હમારા દીલ પતંગ હોતા ઉડાતે ગમકે દોરેસે,
ચઢા કર ઇશ્કકા માંજા પતંગ ઉસકા કટા દેતેઃ—૦ ”

બહારે પરસ્તાન.

આ પ્રમાણે ચકલા થડસીમાં નૃત્ય કીયાનું કામ મોડી રાત સુધી ચાલ્યું; છેવટે પાન ગુલાબ ચાહ પાણી દુધ કસુંબા વગેરે લઈ ડાયરો મોડી રાતે ખતમ થયો. હીરાલાલને હરેક જણે અંતઃકરણથી ઘણુંજ સાફ માન આપ્યું; અને તેને ઇનામ સરપાવનો પણ પાર ન રહ્યો; છેવટે હીરાલાલ વિધિની અજબ લીલા ઉપર મનન કરતો કરતો પ્રિન્સ જોડે ફાઇટનમાં બેસી પોતાના રહેવાના દરબારી મકાન ભણી વળ્યો; મેરૂભા અને પ્રિન્સ હીરાલાલને ઘણાજ સ્નેહપૂર્વક નમન કરી છુટા પડયા; અને હીરાલાલ મકાનમાં જઈ કપડાં ઉતારી હીંચકા ઉપર બેસી હીંચવા લાગ્યો; તેણે સૂવાનો પ્રયત્ન કર્યો પણ નિદ્રા બિલકુલ આવી નહી; અને કાંઇ હરખ ઘેલછામાં આવી હરીની અકળ ગતિ ઉપર મનમાં બોલવા લાગ્યો; ઘડીકમાં લગ્ન પ્રસંગ સબંધી ઉદ્ગાર કાઢવા લાગ્યો અને ઘડીકમાં રાજદરબાર પ્રસંગ સંબંધી બોલવા લાગ્યો; આવો અચાનક કુદરતનો ફેરવાઓલો મામલો જોઇને તે તો અચંબામાંજ પડી ગયો; વિસ્મયતાની સાથેજ તેના મુખમાંથી નીકળી પડયું કે,

## શાર્દૂલવિક્રીડીત છંદ.

" સૌ આપે સન્માન દાન વળી જ્યાં મિષ્ટાન મેવા મળે,
સાસુ સ્નેહ સહિત શબ્દ ઉચરે ત્યાં તાપ ત્રણે ટળે;
સાળાની વહુ સાળીઓ હળી મળી હેતે કરે હાસ્યરે,
સ્વર્ગવાસ સમાન સર્વ સુખ તે ઁસંસારમાં સાસરે.
દલપતરામ ક

આ પ્રમાણે ઉદ્‌ગાર કાઢી સારી રીતે ખડખડાટ પડયો; છેવટે તેને તેના હવાઇ કીલ્લા બાંધતા મન ઉપર ! સ્કાર આવ્યો અને તિરસ્કારની સાથેજ મનને મજબૂત થોડીકવાર સુધી મુંગો મુંગો એમને એમ બેસી રહ્યો; ! ન રહેવાયું ત્યારે પાછો બડબડવા લાગ્યો.

" વિશ્વાધાર વિભુ તારી અજબ લીલા છે. કયાં શ્રીર રાજ્યગાદી આપવાનો મહારાજા શ્રી દશરથનો રાતનો િ અને કયાં શ્રીરામનો પ્રભાતમાં વનવાસ? કયાં બલિરા દાન અને કયાં શ્રી હરિના પાદ તળે ચંપાઈ પાતાળમાં ( કયાં હરિશ્ચંદ્રનું વિશ્વામિત્રને રાજ્યદાન અને કયાં તેનો ર ણુમાં વાસ? કયાં યુધિષ્ઠિરની રાજ રમત જુગાર અને પાંચાળીનાં ભરી સભામાં વસ્ત્ર હરણુ? કયાં મથુરામાં બળદેવની મલકુસ્તીની રમત અને કયાં કંસનો શિરચ્છં કયાં અમરગઢનું રઢીઆળું રાજ્ય અને કયાં મારો આ પ્રસંગ? કયાં મારૂં માંડવીની પોળનું ગરીબડું ઘર અને મારો રાજમહેલમાં વાસ? કયાં કુંદનનો મોસાળમાં વાસ કયાં મારી રાજવળાની નોકરી? હરી હરી જ્યાંથી વ્હાર

ધાડ અને જ્યાંથી ધાડ ત્યાંથી વ્હાર! જે રક્ષક તે ભક્ષક અને જે ભક્ષક તે રક્ષક! જ્યાં સંભવ ત્યાં વેરાન અને જ્યાં વેરાન ત્યાં સંભવ! વિભુ આ શો ચમત્કાર? આ લગ્ન પ્રસંગમાં તારો ગુપ્ત હેતુ શો હશે તે મારાથી કળી શકાતું નથી. મારા ભાગ્યનો રવિ આ રીતે ઉદય પામશે તેની તો મને સ્વપ્ને પણ આશા નહોતી! મારી મરજીની પૂરી દરકાર કર્યા વિના મામા અમીધરપ્રસાદે રાજ્ય અમાત્ય મેરૂભા સાથે ખાનગી મસલત ચલાવી મહારાણાને વચ્ચે પાડી આ લગ્ન પ્રસંગ રચાવ્યો તેમાં કુદરતનોજ કૃપાવંત કર હોવો જોઇએ! કુદરત વિના આ કામ પાર પડેજ નહીં. હું મામાના હાથમાંથી છટક્યો ત્યારે મામાએ મને આખો ગળ્યો! રાયજીની હાજરી વગર જે લગ્ન પ્રસંગ યોજાય છે તેમાંજ અન્યાય થાય છે! મારૂં મન શંકાશીલ પ્રતિ પળે થયાં કરે છે તેનું સબળ કારણ રાયજીની ગેરહાજરી છે. મામાને હાથ તાળી આપી ભોંયરા હા ભણી અમરગઢ આવ્યો તો સમુળગો સપડાઇ ગયો; ઓહો આ તો અજબ સંસ્કાર થયો; કેમકે,

"કિટના ભયથી ભાગ્યો સિંહના ગુખમાં જઇ પડયો,
વાહ વિધાતા તુજ કૃતિનો અજબ દાખલો આવી ચડયો."

રતિરંભા ત્રોટક

હવે કરવું શું? વિધિ જેમ નચાવે તેમ નાચવું અને હસાવે તેમ હસવું, રમાડે તેમ રમવું અને રોવરાવે તેમ રોવું! વિધિ વિધિ તારી કળા અકળ છે! હરી હરી તારી માયા અજબ છે; ત્રિભુવન ત્રિભુવન તારી જાળ જબરી છે; જે

તેમાં જકડાયા તેનો જીવ અચેજ છુટકે! હસી હસીને મોંઘમ મારનાર એક તું જ છે! મીઠો ફાંસીઓ તારા વિના બીજો કોઈ નથી. પ્યાલો પાસે ધરી અધવચ તલસાવનાર તારા જેવો તો કોઈ જોયોજ નથી. કુણીએ મધ ચોપડી કુણા હથોડે કુટનાર તારી તો બલિહારી છે! ઘડીમાં ગાદી અને ઘડીમાં હાથમાં ઠોગી લોટો એવો જગતમાં છે નહીં ત્રિભુવન તારો જોટો! ત્રિભુવન તારી ખુબીની બલિહારી તો ત્રણે ભુવનમાં ન્યારીજ છે! ઘડીમાં ઘાટે અને ઘડીમાં વાટે ઘડીમાં ઘરમાં તો ઘડીમાં બજારમાં પણ તારા ઉપાસકોને તું પકડી પળમાં પત્થર અફાળે કે હવામાં દડાની માફક ગોળ મટોળ વાળી અદ્ધર ઉછાળે: તારી મરજી વિરૂદ્ધ વર્તનારને તો તું સપડાવે જાલીમ જાળે અને તારી સાથે ફંદ કરનારને તો તું કચરી નાંખે એક ફાળે! બલિહારી બલિહારી હરી તારી કળાની તો બલિહારી.

* * * *

" અતિ અકળ કળા હરી તારી,
બણીઆ બહુ નામી બલિહારી:—૦

" શામ રંગ મૃગ મદનો કીધો તદપિ સુવાસ સબળ ગુણ દીધો
રંગ રાગથી સારંગ વિંધ્યો કરી મૃદુ અકળ અવિકારી:—૦
ભમરી યોગે યોગ ભમે છે અમળ કમળ દળ માંહી રમે છે;
પ્રથક પ્રથક રસ સ્વાદ જમે છે માધવ મધુ દેનારી:—૦
કાળ ક્રમણુ નવ જાય કળાયુ પ્રતિ પળ ભક્ષે સૌનું આયુ;
વહન કરે આશાનો વાયુ દે કર સૌ દે' ધારી:—૦
નગ પત્થરમાંથી નિકળે પાણી પાણીની રચના સૌ જાણી.
જડ ચૈતન્યના યોગે વાણી એ કૃતિ ચિત હરનારી:—૦

નિશ દીન વાયુ વહન કરે છે રવિ શશિ તારા ફેર ફરે છે;
સાગર સરિતા ગુણ ઉચરે છે અદ્‌ભુત નગ કૃતિ ન્યારીઃ—૦
ધાતુ રત્ન ધરામાં દાટી કર્મ પ્રયત્નની મેલી આંટી;
કીમતીની કિંમત પણ માટી જન ભુલવણી ભારીઃ—૦
ત્રિગુણી માયા ત્રિગુણી કાયા ત્રિગુણી તત્વ મહત્વની છાંયા:
નિર્ગુણમાં ગુણ સર્વ સમાયા કો નર નપુંસક નારીઃ—૦
ઘાટ પ્રથમ પ્રાણીના ઘડીયા કંઇ નાના મોટા નિવડીયા;
પેટ તણે આધિન સૌ પડિયા મન મોટપ અહંકારીઃ—૦
આત્મ ગમનનો એકજ રસ્તો કઠણ કસોટી લઇને કસતો;
નિકટ નિરાળો રહે છે વસ્તો ખટપટે વિકટ વિચારીઃ—૦
વશ ઝાંઝે તુજ કામો ઠામે અવલોક્યા એ મહાસુખરામે;
નમન કરે નિશ દીન તુજ નામે ચરણ કમળ ચિત ધારીઃ—૦"

મહાસુખરામ કવિ.

જગતનાથ આ અનાથને હવે તું કેવી રીતે નાથીશ ? ફરે હર હર, મધ્ય જામની તો વીતી ગઈ, નક્ષત્રરાજ ત્વરાથી કદમ ઉપાડતો જાય છે. તારાગણો ડોકીયાં કરી કુદરતની ઝાંખી કરે છે. ઘડીઆળમાં પણ અઢી વાગ્યા. નિદ્રા તો મારી સાથે રૂશણું લઇ બેઠી છે. મગજમાં હવાઈ વિચારો ઠલવાય છે અને ભરાય છે. મહારાણીની કૃપા મારા ઉપર દૈવી અને અદ્‌ભુત છે. અમરકુમારની લાગણી કાંઇ અલૌકિક છે. કેસર માનો પ્રેમ માતૃપ્રેમને એકવાર ભુલાવી દે તેવો છે. રાજબાગાનો ભાવ સગી બ્હેન કરતાં પણ ચઢીઆતો છે. આખુ અમરગઢ મારા તરફ માન અને સ્નેહની લાગણીએ મને નિરખે છે

એ શું ? આ કેવા પ્રકારનો અદ્ભુત ફેરફાર ? એકાએક અણ-ચિંતવ્યું આવતું સુખ ભવિષ્યના દુઃખની તો આગાહી નહિ કરતું હોય ? વિચિત્ર રીતે બદલાતું વાતાવરણનું વાદળ પાછળથી મારા ઉપર કાંઇ ઘાત નહિ લાવતું હોય ? પરમાત્માની આ શું કૃપા હશે ? વિધિની મારા ઉપર આવી દયા દૃષ્ટિ હશે ? ગમે તેમ હો પણ પ્રભુ હું તારો છું. તારા વિના મારૂં બીજું કોઇ નથી. હું સુખમાં છલકાતો નથી અને દુઃખમાં ગભરાતો નથી. આવા કારમા લગ્ન પ્રસંગનો મને કીંચીત પણ આનંદ નથી અને કિંચિત પણ શોક નથી. કુંદન અને મારા આ લગ્ન પ્રસંગમાં મામાએ શું રાયજીની સંમતી મેળવી હશે ? ગમે તેમ હો પણ મારે કુદરત જેમ દોરે તેમ દોરાવું એજ શ્રેયસ્કર છે. પરમાત્માના પ્રયત્ન આગળ મનુષ્ય યત્ન નકામો છે. જે કાંઈ થાય તે જોયાંજ કરવું. લાવ હવે જરા નિદ્રા લઉં ! બે ઘડી તો પથારીમાં આળોટું ! વિચાર સાગરમાં તરંગે ચઢતા મગજને કાંક તો શાન્તિ આપું ! મારા આ પ્રસંગથી કુંદન કેવા આનંદમાં ગરકાવ થઈ હશે ? ના ના, કુંદન ઘણી વિચારશીલ ગંભીર અને ડાહી છે. આનંદના ઉછાળે કારમી ઉછળે એવી ઉદ્ધત નથી. મન ઘેલા મન હવે આ વલોપાત મૂકી દે ! પ્રસંગ હવે નિકટ છે, દૂર નથી; જે કાંઇ બને તે નિરાતે નિહાળજે, નાહક અધીરૂં થઈશ નહિ. આ મધ્યરાત્રે તો જરા જંપ ! આખું વિશ્વ અત્યારે શાન્ત થયું છે તો તું શું કામ વૃથા વલખાં મારે છે. 'મામાનું ઘર કેટલે તો દીવો બળે એટલે' માટે જરા ધીરૂં પડ કેમકે,

' મન પોપટ માં ફુલ પઢીને પોથી પ્રેમની;
ડાંપણુ કરીને ફુલ ડાહ્યા પિંજરમાં પડીશ. "

ચંદ્રલેખા નાટક.

હવે તો જરા વિશ્રાન્તી લે, તલમાત્ર તો નિવૃત્તિમાં નિવાસ કર, પછી પ્રવૃત્તિનો પાર નહિ રહે! દીનદયાળ વિભુ! હવે હું તારા ખોળે જ છું. મનુષ્ય માત્રને લગ્નના જેવો આનંદ નથી; છતાં હું આ કારમો પ્રસંગ જોઇ બહુ ગભરાઉં છું. પ્રભુ! હું તારો છું, તારા વિના મારૂં કોઇ નથી. હરિ, જો જો મને કારમી માયા બતાવી આશાના પર્વત ઉપર ચઢાવી નિરાશાના સાગરમાં ડુબાવતા! મને બહુજ ભય રહે છે. વિભુ! તમારી આવી કારમી માયા જોઇ હું અતિશય વિસ્મય થાઉં છું. હે તાત! હે ત્રિકમ! હવે આ તનુજને તારો:—

* * * *

" હરી હવે હું નારોરે તારો કે મને મારોરે;
દીન બંધુ દાતા નથી નાસવા કાંઇ આરો:—૦
જુઠી છે જગની માયા જુઠી છે કંચન કાયા·
જુઠી જંજાળે ઉગારોરે:—૦
વિનવું વિભુ હું કરજોડી મુજમાં મતિ છે અતિ થોડી;
અરજી આ અંતર ધારોરે:—૦ "

અરરર, મન મન તું શા સંકલ્પ વીકલ્પે ચઢયું છે; આ પાણી પહેલાં મોજડાં શાં ઉતારવાં? આ નકામો લવારો શો? દુઃખ છે કયાં? સુખ છે કયાં? આતો વ્યવહારના વૃથા ભામાં છે. એમાં વિસામા શા? જન્મવું જોડાવું અને જવું

એમાં વલોપાત શો ? વચ્ચે વિધુ ક્યાં આડે આવે છે, કે બધો બળાપાનો પોટલો એને માથે મૂકવો ? ખરેખર મનડુંજ મસ્તીખોર છે; એજ માર ખવરાવે છે, એજ ઉધમાતીયું સુખ દુઃખના હિંડોળે હડી કાઢીને દોડે છે ચડે છે અને પડે છે, એમાં નાહક ઉપાલમ્ભ વિધિને અપાય છે. વિધિ તો ન્યારોજ છે. " જય જય નિરાધારના આધાર કિરતાર આ રાંક ઉપર કરૂણા કરજે. " આ પ્રમાણે આંડા વેલા ઘટતા અઘટતા વિચાર તરંગને ઉછાળે ચઢી હીરાલાલ છેવટે થાકીપાકી બિછાનામાં પડયો. જેવો પડયો એવો તરતજ જંપી ગયો. આ બાજુ હીરાલાલ જંપ્યો ત્યારે બીજી બાજુ પ્રિન્સ અમરકુમાર કારમો બિછાનામાંથી જાગ્યો અને રાણી રાજબાળાને પણ જાગૃત કરી બિછાનામાંથી ઉઠાડી ઘડીઆળ ભણી દૃષ્ટિ કરી તો સાઢાત્રણ વાગેલા જણાયા. કુમાર અને રાણી પ્રભાત ક્રિયામાંથી જેમ બને તેમ જલ્દીથી પરવારવા લાગ્યાં. કુમારનો આનંદ હૃદયમાં સમાતો નથી. રાજબાળા પણ પોતાના પ્રિયતમના— શિક્ષકના લગ્ન પ્રસંગે અપાર ઉમંગ લાવી પતિ પ્રિય કામ સેવા ઉઠાવી રહી છે, જોતજોતામાં રાજવંશી જોડું કલાક દોઢ કલાકના વખતની અંદર ન્હાઇ ધોઇને તમામ માંગલિક ક્રિયાથી પરવાર્યું. ત્યાં ઘડીઆળમાં પાંચનો ટકોરો થયો કે તરતજ અમરકુમાર રાજમહેલમાંથી એકદમ નીચે ઉતરી અશ્વશાળામાં જઇ અશ્વ ઉપર આરૂઢ થઇ મારતે ઘોડે હીરાલાલ માસ્તરના દરબારી મકાનમાં ગયો અને એક હાક મારી દરવાનને જાગ્રત કરી મકાન ખોલાવરાવી ઝડપબંધ માસ્તરના

શયનભુવનમાં દાખલ થઈ ગયો. માસ્તર આ વખતે ભરનિદ્રામાં પોઢતા હતા; એટલે રાજકુમાર આવ્યા તેની ખબર કાંઈ પડી નહિ. અમરકુમાર પણ માસ્તરના બિછાના આગળ પળ વાર ઉભો રહ્યો, અને ધીમે ધીમે માસ્તરને સપ્રેમ હાક મારી જાગ્રત કરવા લાગ્યો.

"માસ્તર સાહેબ, માસ્તર સાહેબ! જરા જાગૃત તો થાઓ, પ્રભાત થવા આવ્યું!"

"ઓહો કોણ પ્રિન્સ અમરસિંહજી?"

"જી હા, ક્ષમા કરજો આપને નિદ્રામાંથી જાગૃત કર્યા."

"કુમાર, કુમાર! તમારા દીવ્ય અલૌકિક અને અતુલિત પ્રેમનો બદલો મારાથી કદાપિ કાળે વળશે નહિ. જો કે તમારો સંબંધ વ્યવહારમાં ગુરૂ શિષ્યનો છે; છતાં પણ હું તમને તો મારા એક વડિલબંધુ તરીકે જીવન વિભાગી શિરછત્ર તરીકે માનું છું. ક્ષમા તમારે હોય? હું આપની ક્ષમા માગું છુ." કહી હીરાલાલ એકદમ કુમારના ચરણમાં પડયો.

"અરે હાં હાં, આતો અવિનય થાય છે, અવળી ગંગા વહે છે." કહીને કુમાર હીરાલાલના ચરણમાં પડયો. બંને જણના પ્રણામનો ભેટો થયો અને ભેટામાંથી સખાભાવ ઉત્પન્ન થયો અને અન્યોઅન્યની આંખમાંથી આનંદનાં આંસુ આવી ગયાં, અને સારી રીતે એક બીજાને ભાવે ભેટી હળીમળી વાતચીત કરવા લાગ્યા.

"કહો સાહેબ હવે આપ જલ્દીથી પરવારી જાઓ, અને મારી સાથે બા મા સાહેબના મહેલમાં ચાલો."

"હા ચાલો હું જલ્દીથી પરવારી જાઉં છું." કહી હીરાલાલ પ્રભાત ક્રિયાથી પરવારવા લાગ્યો, અને કુમાર હિંચકા ઉપર બેસી હિંચકા ખાવા લાગ્યો. અલ્પ સમયમાં હીરાલાલ ન્હાઈ ધોઇને પરવારી ગયો, અને કપડાં પહેરી કુમાર સાથે મહારાણી કેસરબાના મહેલમાં ગયો. રાજમાતા અને મહારાણીને બંને જણાએ સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યાં. રાજમાતાએ બંનેનાં ઓવારણાં લીધાં અને આશિર્વાદ આપ્યો. છનો અમલ થતાં નોબત વાગવા લાગી અને જાનની સારી રીતે તૈયારી થવા લાગી. મહારાણી સાહેબે હીરાલાલ માસ્તરનાં તમામ કપડાં કઢાવરાવ્યાં અને પોતે જાતે પીઠી ચોળી વડારણો પાસે માંગલિક ક્રિયા કરવા માંડી. મહારાણી સાહેબે ઘણોજ ઉત્તમ અને સુંદર રાજપોશાક માસ્તર સારૂ મંગાવરાવ્યો, અને તાકીદથી જાનની તૈયારી કરવા માંડી અને રાજદરબારી વરઘોડો ચઢાવવાનો તાકીદથી હુકમ આપ્યો. આખા રાજમહેલના રાજપ્રદેશમાં માંગલિક ગાનના માંગલિક ધ્વનિ ઉચરાઇ રહ્યા. વડારણો મધુર અને પંચમ સ્વરથી લલકારવા લાગી:—

* * * *

"મેંતો થાળ ભર્યો રે સગ મોતીએ;
હુંતો વર વહુ વધાવાને જઇશ.
મારે સોના સમોરે સુરજ ઉગીઓરે;
મારા ભાઇરે હીરાલાલ કેરે કારણેરે.
હુંતો લાવું લાખેણી લાડી આજઃ—મારે.

મારે ઓરડે આજ અજવાળાંરે;
મારે આંગણીએ ઝાક ઝમાળઃ–મારે.

લગ્ન ગીત.

" જયાં ઘડીઆળમાં સાતનો ડંકો થયો કે તરતજ હીરાલાલને માંગલિક લગ્નના પોશાકથી શ્રૃંગારી રાજમહેલમાંથી નીચે ઉતાર્યો. ચોગાનમાં આવતાં વાજીંત્રો વાગવા લાગ્યાં અને જોતજાતામાં તમામ સાજનમંડળ તૈયાર થઈ વરઘોડો નિશાન ડંકા સહિત ચાલવા લાગ્યો. હીરાલાલને જોશીએ મુહુર્ત જોઈ શુકન જોઇ ઘોડા ઉપર બેસાર્યો અને તમામ કામદાર વર્ગ નમન કરી સાજનમાં સામેલ થઈ ચાલવા લાગ્યો. બે કલાકના અરસામાં વરઘોડો બંદર પર આવ્યો અને ઉતર્યો. મહારાણા સાહેબ, કુમાર સાહેબ, વરરાજા અને અન્ય રાજકીય પુરૂષો શામીઆનામાં આવી બિરાજયા અને અન્ય સંભાવિત ગૃહસ્થોનો કારભારી સાહેબે સત્કાર કરી પાન ગુલાબ આપ્યાં. બરાબર દસનો અમલ થતાં નવીનગઢ તરફનું મોટું જમરૂં વહાણુ આવ્યું, ત્યાંના ઉતારૂઓ બંદર પર ઉતર્યા અને રાજ તરફથી તૈયાર કરેલું વ્હાણુ રાજકીય ઠાઠમાઠ અને સાજ સહિત તૈયાર કરી ગોદીમાંથી કિનારા પર લાવી લાંગર્યું ! શામીઆનામાંથી જાનમાં જનારા ગૃહસ્થો કીનારા પર ગયા અને વરરાજા તથા અન્ય રાજમંડળ ગયું. હીરાલાલ સહિત તમામ જાન વ્હાણુ પર ચઢી અને યોગ્ય નિર્માણુ કરેલા સ્થાને ગોઠવાઇ ગઇ. બંદર પર મહારાજા સાહેબ, મહારાણી સાહેબ અને પાછળના તમામ સાજન ગૃહસ્થોએ વરરાજાને હીલોજાની ભર્યો

આવકાર આપી સફરની ફતેહ ઇચ્છી આનંદઘોષ કર્યો. તમામ જાને રાજા રાણીને હેતભર્યો નમસ્કાર કર્યો. રાજા રાણીએ વંદન સ્વીકારી મલકાતે મુખડે વહાણ ચલાવવાની રજા આપી નવીનગઢનું વહાણુ પહેલાં ઉપડયું અને ત્યાર બાદ તેની પાછળ અમરગઢનું વહાણુ ઉપડવાની તૈયારી થઈ, વડારણોએ માંગલિક લગ્નગીત લલકારવા માંડયાં:-

* * * *

" સજની કન્યાને કાજે ચોળી ચુંદડી,
સજની વર વહુને કાજે ઝીણાં ચીરરે;
રંગીલી સજની રંગે ભર્યા લાડીજી લાગીએ:-૦
સજની કન્યાને કાજે અમૂલખ ચુડલો:
સજની વર વહુને ઝાંઝરીઆંની જોડરે:-૦ "

લગ્નગીત સાંભળી અમરકુમારને હસવું આવ્યું. સાથે વહાણુ પણ ચાલવા માંડયું અને તેની સાથે હીરાલાલનું મોં પણ મલકાઇ ગયું અને મલકાટ સાથે બોલાઇ જવાયું કે:-
" આતે આશાની નિરાશા કે નિરાશાની આશા !? "

# પ્રકરણ ૯ મું.

## લગ્નનો રંગ કે રંગમાં ભંગ?

**દોહરો.**

પ્રેમે પોષ્યાં પંડ તે ચુસે પ્રેમ રૂધિર,
પ્રેમ તણો પાવક કદી ન શકે હોલવી નીર.

થાપણ વ્યાજે મૂકનારને વારંવાર ઘડીએ ઘડીએ નાણાંની સલામતીનો જંપો અને અજંપો થયા કરે છે, રણસંગ્રામમાં સૈન્યને મોકલનાર નૃપતિને હરઘડીએ પરાજય અને વિજયના ભણકારા વાગ્યા કરે છે, સટ્ટાના વ્યાપાર કરનારને પળે પળે અધીરા બની તેજી અને મંદીના વિચાર આવ્યા કરે છે, તેમ તેમ પ્રેમીને ક્ષણે ક્ષણે પ્રેમીના હૃદય અને ભાવના વિચારો અંતરમાં ઉપજ્યા કરે છે.

" પ્રીતિ રસાયણ વિશ્વમાં કોઈ વિરલા ખાઈ જાણશે,
કાયા બનાવી કનકની મીઠી મઝા નિત્ય માણશે;
સ્થાવર અને માયા તણા ઝગડા ઉરે નવ આણશે,
બની મસ્ત બંદા પ્રેમના તે પ્રેમ તત્વને તાણશે. "

વીંછીની વેદના વીંછી જેને કરડે તેજ જાણી શકે છે, પતંગ દીવામાં કેમ બળી મરે છે તેનો ભેદ પતંગજ જાણી

શકે છે, અહાર ભાર અને મારનો સુમાર ખમનારજ જાણી શકે છે, અંગારાની મીઠી લહેજત ચાતકજ પારખી શકે છે, તેમ પ્રેમની ખરી ખુબી અને પીડા પ્રેમજ જાણી શકે છે.

* * * *

" સખીરી લગનની અજબ બહારઃ—સખીરી.
જીવન આખું પલટી જાયે પરણુતાં પલક મોઝારઃ—સખી૦
કન્યા સૌભાગ્યવતી બની જાયે લગનની અજબ બહારઃ—સખી૦
નાની મટી મોટી નારી ગણાએ પરણુતાં પલક મોઝાર;—સખી૦
એકલી બદલે જોડી કહેવાએ લગનની અજબ બહારઃ—સખી૦
દુનિયાની નજરે બદલાયે પરણુતાં પલક મોઝારઃ—સખી૦

કવિ મુળશંકર.

" બહુ સારૂ ડાહ્યાં બા, તમે તો સદાએ મને પજવતાં ને પજવતાં! કોઈ દીવસ તમારા તરફની મારે નિરાંત નહીં!"

" કુંદન બ્હેન હવે તો 'છેલ્લી તાપણી ને છેલ્લો તાપ જે ના તાપે તેનો હાડીઓ બાપ' માટે તમને તો અમે હવે છેલ્લીવારનાં જેટલાં પજવાય તેટલાં પજવી લઈએ; કેમકે ફરી ફરી પજવવાનું પર્વ નહીં મળે સમજયાં મારાં લાડકવાયાં બ્હેન!"

" હા, સમજી! બાળકી તું તો સદાયે આડીને આડી રહી! તારા અવળચંડાવેડા કોઈ દીવસે પણ ગયા નહીં!"

" બ્હેન હવેજ તમે સારી રીતે સીધાં થશો! અવનિમાં એકલડાં વાઘ થઇ આથડતાં હતાં, તે હવે બેકલડાં થશો એટલે સારી રીતે ખબર પડશે! વીંછીનો આંકડો અદ્દર ને અદ્દર

રહે છે તે જ્યારે ચીપીઆમાં પકડાશે ત્યારેજ વાંકો વળશે; સમજ્યાં મારાં બચુકડાં બ્હેન !"

"ટળો ને અહીંથી આવા ટચાકડા વેડા કરતાં આથાં! મને તો અકળાવી મારી બાપ ! હું તો તમારાથી ત્રાસી !"

"બ્હેન અમારા સામી શું કામ ત્રાંસી આંખ કરો છો ? સાસરે જાઓ ત્યારે કરજો ! આતો મહીઅર કહેવાય ! મહીઅરોમાં રહેવાનું એટલે સદાએ હાજી હાજી અને રાજી રાજી ! પીયરમાં હાજી અને સાસરે નાજી કહીએ તો પોસાવાય સમજ્યાં મારાં ડાહ્યાં ડમરાં બ્હેન !"

"હાય હાય બાપ તમે તો મારો જીવ ખાશો ! મારોજ કેડો લીધો ! હું તમને ખોળા પાથરીને વિનવું છું કે ભાભી તમે મને પજવવી મુકી દ્યો !"

"હું પણ તમને બે હાથ જોડી વિનંતી કરૂં છું કે તમે આવાં હાંતીઆં કરવાં મુકી દ્યો !"

"બહુ સારૂ દોઢ ડાહ્યલાં મુકી દઈશું !"

"બ્હેન આતો લગન એની ગમ્મત તો જુદીજ થાય"

"થાય તમારૂં કપાળ!"

"કપાળેજ કંકુ લગાવાશે અને કપાળેજ ચાંલ્લા થઈ વરમાળા પહેરાવાશે !"

"તમે તમારે જેમ આવે તેમ બોલો હું તો મારે આ ચાલી !"

"અરે જાય ક્યાં ? એમ એકલાં એકલાં નાસી જવાનું હશે ! વરરાજા આવે એટલે એમની જોડે વ્હેલમાં બેસી જજો !"

" એ બાપરે, મને તો થકવી નાંખી તમે ! મારો છા
છોડો ! "

" અમે શું થકવીશું ! થકવશે માહ્યરામાં ફેરા ફર
વરરાજા તમને ! "

" બળ્યું આવા તે ચબાવલાવેડા શું કરતાં હશો ? ઘ
તો મને જંપવા દ્યો ! "

" કુંદન બ્હેન તમે બધાંની મશ્કરીઓ કરતાં હત
હવે તમારો વારો આવ્યો છે; આમ છુટી પડાય નહીં ! "

" સારૂ ડાહ્યાં બા ! "

" જુઓ સાંભળો,

* * * *

" પેલા ભવ્ય ગીરિવર ચરણુ સુતી મનહર ખીણુરે,
તેના ઉદરથી નીપજ્યું નાનકડું શું વેણુરે.
અજબ તમાસો આ ! !
રમતી અવનિપર આળોટતી ચાલી સરિતા બાળારે;
જોતામાં થઇ આવડી મોટી જોબનવંતી રસમાળારે.
અજબ તમાસો આ ! !
રમ્ય નગર ઉન્નત ગીરિવરને વૃક્ષ ઘટા ઝુકી ઝોખેરે:
ગગન જુવે ને તારા ધ્રુવે મુખ નદી પણુ નજર ન નાંખેરે.
અજબ તમાસો આ ! !
જોબન મદમાતી અલબેલી ક્યાં આ ચાલી જાયરે,
અંતર શી આશા ભરી એને મુજ મન વિસ્મય થાયરે.
અજબ તમાસો આ ! !

" હું એક ને તમે ઘણાં, તમે જીત્યાં અને હું હારી! હવે મારૂં નામ મુકો!"

" એમ તે ક્યાંય મુકાય? સાકર વ્હેંચો, ગોળ ધાણા વ્હેંચો ખારેક ટોપરાં અને પતાસાં વ્હેંચો ત્યારે મુકાય!"

" તમારે જે લેવું હોય તે લ્યો પણ મને ન પજવો! હું બે હાથ જોડીને પગે લાગું છું!"

" અમને પગે લાગે શું વળશે! પાલવ ઝાલે એને પગે લાગજો એટલે તમારા ઉપર મહેરબાની થશે!"

" અરે તને બોલતાં ન આવડયું ઉંધી; એમ કહે કે પાલવ ઝાલનારને પગે લગડાવજો એટલે ઝટ તમારે વશ થશે!"

" અરે બોલતાં તો જરા લાજો! શરમ રાખો! આવડે એટલું શું બોલો છો?!"

" બ્હેન શરમ રાખીએ પીયરમાં કે કાંઇ આપે તેમાં સંતોષ રાખી ચું કે ચાં ન કરીએ; અને સાસરામાં જો શરમ રાખીએ તો ડોળામાં ખપીએ અને ઘણા ગોદા ખાઇએ; તેમાં એ પરણ્યા સાથે શરમ રાખીએ તો શીરપાવમાં જોડા રળીએ, સમજ્યાં મારાં સુલક્ષણાં બ્હેન?!"

" મારે તમારી શીખામણ જોઇતી નથી! ભેંશ ભાગોળે છાશ છાગોળે અને ઘેર ધમાધમ શી? આ ધાંધલ શું?"

" ખોટું, ખોટું કુંરન બ્હેન તમને બોલતાં ના આવડયું, એમ કહો કે મૂળમાં માંટી નહીં અને સાસરે સંદેશા શા?"

" ભાભલી તારી જીભડી જો બે આંગળ બરીને કાપી નાંખી હોય તો પાપ ન લાગે!"

" ઓહો હો હો ! લ્યો કાપી નાંખો. "

" સખી કુંદન ! વ્હેનપણીઓ જે કાંઇ કહે તે ઠાવકા મોંઢે મુંગાં રહીને સાંભળીએ, આમ ચપ ચપ ઉત્તર ન આપીએ. સખીઓનાં કહેણુ એ તો ડહાપણના ટુચકા ! અને ભાભીના બોલ એ તો પ્રેમનાં પડીકાં ! વ્હાલાને વશ કરવાના મંતર ! સાસરામાં સમાવાની બાજી એ તો રાજી રાજી થઇ હાજી હા ભણી સાંભળીએ, શીખીએ અને શીખવાડીએ; જો સાંભળઃ–

* * * *

" સાહેલી નવ શરમાઇએ (૨)
રસ પાઇએ વળી પીએ
પીને પ્રીતમ ગુણ પીએઃ–૦

ઝાઝુ કરીએ નવ સખી વાતે વાતે જોર;
વાત વચકતી જાણતાં ખેંચી લઇએ દોર.
ઉંહું કહીએ આવાં જાઇએ;
હસી હસીને તાળી દઇએઃ–૦ "

ઝવેરી ડાહ્યાભાઇ.

" તમે તો બધાં ભેગાં થઇને મને હવામાં અદ્ધર ઉડાડવા માંડી. મારા ભોગ મળ્યા કે હું તમારી સાથે વાતમાં રોકાણી ! જાઓ બાપા જાઓ ! તમે ઘરમાં જઇને ગાવા માંડો એટલે હું છુટી થાઉં ! "

" હં....જુઓ વ્હેનો કેટલો હૈયામાં પરણવાનો હરખ છે. આ તો મોંની ના ના અને હૈયાની હા હા ! આમના ભેદ

તે શી રીતે કળી શકાય ? આવાં ભણેલાં ગણેલાં અને પોકેલાંનો પાર તે શી રીતે પમાય ? "

" ખરી વાત છે ગોદાવરી ખરી વાત છે, આ તો આવો ઘાટ થયો; જુઓ:-

" વર વરવો સૌને ગમે ઉગે નવિનાંકુર,
ઉરમાં તો આતુર પણ વરવો ચહે ન ઉર. "

" સારૂ તમે જેમ કહો તેમ પછી કાંઈ ? "

" આ પછીમાં તમે પરણશો અને બે પગવાળાં મટી ચાર પગાં થશો ! "

" ઠીક આ તો મને જનાવર ઠરાવી ! "

" ના બ્હેન ! હજુ વાર છે, જ્યારે જાન આવશે ત્યારે જાનવરમાં ભળશો ! માહ્યરામાં બેસશો અને ચૉરીમાં ફરશો એટલે જાનવરમાં મળશો. "

" બળ્યું ભાભી આમ શું કરતાં હશો, હાડીઆને મન હસવું અને દેડકાનો પ્રાણ જાય એવી વાત તમે કરો છો ! "

" બ્હેન હજુ હાડીઆ અને દેડકા થવાને ઘણી વાર છે. જ્યારે પિયરમાં હડીઓ કાઢી કાઢી સાસરે નાસશો એટલે હાડીઆ થશો અને જ્યારે નણંદ સાસુ પાસે કુદકા મારી વરની મેડીમાં જશો એટલે દેડકાં બનશો. સમજ્યાં મારાં લટકાળાં બ્હેન ! "

" બ્હેન ! ત્યારેજ કુંદનબાનો બ્હાર આવશે અને ત્યારેજ સાસરાનો તાપ જણાશે. પેલી કહેવત તું ભલી ગઈ; સાંભળ:-

* * * *

" દેડકીજીરે દેડકીજી હાંજી (૨)
દેડકી તારી મા બોલાવે નાજી
દેડકી તારો બાપ બોલાવે નાજી
દેડકી તારી બ્હેન બોલાવે નાજી
દેડકી તારી સહી બોલાવે નાજી
દેડકી તારો વર બોલાવે હાંજી (૨) "

" સખીઓ ! તમારી તો ખુબીજ ઓર છે, તમારા જેવી ચકોર તો કોકજ હશે ! "

" બ્હેન ખુબી અને ચકોરતા જોઈતી હોય તો ઝટ પરણો એટલે તરત આવશે. જગતમાં પરણ્યાની બલિહારી ! "

" હશે કુવામાં હશે તો કોક દીવસે હવાડામાં આવશે. "

" બ્હેન ! સાસરામાં જતી વખતે કન્યાને ચતુરાઈનો પાઠ કન્યાની મા નથી ભણાવતી પણ કન્યાની બ્હેનપણીઓ ભણાવે છે. "

" એ ચતુરાઈના પાઠમાં જ્યારે કન્યા પાસ થાય છે ત્યારેજ વરરાજા તેના પર પ્રસન્ન થાય છે અને વરના હૃદય-મંદિરની કન્યા અધીકારીણી થાય છે ! "

" ઓહો બ્હેનો ! હું તો બધું અત્યાર સુધી એમજ સમજતી હતી કે બધી ચતુરાઇ, ચકોરતા, ચાલાકી અને ચંચળાઇ કન્યાશાળાની ગેલેરીઓમાં ભરી હશે; પણ જ્યારે તમારા સહવાસમાં આવી ત્યારે એમ માલમ પડ્યું કે વડીલોના હાથ તળે સારી રીતે તાલીમ લઇ વિવાહિત થયેલી બાળાઓમાં જે દક્ષતા સ્નેહ અને ચકોરતા માલમ પડે છે, તે વાંચન

અને ભણતરથી ઘણીજ અધીક સારી અને સંસ્કારી હોયછે !"

"બ્હેન ! હવે આગળ વધતા જમાનામાં જુનું એટલું ઠેમ અને નવું એટલું વેરી ગુડ માનવાનું અજબ ધોરણ થયું છે. તમારા જેવાં ભણેલાં ગણેલાં બ્હેન આગળ તો અમે વગર ભણેલાં ડોબાં હો !"

"એ ડોબાંએ મને તોબા તોબા પોકરાવી ! બ્હેનો મને કાંઈ તમારા જેવું ભણાવો !"

"ત્યારે લ્યો હવે ભણવા માંડો, જુઓ સાંભળો:

* * * *

"મહીઆરીએથી મલકતાં જવું સાસરે બ્હેન,
ઘુંઘટ તાણી પટ તણો જોવાં સઘળાં ચેન."

"જાઓ જાઓ ઘેલીઓ આવી તે હાંસી હોય !"

"બની ઠણીને ચાલવું ભરી ભરી પગલાં ધીર,
મોં મલકાવી વંદવું જોવું સઘળું નીર."

"ઓહોહો મારૂં રડયું કન્યાથી તે શી રીતે બધાનું નીર જોવાતું હશે ?"

"એ બ્હેન પુત્ર પરખાય પારણામાંથી અને વહુ પરખાય બારણામાંથી !"

"વારૂ પછી ?"

"જુઓ ત્યારે સાંભળો,

"નીચા જોયાં નત થવું વદવું ન વધુ લગાર,
પૂછે તેનો પ્રેમથી ભણવો ધીમે હકાર."

"હવે કાંઇ !"

" ધરો ત્યારે ધ્યાન ! "

" સાસુ નણદી સાથમાં કરવો ન વાદ વિવાદ,
જે સોંપે તે સ્નેહથી કરવું આણી યાદ. "

" વાહરે તમારાં ડહાપણ, વારી જાઉં તમારા બોલ ઉપ

" જુઓ સાંભળો, "

" જવું મેડીમાં માનથી સાધી સમય એકાંત,
વર સંગાથે વ્હાલથી કરવી મીઠી વાત ! "

" બળ્યા તમારા ઢંગ લાજો જરા લાજો ! "

" અરે હજુ સાંભળો તો ખરાં, ખરો રંગ તો હવે આવ

" હસવું ઝીણું હોઠમાં કરવી નયનથી વાત,
અદા ભાવથી આંજવો થનક થનક નિજ નાથ. "

" મુઆં રોયાં તમે તો ગજબ કરવા માંડયો ! "

" એ ગજબમાંજ અજબ ક્રિયા શીખવાની છે; સાંભ

" મુંગે મોંઢે મારવો હસી હસી મોંઘમ માર,
ચટકે ચિત્તડું ચોરીને વશ કરવો ભરથાર ! "

" સખીઓ તમને તો કોઇ ન પહોંચે હોં ! "

" બ્હેન હજુ ઘણું શીખવાનું છે. આતો માત્ર શરૂઆ છે, જુઓ,

" લટકેથી લોભાવવો, મટકે લેવો પાસ;
ઠમકેથી ખુબ ઠોકવો પામે પળમાં ત્રાસ. "

" નવ ગજના નમસ્કાર સખીઓ તમને નવ ગજ નમસ્કાર ! "

" એમ નમસ્કાર કર્યે હુંશિયારી ન આવે સાંભળો,

" નમને આંખ લડાવવી સાધવો સેવથી પ્યાર,
વચનેથી રસ રેડવો ચિત્તમાં કરી ચમકાર. "

" આ તો ચતુરાઇના સ્તોત્રની ગંગા ચાલી ! "

" હા ઝટ લઇને ન્હાઇ લ્યો પુન્ય થશે, જુઓ. "

" મંત્ર ભણીને પ્રેમનો નાખવો ભુરકી ભાવ,
મોહનને કરી મોહની જીતવો પ્રીતિ દાવ. "

" સખીઓ હું તો હવે કંટાળી ! "

" ત્યારે આ છેલ્લું સાંભળી લ્યો, જુઓ.

" ઝાઝી રીસ ન રાખવી ઝાઝું ન ખાવું માન,
ધરા અંગુઠે ખોદીને દેવું દીલનું દાન. "

"અરે કુંદન બા, એ ગોદાવરી, તમે બધાં ત્યાં રહીને કરો છો શું ? આવો અહીંઆં ! "

" મામી હું ખોળા પાથરી પાથરીને મારી ભાભીને તો વિનવું છું પણ મને બધાં બનાવે છે અને ખોટી કરે છે ! "

" જાઓ જાઓ વેવલીઓ આમ ઘેલાં શું કાઢો છો ! જાઓ બધીઓ પણ જઇને ગાવા માંડો ! આવો કુંદન બ્હેન હું તમને શણગાર સજાવું ! "

આ પ્રમાણે કુંદનની સખીઓને મામીએ ધમકાવી ગાણાં ગાવામાં ગુંથાવી અને પોતે કુંદનને પીઠી ચોળી નવરાવી શણગાર સજાવાની તાલમેલમાં પડી ! આ બાજુ મામા અમીધર લગ્નમંડપ અને જાનીવાસાની ઉત્તમ પ્રકારની વ્યવસ્થા બારીકાઈથી નિહાળવામાં રોકાયા; અને મામાનું મિત્રમંડળ જાનના સત્કાર સારૂ સામૈયું તૈયાર કરવામાં ગુંથાયું !

અમરગઢથી ભાવનગર આવવાનો હરિયાઈ માર્ગ ત્રણ ચ
કલાકનો ગણાય છે; તેમાં જો પવન પ્રતિકુળ હોય છે ત્ર
વખતે હરિયો તોફાની હોય છે તો છ સાત કલાકનો ખાં
થાય છે; અને વખતે એકાદ દીવસ નીકળી પણ જાય
અર્થાત્ તમામ આધાર પવનની અનુકુળતા ઉપરજ રહે
ગણાય છે. વર અને કન્યા ઉભય પક્ષનાં માણસોથી અ
સવારથી હરિયાના પવનની સારી રીતે ઘડીએ ઘડીએ તપ
થાય છે. અમરગઢ તરફથી હરિયાઇ પવનની સારી અનુકુળ
વિચારી જાનને વિદાય કરવામાં આવી છે; આ બાજુ ભા
નગર તરફથી હરિયાઇ પવનને શાંત જોઈ અતિ આતુરતા
જાનની રાહ જોવાય છે. મામાની હવેલીમાં આનંદ મંગળ
ગીત ગવાઈ રહ્યાં છે, ડેલીમાં હરણારી ચોઘડીઆં વાગી ર
હે અને સામૈયાના સાજનની તૈયારીઓ થઇ રહી છે; મ
નિઓ સોળે શણગાર સજી બની ઠણી વાંકી વળી વળી લ
ગીત ગાઈ આનંદ છલકાવી રહી છે.

* * * *

' છેક ઉંચો તે વર નવ જોશો દાદા ઉંચો તો તોરણ આંભશે
છેક ઠીંગણો વર નવ જોશો દાદા ઠીંગણો તે ઠેસે આવશે
છેક કાળો વર નવ જોશો દાદા કાળો ને કુટુંબ લજાવશે
છેક ધોળો તે વર નવ જોશો દાદા ધોળો તે આપ વખાણશે
કોઈ મૂરખ વર નવ જોશો દાદા મૂરખ વર દુઃખ આપશે
એક કેડે પાતળીયો ને મુખડે શામળિયો, તે મારી સૈયરે
વખાણીઓ; (૨) એક પાણી ભરતાં પાણીઆરીએ વખાણીઓ
ઘણેરો વખાણ્યો મારી ભાભીએ

આખું કુટુંબ વરઘોડીઆ આનંદમાં મસ્ત થઈ હરખને હીંચોળે હીંચી રહ્યું છે, મામા અમીધર તમામ પ્રકારની લગ્ન વ્યવસ્થા સારી રીતે યોજાએલી જોઈ કાર્ય વાહકોને ધન્યવાદ આપતા અને હરખાતા મલકાતા હવેલીમાં આવ્યા. આ બાજુ મણીધરપ્રસાદ પોતાના મિત્રો સહિત પિતાની રજા લઈ જાનની સામા હોડીમાં બેસી દરિયાઈ સ્હેલગાએ નીકળવા લાગ્યો. અમીધરે આનંદથી જાનની સામા દરિયાઈ માર્ગે જવાની મણીધરને રજા આપી અને તેની જોડે સમજાવટ પણ એવી કરી કે ઘણે ભાગે ખાડીમાં સ્હેલગા કરી જાનની રાહ જોવી. બનતાં સુધી મધ્ય દરિયે હોડીમાં જોખમ ખેડી જવું નહિ. પિતાની આજ્ઞા શિર પર સ્વિકારી મણીધર મિત્રો સહીત બંદર પર આવ્યો અને દરબારી હોડીમાં બેસી હોડી હંકારાવી !

આમ બ્હેનપણીઓ સહીત કુંદન જાનને નિહાળવા સારૂ આતુરતાથી હવેલીના ચોથે માળે ઝરૂખા પર ચઢી, લગ્ન મંડપના ચોગાનમાં મામા અમીધર ખુરશી નંખાવી પોતાના મિત્ર સહિત પ્રાસંગિક વિનોદ વાતોમાં ગુંથાયા. ઝરૂખામાં કુંદન અને તેની સખીઓ હાસ્યવિનોદમાં મગ્ન થઇ, અને દરિયાઇ ખાડીમાં મણીધર હોડીની સ્હેલગામાં ગુંથાઈ જાનની વાટ જોવા લાગ્યો ! વરકન્યાનું ભાવિ લગ્ન પ્રસંગમાં વિધિ બળે સારી રીતે રમવા લાગ્યું ! કહ્યું છે કે,

*　　*　　*　　*

“ ઘડીમાં હસાવે ઘડીમાં ફસાવે,
ઘડીમાં ઘડીને નવા રંગ લાવે;

કુલે માનવી ના શકે કોઇ ફાવી,
ભજાવે ભલા વેશ તું નિત્ય ભાવી. " કમળાલક્ષ્મી.

" કુંદન બ્હેન અહીં બેઠાં બેઠાં જાન આપણાથી સારી રીતે જોવાશે હોં ! "

સખી માલતી, આજ તો કુંદનની શોભા કાંઇ ઓરજ બની છે ! "

" હા બ્હેન. કુંદન બા આજ તો બહુજ રૂપાળાં અને સુંદર દેખાય છે ! "

" જોજો સખીઓ બ્હેનને કોઈની નજર ન લાગે ! "

" નજર તો એક જણની લાગી છે પણ બીજાની નજર તો ગાલે કાજળની શામ બિન્દી કરીને બાંધી છે ! "

" પાછી સાણસામાં મને પકડી કે ! તમે મારી વાત મુકી ફાવે તે વાત કરો ! "

" બ્હેન લગ્નનાં ગીત લગ્નનાં ગવાય, પ્રસંગની વાત પ્રસંગમાંજ થાય ! "

" સખી આજ તો કુંદનને જોઇને સર્વ કોઇ મોહ પામે એવાં બ્હેન બન્યાં છે ! "

" હા બા આજ તો કુંદન બા જોબનઘેલાં બન્યાં, પછી લગ્ન ઘેલાં બન્યાં અને હવે વરઘેલાં બન્યાં એટલે શી બાકી રહી ! "

" સખીઓ આજ તો આનંદમાં તમે અવધી કરી ! જાણે સર્વ પ્રકારના આનંદની અવધ અત્યારે અને આ સ્થળે પૂરી ન થતી હોય ! "

" બ્હેન એ બધુંએ ખરૂં પણ આજે તો તમે ખુબ બન્યાં છો હોં જુઓ સાંભળો,

*　　*　　*　　*

" ખીલી જુવાની સખી દીવાની હવે થવાની વર વરવા,
મદઝર માતી રસ ભર રાતી, વર વર ગાતિ રતિ તરવા;
અણુવટ ઠમકે જોબન ઝમકે ચપળા ચમકે બિન પરવા,
અનંગ રંગે ઉગતા અંગે, ચઢી ઉમંગે મન હરવા. "

કવિ માહાસુખરામ.

" જાઓ જાઓ આમ છેક શું મને બનાવો છો ! "

" અલી અલબેલી તું એકલી કુંવારી નથી, આમ વરેલી શું થાય છે. હજી તારા હૈયાનો હીરો તો દુર છે, વાહરે તારી લટક ! આ તે ગાલ કે ગુલાબનું ફુલ ! "

આ પ્રમાણે હાસ્ય કરતી માલતી કુંદનને બાઝવા ગઈ, કુંદન મંદહાસ્યથી તેની ઝડપ ચુકાવવા ગઈ, અને ઝડપ ચુકાવતાં વિધિની ગતિ કારમી થઇ, અને કારમી ગતી થતાં સુકુમાર બાળા કુંદન ઝરૂખામાંથી ઉથલી ચોગાનમાં માયાની ખુરશી આગળ પડી ! સખીઓએ કુંદન પડતાંની સાથેજ જબરો કોલાહલ મચાવી દીધો બુમરાણ કરી દીધું. આમ મામા અમીધર કુંદનને પડી જોઇ હાય મારી બેશુદ્ધ બની ગયા; અને તમામ સ્ત્રી પુરૂષ રડાપીટ કરતાં આસપાસ વીંટાઈ વળ્યાં, અને કેટલાક વેદ દાક્તરને બોલાવવા મુઠીઓ વાળી નાઠા ! બીજી બાજુ ખાડીમાં મણીધરપ્રસાદ હોડીમાં બેસી જાનની વાટ જોવા લાગ્યો. રાબેતા કરતાં વધુ વખત વિતવાથી તેણે

એકરમત ચલાવી પિતાની આજ્ઞા ઉલ્લંઘન કરી બાર દરિયા
જાન સામે હોડી હંકારાવી. "પલકમાં પરમાત્મા જળને
ઠાણે સ્થળ કરે અને સ્થળને ઠેકાણે જળ કરે;" એ અનુ
દરિયાઈ પવન એકદમ કારમો બદલાઇ ગયો અને અ
ગતિ ધારણ કરી પોતાની પ્રચંડ ગતિથી વાવા લાગ્યો. હે
મધ્ય દરીયે ડામાડોળ થવા લાગી; એટલામાં નવિનગઢનું
ગળ નીકળેલું વ્હાણ આવ્યું અને હોડીને માંડમાંડ સ
પ્રયત્નથી વ્હાણ સાથે બાંધી બંદર પર લીધી, અને બંદ
ખલાસીઓને ખબર આપી કે અમરગઢનું વ્હાણ જેમાં
બારી જાન ભાવનગર આવે છે તે અધવચ પવનના સપાટા
સપડાયું છે. આથી બંદર પરના મામાના માણસો ગભ
ગયા. આ ગભરાટની સાથે ઘેરથી ખબર મળી કે કુંદન ત્રે
માળના ઝરૂખેથી પડી ગઇ છે. આથી બમણા ગભરાટમાં
જીવ લઇને ઘર ભણી વળ્યા. ખાડીના બંદરમાંથી દરણ
વ્હાણો ઝડપબંધ સારી સંખ્યામાં દરબારી જાનને બચાવ
જોસભેર હંકાવા લાગ્યાં. આમ મધ્ય દરીયે હીરાલાલની
નનું વ્હાણ દરીયાના તોફાનમાં સારી રીતે સપડાયું. જા
માણસો ગભરાઈ ગયાં, અતિશય છાતીફાટ રૂદન કરવા
ગ્યાં, અને પ્રીન્સ અમરકુમાર, પ્રીન્સેસ રાજબાળા અને
રાલાલ માસ્તરની જીંદગીના બચાવ સારૂ ઈશ્વરોપાસના ક
લાગ્યા; હીરાલાલની આંખમાંથી ચોધાર નીર વહેવા લાગ્યાં

"હે પરમ કૃપાળુ પરમાત્મા આ રંક ઉપર દયા ના
નજર કર ! હે હરિ અનાથના નાથ આ અનાથની વ્હાર ક

હે કરૂણાળુ કેશવ ! આ રાજવંશી જોડાને મારી જીંદગીનો ભોગ લઈ બચાવી લે. હે વરૂણ દેવતા આ પાપીનો ભોગ લઇ મારા બાળારાજા તથા બ્હેન રાજબાળાનું રક્ષણ કરો, રક્ષણ કરો. હે દીનદયાળ દામોદર આ દીનને તારા કદમમાં લઈ રાજવંશી જોડાને તથા આખી જાનને ઉગારી લે ! જય જય પ્રભુ છેવટે મારા જેવા પામરને મધ્ય દરિયે ફસાવ્યો. હે માયાપતિ માધવ ! મને આમ અધવચ મુંઝાવ્યો. ” આ પ્રમાણે હીરાલાલ પણ કરૂણા જનક રૂદન કરવા લાગ્યો અને પરમાત્માને વિનવવા મંડયો. “ દૈવને દયા હોય નહિ, જે કાળે જે થવાનું હોય તેજ થાય અને જે પળે જે જવાનું હોય તેજ જાય ” એ સૂત્રાનુસાર આખું વહાણ તોફાનમાં ઘેરાયું અને જોતજોતામાં એક ખડક સાથે અથડાઈ ઉંધુ પડયું. વહાણમાં બેઠેલાઓ દરિયામાં પડતાં છાતી ચીરી નાંખે અને કાન ફાડી નાંખે તેવા દયાજનક શબ્દોમાં પોકાર કરી કરી પાણીમાં પડવા લાગ્યા, તરફડવા લાગ્યા અને કેટલાક બુડવા લાગ્યા. સો મરજો પણ સોનો પાળનાર મરશો નહિ એ પ્રમાણે ભાવનગરના દરબારી વહાણોના નાવિકોએ પોતાના જાનના જોખમે ભર દરિયામાં ઝુકાવી પ્રિન્સ અમરકુમાર તથા રાજબાળાને બચાવી લીધાં. કેટલાક નાવિકો તોફાનમાં સપડાઈ ડુબી મરણ પામ્યા. કેટલાક દરબારી વહાણો ખડક સાથે અફળાઇ ભાગી તુટી પડયાં અને કેટલાંક ડોલડોલા થવા લાગ્યાં. પરમાત્માની પરમ કૃપાથી એક વહાણ ભરદરિયાના દારૂણ તોફાનમાંથી માંડમાંડ અમરકુમાર પ્રિન્સ તથા રાણી રાજબાળાને લઇ પ-

ચાર થઈ ગયું. હીરાલાલ જાનનું વહાણ ભાગતાંની સાથે ખડકની એક નાની સરખી ટેકરી ઉપર જઈ પડયો. પવન પોતાની પ્રચંડ ગતિથી વાવા લાગ્યો. દરિયાઈ મોજાં રાક્ષસી કદ ધારી ધારી ધસી ધસી હીરાલાલ ઉપર આવવા લાગ્યાં. હીરાલાલ ફાટી આંખે, દયામણે ચ્હેરે, બે હાથ જોડી આકાશ ભણી જોઈ રૂદન કરતો વિભુને વિનવવા લાગ્યો:—

* * * *

ગઝલ.

" વીધિ શા વાંકને માટે દાવાનળ દુઃખમાં દાટે.
ચડાવી ચાકની લાટે મરેલાને શું મારે છે !
અજબ રંગે રમાડીને ગજબ ગોથે ચડાવે છે,
અચાનક તું છડાવે છે મરેલાને શું મારે છે !
લખેલા છે જે તારા લેખ નહિ મારી શકે કો મેખ,
ન થાયે રજ કે કાંઈ રેખ મરેલાને શું મારે છે !
અમલ તારો અજબ દેખું લખ્યું તેને ખરૂં લેખું,
સજડ મારી અરે મેખું મરેલાને શું મારે છે !
ઘણા ગ્રન્થો વિલોકીને ખરે થાકયો હવે હું તો,
મળે પત્તો નહિ તું તો મરેલાને શું મારે છે !
કીયાં શાસ્ત્રો વિષે તારી ગતિ વિચરી રહી ભારી,
સઝે કરતાં કંઈ બારી મરેલાને શું મારે છે !
નથી પડતી મને કંઇ ગમ ડરૂં દેખી હું તારો દમ,
ભર્યાં બેહો થકી તુજ ભમ મરેલાને શું મારે છે !
પલકમાં પાદશાહને તું બુરી હાલત બનાવે છે,

ભિખારી ભોગ ઉડાવે છે મરેલાને શું મારે છે !

લતા લીલી જહાં દેખું ઘડીમાં ના કંઇ પેખું,
હતું તેનું નહિ લેખું મરેલાને શું મારે છે !

પડે પાસા બધા પોબાર ન હારે તું તો એકે વાર,
કરે ધાર્યું ખરે નિરધાર મરેલાને શું મારે છે !

ભલે વિષધર અંતર લટકે સુતો નીચે નહિ છટકે,
ન ધાર્યું તે તો ત્યાં ન ટકે મરેલાને શું મારે છે !

ફરે ચોપાસ મારામાં દયા દીસે જો ન્હારામાં,
ફુવારો છુટે ધારામાં મરેલાને શું મારે છે !

ભલે પૂરી મૂકે પાતાળ અનુકુળ હોય તો તું હાલ,
બંધનનો ત્યાં ખરે શું ખ્યાલ મરેલાને શું મારે છે !

પ્રતિકુળ તું પડ્યો જેના શરણ તેને જવું કો'ના,
થયાં પાપો પ્રગટ તેનાં મરેલાને શું મારે છે !

જાદુઇ જાળ તારીમાં બધી દુનિયા ફસી આવી,
પાકો તું પારધી ભાવી મરેલાને શું મારે છે !

ખરો ખૂની ગણું તો તું વળી ગુણી ગણું તો તું,
મહા મુનિ ગણું તો તું મરેલાને શું મારે છે !

ખરો ન્યાયી ગણું તો તું ભણું અન્યાયી તો પણ તું,
ગુણો ગાઇ ફરું તો તું મરેલાને શું મારે છે !

વિધી મળવા વીધિ શી તે બતાવે કોણ કે દેખું,
ઉભો નજરે હું તો પેખું મરેલાને શું મારે છે !

બધો ઉભરો આ અંતરનો તને મરતાં કરું ખાલી,
અરે આવું હું ક્યાં ચાલી મરેલાને શું મારે છે !

રહે છે પાસમાં તું રોજ વગર શોધે કરે તું મોજ,
અજબ આનંદ આપીને મરેલાને શું મારે છે !
નહિ આકાર તારો કાંઇ-કરૂં ભમણા ભિતરની માંહી,
ચલાવે રાજ તું બેસી ક્યાંઈ મરેલાને શું મારે છે !
વીંધી તું તો વીંધે પળમાં ખુબી તારી કઈ કળમાં,
ભુંડા હદ થઇ હવે છળમાં મરેલાને શું મારે છે !
જવા ધાર્યું ત્યાં આગળ તું છુપી રીતે મળે ચાલી,
છટકવા શુન્ય છે ડાલી મરેલાને શું મારે છે !
ત્રળાવાની નથી મારે જરૂર જોઇતી કાંઇ અત્યારે,
કહું મોટા હું પોકારે મરેલાને શું મારે છે !
જઉં જ્યાં તું જવા દે તો અતિ ઉપકાર છે તારો,
હવે થા મુજથી ન્યારો મરેલાને શું મારે છે !
અકળાયો અમુઝાયો સુખો દુઃખો શીરે હું સહીશ,
બધા દોષો એ તુજને દઇશ મરેલાને શું મારે છે !
મળે તું તે હું મુકું નહીં ચલાવી જો હું ચુકું નહીં,
મને મેળા કરી જો કાંઇ મરેલાને શું મારે છે !
ભુલ્યો આ શું અરે બોલ્યો અચાનક કાળમાં ડોલ્યો,
મને લાગ્યો અજબ ઓળો મરેલાને શું મારે છે ! "

શંકરલાલ—ચંદ્રઆ...

જય જય વિશ્વાધાર હવે આ રંકને તારા કદમમાં લે ! બોલતા હતી, "આતે લગ્નનો રંગ કે રંગમાં ભંગ ?" કહે- તાની સાથે એક જબરું હરિયાનું મોજું આવ્યું, અને હીરા

ઝાલને દરિયામાં ઝપટ મારી ઘસડી ગયું; દરબારી વહાણો હાયની કારમી ચીસ પાડી ગભરાતાં ધ્રુજતાં તોફાનમાંથી માંડ માંડ પાછાં વળ્યાં અને ઘણાજ શ્રમે બંદરને કીનારે ચઢાવ્યા અને રડતા હૃદયે વરરાજાના ડુબવાના માઠા સમાચાર બંદરના માણસોને કહ્યા; વીજળીના વેગે આ સમાચાર આસપાસ ફેલાઈ ગયા; અને ત્યાંથી આખા ભાવનગરમાં ફરી વળ્યા, નગરમાં હાહાકાર થઇ રહ્યો અને મામાને ત્યા જબરૂં છાતીફાટ રુદન થઇ રહ્યું! હરીની ગતિ અકળ છે! રંગનો ભંગ થાય અને ભંગનો રંગ થાય!

